| | | | |
|---|---|---|---|
| ૧૫૦ | ૯ | યોજનાને | યોજનાનો |
| ૧૭૨ | ૧૭ | હુગાપ્પા | હરપ્પા |
| ૧૭૯ | ૭ | કુશન | કુશાન |
| ૧૯૭ | ૫ | એવો | એવુ |
| ૨૦૨ | ૧૫ | ગુહ્યસૂત્રો | ગૃહ્યસૂત્રો |
| ૨૦૨ | ૨૧ | स्वदितम | स्वादितम् |
| ૨૦૭ | ૩ | હોતુ | હોતુ |
| ૨૦૭ | ૧૪ | स्वदितम् | स्वादितव्यम् |
| ૨૦૯ | ૪ | वेद कर्मे | वेद कर्मो |
| ૨૧૭ | ૧૪ | અર્ધો | મંત્રો |
| ૨૨૩ | ૧૯ | આવું દેહાન | એ શબ્દો કાઢી નાખવા |
| ૨૨૪ | ૬ | કેટલાયેક | કેટલીયેક |
| ૨૯૭ | ૧૩ | નર | વિનર |
| ૩૧૯ | ૬ | વર્તનને | વર્ણને |
| ૩૩૭ | ૭ | ફોબ્સ | ફાર્બસ |

# વિજ્ઞાન વિહાર

(ચૂંટેલા ૨૧ લેખોનો સંગ્રહ)

પોપટલાલ ગોવિંદલાલ શાહ
એમ. એ., બી એસસી.

ગુજરાત સંશોધન મંડળ
સંશોધન સદન, સાઉથ એવન્યુ,
ખાર, મુંબઈ – ૫૨ AS

# વિજ્ઞાન વિહાર

(ચૂંટેલા ૨૧ લેખોનો સંગ્રહ)

પોપટલાલ ગોવિંદલાલ શાહ
એમ. એ., બી એસસી.

ગુજરાત સંશોધન મંડળ
સંશોધન સદન, સાઉથ એવન્યુ,
ખાર, મુંબઈ—પર AS

# આમુખ

ગુજરાતી ભાષા અને સાહિત્યનો પરિચય એ મારા જીવનનો એક અતિપ્રિય અનુભવ છે સાહિત્યના આ પરિચયને મે વાચન, લેખન, મનન અને પ્રકાશન દ્વારા કેળવ્યો અને વિકસાવ્યો છે આ કારણે મારા એકત્રીસ ચૂટેલા લેખોનો સગ્રહ પ્રસિદ્ધિમા મૂકતા મને આનદ થાય છે

સાહિત્યવાચનમા મને નાનપણથી જ રસ હતો મારી સાહિત્ય પ્રવૃત્તિના ઉત્તરોત્તર વિકાસમા તેમ જ સાહિત્ય વાચન લેખનમા હુ ગોવર્ધનરામ ત્રિપાઠીને પૂજતો આવ્યો છુ અને તેમના બધા પુસ્તકોનુ મે વાચન અને મનન કર્યું છે તેમના સરસ્વતીચદ્રના પુસ્તકના વાચનની સાથે તેમના સાહિત્યથી હુ મુગ્ધ થયો હતો અને તેમના 'સાક્ષર જીવન' વાચીને મે તેમને માગ ગુરુ સ્થાપ્યા છે. હજુ પણ તે પુસ્તક વાચીને તેમની સેવાગ્રામની યોજનાના વિચારોથી સતોષ પામુ છુ એમની સ્મશાનયાત્રા મુબઈમા જ નીકળી હતી, તેના સ્મરણ કરતા તેમના પુસ્તકના સસ્મરણો મારા મનમા વધારે અમર રહ્યા છે

લેખનપ્રવૃત્તિમા મને દોરનાર શ્રી બળવતરાય ઠાકોરને મારા લેખન ગુરુ માનુ છુ ફોર્મન કૉલેજ લાહોરમા રસાયણ વિદ્યાના અધ્યાપક તરીકે કામ કરતી વખતે સુન્દરી સુબોધના પ્રસિદ્ધ અધિપતિ શ્રી રામમોહનરાય ભિંદુભાઈની પ્રેરણાથી મે વિજ્ઞાન વિષયક લેખો લખવા શરૂ કર્યા હતા ૧૯૧૪મા સરકારી નોકરીમા દાખલ થયા પછીના મારા ભ્રમણ જીવનમા

શ્રી બળવંતરાયભાઈનો પૂનામાં ૧૯૨૬માં પરિચય થયો. તેમની ઇચ્છા, આગ્રહ અને અનુભવનો લાભ લઈને મારું પ્રથમ પુસ્તક 'વિજ્ઞાન વિનોદ' સાહિત્ય પરિષદ તરફથી પ્રસિદ્ધ થયું. અને તેમની ઇચ્છાથી હું ગુજરાતની સાહિત્ય પરિષદનો આજીવન સભ્ય પણ થયો.

ત્યાર પછી ગુજરાત વિદ્યાસભાના આગ્રહથી ૧૯૩૦માં 'વિજ્ઞાન વિચાર' પ્રસિદ્ધ થયું. વિજ્ઞાનના ઇતિહાસ તેમ જ વિજ્ઞાનમનનનાં આ પુસ્તકો વિજ્ઞાન તેમ જ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી ચર્ચાયાં હતાં. 'વિજ્ઞાન વિચાર' પુસ્તકની ચાર આવૃત્તિઓ થઈ હતી. વિજ્ઞાન સંબંધી વધારે મહેનત અને મદદ કરવાની ઇચ્છાથી वैज्ञानिक शब्दसंग्रह ગુજરાતી-હિંદીમાં ૧૯૪૯માં છપાયો હતો. તેની બીજી આવૃત્તિ કરવાનો પ્રસંગ આવે તેમ લાગે છે.

વિજ્ઞાન વિશે અને ખાસ કરીને આધ્યાત્મિક વિષયોને લગતું 'વિજ્ઞાન વિવેક' નામનું પુસ્તક તૈયાર કરવાનો ઘણાં વર્ષોથી વિચાર છે. પરંતુ તે પુસ્તક તૈયાર થાય તે પહેલાં અત્યાર સુધીના મારા લેખોનો સંગ્રહ તે જ હાલતમાં ફરીથી છાપવો તેવો મિત્રો તરફથી આગ્રહ થયો તેના પરિણામે આ 'વિજ્ઞાન વિહાર' નામનો લેખ સંગ્રહ પ્રગટ થાય છે. વિજ્ઞાનના તાત્ત્વિક વિવેચનના બીજા લેખો જેવા કે 'દૈવ કે નિયમ' તે પછીથી 'વિજ્ઞાન વિવેક' પુસ્તકમાં છપાશે એવો સંભવ છે.

'વિજ્ઞાન-વિહાર' પુસ્તકના પ્રથમ વિભાગમાં વિજ્ઞાન વિષયક લેખો તેમ જ સાહિત્ય પરિષદના વિજ્ઞાન વિભાગ તથા જ્ઞાન પ્રસારક મંડળીના પ્રમુખ તરીકેનાં ભાષણોનો સમાવેશ થાય છે. ત્યાર પછી બીજા વિભાગમાં સંસ્કારયાત્રા અને હિંદુ સંસ્કૃતિ વિશેના લેખો મુકચા છે. ત્રીજા વિભાગમાં મનુષ્ય વિદ્યાના પાંચ પસંદ કરેલા લેખો આવે છે. છેલ્લા વિભાગમા ૭ જીવનચિત્રો મારા અંગત મિત્રો અને મારા મોટાભાઈ શ્રી મોતીલાલનો પરિચય આપ્યો છે. આ પ્રમાણે વિવિધ લેખો પસંદ કરવામાં બે દૃષ્ટિબિંદુ નજર આગળ રાખવામા આવ્યાં છે: એક તો ગુજરાતી સાહિત્ય અને લેખનકળાને સમૃદ્ધ કરવાની વૃત્તિ, અને ગુજરાતી વાચક સમાજને અર્પણ કરવાના આ લેખસંગ્રહમાં મારા અગત્યના બધા લેખો સમાઈ જાય તેની ઇચ્છા. આ પ્રમાણે મુખ્ય મુદ્દો તો સાહિત્ય દ્વારા સમાજની સેવા કરવાનો જ છે: અને તે સેવાની તક જવા દેવી જોઈએ નહિ એ મુખ્ય છે. બીજી દૃષ્ટિ એ મારી લેખન સામગ્રીમાંથી મારા વિચારો

ભવિષ્યની પ્રજા સમક્ષ રહે અને તે વિચારો, કૃતિઓ અને યોજનાઓનો અમલ કરવાને માટે ભવિષ્યમાં સહાય મળે એ દૃઢ ઇચ્છા છે. તેવી દૃષ્ટિથી આ પુસ્તક ગુજરાતી સમાજને સહૃદય અર્પણ કરું છું અને આશા રાખું છું તેનો લાભ સર્વ પ્રકારનો વાચકવૃંદ લેશે અને તેથી મારી મહેનત સફળ થશે. આમજનતાને આ સરળ ભાષાના પુસ્તકનો લાભ મળે અને નિત્યજીવનમાં ઉચ્ચ ભાવનાઓ અને વિચારોના પ્રસાર દ્વારા પ્રજાજીવન વધારે ઉન્નત થતું જાય અને તે સાથે ઉચ્ચ માર્ગ તરફ જીવનના ઉત્કર્ષનો આધાર પ્રબળ રીતે પ્રાપ્ત થતો જાય તેવી આશા રાખું છું.

લલિતકુંજ
ખાર, મુંબઈ–૫૨
૯–૭–'૬૬

પો. ગો. શાહ

# અનુક્રમ

આ સર્વવ્યાપી ઉત્ક્રાંતિનું ધ્યેય પૂર્ણતા સાધવાનું છે અને તેથી તેમના સિદ્ધાંતને પૂર્ણવાદનું નામ આપ્યુ છે, એક રીતે તેમાં ઉપનિષદના પ્રસિદ્ધ શાંતિપાઠનું સામ્ય સ્પષ્ટ થાય છે.

पूर्णमदः पूर्णमद पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

હાલનું વિજ્ઞાન કેવા પ્રકારના વિશ્વચિત્રનો નિર્દેશ કરે છે? સાધારણ સમજથી આપણે વિશ્વનુ અવલોકન કરીએ છીએ તેમાં અને વિજ્ઞાનની દૃષ્ટિથી વિશ્વને જોઈએ તેમાં શું ભેદ રહે છે? આ પ્રશ્નો ઘણા અગત્યના છે, કારણ કે આ વિશ્વચિત્રના આલેખનની સામગ્રી એકઠી કરવામાં વિશ્વઘટનાની મૂલ્ય આંકવાની આપણી શક્તિ, સૃષ્ટિના કોયડા ઉકેલવાની આપણી પદ્ધતિ, જીવનનું રહસ્ય, મનુષ્યનું અંતિમ ભવિષ્ય, વગેરે વિષયો સંબંધી આપણા વિચારો સ્પષ્ટ કરવા પડે છે. આ સૃષ્ટિચિત્ર ફક્ત જડસૃષ્ટિના અનુભવથી દોરી શકાય નહિ, અને ભૌતિકશાસ્ત્રો ઉપરાંત જીવવિદ્યાના તેમ જ માનસવિદ્યાના અભ્યાસની જરૂર પડે છે. વિજ્ઞાનની બધી શાખાઓનો સમન્વય ન થાય ત્યાં સુધી વિશ્વના હેતુ અને મૂલ્યાંકને વિશે આપણા વિચારો અપૂર્ણ જ રહેવાના, અને સંપૂર્ણ સામગ્રીના અભાવે આપણા વિશ્વચિત્રમાં રેખાઓ દોરવામાં અને રંગ પૂરવામાં અનેક દોષો રહી જવાના. અર્વાચીન વિજ્ઞાનનો અભ્યાસ અનેક નાના નાના સંકુચિત પ્રદેશોમાં વહેંચાઈ ગયો છે. દરેક વૈજ્ઞાનિક પોતાની દિનચર્યા સંકુચિત કરતો જાય છે. આમ એકદેશીય અને વિકેન્દ્રિત પ્રગતિ હોવાને લીધે અને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુની ગુંચવણોને લીધે પણ એક સમગ્ર સર્વગ્રાહી અને સાર્વત્રિક વિશ્વચિત્રનું આલેખન દુઃસાધ્ય છે. અનેક વિસંવાદી વિચારો. કલ્પનાઓ અને સિદ્ધાંતોનાં જાળા દૂર કરીને એક સુંદર, અને સત્ય ચિત્ર

## ૧. વિજ્ઞાનની દૃષ્ટિએ વિશ્વનું એક ચિત્ર

વિજ્ઞાન પ્રસારક બ્રિટીશ મંડળની શતાબ્દીના અધિવેશન (૧૯૩૧)ના સરપ્રમુખ દક્ષિણ આફ્રિકાના પ્રસિદ્ધ રાજપુરુષ જનરલ સ્મટ્સ, એફ. આર. એસ.નુ ભાષણ વાંચીને આ લેખ લખવાનુ સૂઝેલુ. આ ભાષણની અનેક અવલોકનકોરોએ મુક્તકંઠે પ્રશંસા કરેલી, પરંતુ મને તેના તરફ ખાસ આકર્ષણ થવાનાં બે મુખ્ય કારણો છે. એક તો ૧૯૨૭માં પ્રસિદ્ધ થયેલા મારા પુસ્તક 'વિજ્ઞાન વિચાર'માં વિશ્વક્રિયાના રહસ્ય વિશે દર્શાવેલા મારા વિચારોને મળતી પૂર્તિ; અને બીજું તે પછીના સમયમાં થયેલી વિજ્ઞાનની નવી શોધોનું વ્યાપક દૃષ્ટિથી ટૂંકમાં અને સ્પષ્ટ રીતે કરવામાં આવેલું સચોટ વિવેચન. પ્રથમ તો આ ભાષણનો અનુવાદ કરવા ધારેલુ પણ પાછળથી તે વિષયના બીજા પુસ્તકો વાચવામાં આવવાથી આ લેખનુ ક્ષેત્ર વિશાળ થયું; તેથી આ લેખ ન ગણાય જનરલ સ્મટ્સના ભાષણનો કેવળ અનુવાદ કે તદ્દન સ્વતંત્ર પ્રયાસ. લેખનુ મુખ્ય ધ્યેય જનરલ સ્મટ્સનો પૂર્ણવાદ Holism સમજાવવાનો પ્રયત્ન છે. તેમણે સમગ્ર વિજ્ઞાનનું વિહંગાવલોકન કરીને પ્રતિપાદન કર્યું છે, કે વિશ્વમાં જડ અને શક્તિનો વિરોધ વાસ્તવિક નથી. સકળ વિશ્વ જડવાદના યાન્ત્રિક નિયમોને આધીન છે એમ કલ્પવા કરતા સજીવ સૃષ્ટિમા વ્યક્ત થતા ઉત્ક્રાંતિના નિયમો સકળ વિશ્વમાં વ્યાપે છે એ સિદ્ધાંત વધારે સત્યમય છે

આ સર્વવ્યાપી ઉત્ક્રાંતિનું ધ્યેય પૂર્ણતા સાધવાનું છે અને તેથી તેમના સિદ્ધાંતને પૂર્ણવાદનું નામ આપ્યુ છે, એક રીતે તેમાં ઉપનિષદના પ્રસિદ્ધ શાંતિપાઠનું સામ્ય સ્પષ્ટ થાય છે.

पूर्णमदः पूर्णमद पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

હાલનું વિજ્ઞાન કેવા પ્રકારના વિશ્વચિત્રનો નિર્દેશ કરે છે? સાધારણ સમજથી આપણે વિશ્વનુ અવલોકન કરીએ છીએ તેમાં અને વિજ્ઞાનની દષ્ટિથી વિશ્વને જોઈએ તેમાં શું ભેદ રહે છે? આ પ્રશ્નો ઘણા અગત્યના છે, કારણ કે આ વિશ્વચિત્રના આલેખનની સામગ્રી એકઠી કરવામાં વિશ્વઘટનાની મૂલ્ય આંકવાની આપણી શક્તિ, સૃષ્ટિના કોયડા ઉકેલવાની આપણી પદ્ધતિ, જીવનનું રહસ્ય, મનુષ્યનું અંતિમ ભવિષ્ય, વગેરે વિષયો સંબંધી આપણા વિચારો સ્પષ્ટ કરવા પડે છે. આ સૃષ્ટિચિત્ર ફક્ત જડસૃષ્ટિના અનુભવથી દોરી શકાય નહિ, અને ભૌતિકશાસ્ત્રો ઉપરાંત જીવવિદ્યાના તેમ જ માનસવિદ્યાના અભ્યાસની જરૂર પડે છે. વિજ્ઞાનની બધી શાખાઓનો સમન્વય ન થાય ત્યાં સુધી વિશ્વના હેતુ અને મૂલ્યાંકને વિશે આપણા વિચારો અપૂર્ણ જ રહેવાના, અને સંપૂર્ણ સામગ્રીના અભાવે આપણા વિશ્વચિત્રમાં રેખાઓ દોરવામાં અને રંગ પૂરવામાં અનેક દોષો રહી જવાના. અર્વાચીન વિજ્ઞાનનો અભ્યાસ અનેક નાના નાના સંકુચિત પ્રદેશોમાં વહેંચાઈ ગયો છે. દરેક વૈજ્ઞાનિક પોતાની દિનચર્યા સંકુચિત કરતો જાય છે. આમ એકદેશીય અને વિકેન્દ્રિત પ્રગતિ હોવાને લીધે અને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુની ગુંચવણોને લીધે પણ એક સમગ્ર સર્વગ્રાહી અને સાર્વત્રિક વિશ્વચિત્રનું આલેખન દુઃસાધ્ય છે. અનેક વિસંવાદી વિચારો. કલ્પનાઓ। અને સિદ્ધાંતોનાં જાળાં દૂર કરીને એક સુંદર, અને સત્ય ચિત્ર

દોરવું એ એટલું બધું કઠિન કાર્ય છે કે વૈજ્ઞાનિક વિશ્વચિત્ર સંભવિત અને સાધ્ય છે કે કેમ તેને વિશે શંકા થાય તો તે તદ્દન અસ્થાને ન ગણાય.

## ૨. અંતિમતાનો અભાવ

અલબત, મનુષ્ય સંસ્કૃતિના ઇતિહાસમાં કોઈ પણ વખત વિશ્વનું અંતિમ અને સુનિશ્ચિત ચિત્ર સાધી શકાયું નથી. આ ચિત્રપટ સકળ સૃષ્ટિ જેટલું વિશાળ છે અને મનુષ્યજીવનની પીંછી યુગે યુગે તેને નવા નવા રંગોથી રંગતી રહે છે અને જ્ઞાનની પ્રગતિ અને વૃદ્ધિની સાથે એ ચિત્રપટમાં નવી નવી રેખાઓ અને નવા નવા રંગો જરૂર ભળવાના. મનુષ્યજીવનના દરેક યુગમાં આવું સૃષ્ટિ ચિત્ર તત્કાલીન વિચારકો અને તત્વચિંતકોના હાથે દોરાય છે, પછી તે કોઈ ઠેકાણે ઝાંખું હોય કે ખોટું હોય. મનુષ્યના જ્ઞાન અને વિચારોની ઉત્ક્રાંતિની સાથે તેમાં પણ નિરંતર ફેરફાર થાય છે. પ્રથમ તો જાદૂ એને પ્રકૃતિપૂજાની સૃષ્ટિ હતી, અને ત્યાર પછી પ્રકૃતિના દેવો સૂર્ય, અગ્નિ, મરુત્, વરુણ, ઇત્યાદિ પૂજાવા લાગ્યા. એક સમયે આપણી પૃથ્વી સકલ વિશ્વનું મધ્યબિંદુ છે એમ ગણાતું, અને હજુ પણ સાધારણ મનુષ્યની સૃષ્ટિ તો પોતાના રહેવાના ઘરની ગલી કે શેરી, શહેર, પ્રાંત કે દેશની બહાર તો ભાગ્યે જ જઈ શકે છે, અને જાય તો ઘણું ખરું આપણી પૃથ્વીમા જ સમાઈ જાય છે. ગેલીલીઓ અને ન્યુટનના સમયથી સૃષ્ટિ યંત્રમય છે એમ ગણાતું આવ્યુ છે તેમાંના એક વિભાગ (સૂર્ય મંડળ)ના નમૂના હજુ પણ શાળાઓમા દેખાડવામાં આવે છે પરંતુ આઇન્સ્ટાઇન પછી આ યાન્ત્રિક નમૂનો નકામો થઈ પડ્યો છે. વિશ્વ તો ગણિત-શાસ્ત્રીની કલ્પનામા જ વિહરે છે અને તેનો વાસ્તવિક યાંત્રિક નમૂનો બનાવવો અશક્ય છે, એમ સ્વીકારાયુ છે.

વિજ્ઞાન સાધારણ અનુભવ અને સમજમાથી ઉદ્ભવ્યુ છે આપણી સાધારણ સમજ પ્રમાણે આ સૃષ્ટિમા પ્રકૃતિ સિવાય બીજુ કાઈ નથી દ્રવ્ય, તેમાથી બનેલી પૃથક વસ્તુઓ અને તેમના ગુણો એક બીજા ઉપર અસર કરે છે અને તેમા ફેરફાર થાય છે આપણી ઇદ્રિયોથી અનુભવી શકાય તેવા દ્રવ્યો ઉપરાત, દિગ્ અને કાળ, અદૃશ્ય બળો, જીવન અને આત્મા એનો પણ આ સૃષ્ટિમા સમાવેશ કરવામા આવ્યો છે આ પ્રમાણે આપણા સૃષ્ટિચિત્રમા ચિતરવાના તત્ત્વોની યાદી વધતી ગઈ છે અને એક વિલક્ષણ સૃષ્ટિદર્શન ઊભુ થયુ છે, કે જેમા કેટલેક ઠેકાણે આતરિક વિરોધ દેખાવા છતા પણ તે પ્રત્યક્ષ અનુભવ અને સુસિદ્ધ તથ્યોના પાયા ઉપર રચાએલુ છે આપણે એમ કહી શકીએ કે સાધારણ સમજથી પણ આપણે આવી સૃષ્ટિ કલ્પી શકીએ, તો પછી તેમા વિજ્ઞાને ખાસ શુ કર્યું છે? વિજ્ઞાનની પદ્ધતિ સાધારણ સમજથી મૌલિક રીતે જુદી પડે છે ઇદ્રિયગ્રાહ્યજ્ઞાન, અનુભવ, અને પ્રયોગ ઉપર આધાર રાખીને સુસિદ્ધ તથ્યો ઉપર જ સિદ્ધાતો રચવા એ વિજ્ઞાનની પદ્ધતિ છે આ રીતે જ વિજ્ઞાનની મોટી ઇમારત બધાઈ છે, અને તે રચવામા ચોક્કસ અનુભવ અને પ્રત્યક્ષ પ્રમાણ વિનાની બધી વસ્તુઓનો ત્યાગ કરવો ઇષ્ટ ગણાય છે દ્રવ્ય પરમાણુઓનુ બનેલુ છે એમ પ્રમાણ મળવાથી પરમાણુવાદ સ્થપાયો ભૌતિક સૃષ્ટિમા આકાશ (ઈથર)ની કલ્પના બહાર પાડવામા આવી ગતિ સરક્ષણ વિદ્યુત્, અને ચુબકતત્ત્વના નિયમો ઘડાયા અને આવી રચનાના બધારણ ઉપર પ્રકૃતિની એકરૂપતાના નામે સકળ વિશ્વમા એક જ જડ નિયમ વ્યાપક છે એ વિચાર પ્રચલિત થયો આવા જડ અને યત્રપ્રધાન સૃષ્ટિચિત્રમા જીવ અને મનને યોગ્ય સ્થાન આપી શકાયુ નહિ તોપણ પ્રચલિત વિજ્ઞાનવિચારકો તેને

વિજ્ઞાનથી જુદા ખૂણામાં-ઉપલક હિસાબમાં-મૂકીને -અને વધુ પ્રગતિની આશાએ આગળ વધતા રહ્યા. અધિભૌતિક અને આધ્યાત્મિક ઘટનાઓના વિશે તો તે અસંભવિત છે અથવા અજ્ઞેય છે એવી વૃત્તિ સ્વીકારીને વિજ્ઞાને બેદકારી બતાવી છે. ઓગણીસમા શતકમાં ઉપર પ્રમાણેનું વૈજ્ઞાનિક સૃષ્ટિચિત્ર સર્વત્ર લોકપ્રિય હતું અને હજુ પણ તે ઘણે અંશે સ્વીકારાય છે. તેમાં સાધારણ સમજથી સ્વીકારાતા મુખ્ય વિચારો ચાલુ રહ્યા છે. જો કે ચોક્કસ હકીકત, તથ્યોને લીધે તે વધારે શુદ્ધ રૂપમાં આવ્યા છે. દ્રવ્ય, કાળ, દિગ્, તેમ જ પંચતત્ત્વો પૃથ્વી, આપ, વાયુ, તેજસ, અવકાશ વગેરેના મહાપ્રશ્નો વિશે જે કાંઈ સાધારણ મનુષ્યની જાણમાં હતું તેના કરતાં વૈજ્ઞાનિકો તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ ખાસ વધારે નવું કે ભિન્ન જાણતા નહોતા. એક રીતે એમ કહી શકાય કે ઓગણીસમા સૈકાનું વિજ્ઞાન તે સાધારણ સમજનું શુદ્ધ, સુવર્દ્ધિત અને વ્યવસ્થિતરૂપ હતું. સૃષ્ટિ નિયમને આધીન છે એ વિચાર સાધારણ મનુષ્યના કર્મસ્વાતંત્ર્યવાદ (freewill)ના વિચારથી તદ્દન ઊલટો હોવા છતાં બીજી બધી દૃષ્ટિએ સાધારણ સમજથી ભિન્ન નહોતો. આપણે એટલું તો કબૂલ કરવું પડશે કે તે સમયની વ્યાવહારિક શોધખોળોથી, આપણી ભૌતિક સંસ્કૃતિમાં અજાયબ ફેરફાર થયો છે, પરંતુ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વિજ્ઞાનના સૃષ્ટિચિત્રમાં કાંઈ ખાસ વિપ્લવમય ફેરફાર થયો નહોતો.

### ૪. જડ અને શક્તિનો સંબંધ

પરંતુ તે સમયની શાંત લાગતી સપાટીની નીચે ભવિષ્યના બીજોના અંકુર ફૂટવા માંડ્યા હતા. વીસમા શતકની શરૂઆતમાં બહારની ઘટનાઓનો અભ્યાસ છોડીને દૃષ્ટિબાહ્ય વિષયોનો અભ્યાસ શરૂ થયો ત્યારે આ દિશામાં પ્રથમ પગલું લેવાયું. સૃષ્ટિની બાહ્ય ઘટનાઓની સમજૂતિમાં આવતાં

મૌલિક તત્ત્વો જે બહારથી દેખી શકાય કે માપી શકાય તેવાં નહોતાં તેના સ્વરૂપનો નિર્ણય સમય આવી લાગતાં જ નવા સૃષ્ટિબિંદુની જરૂર પડી. ઓગણીસમા સૈકાનો અણુવાદ અને પરમાણુવાદ પ્રાચીન હિંદુ કે ગ્રીક કલ્પનાઓ કરતાં આગળ વધ્યો ન હતો; પરંતુ આ અણુઓ અને પરમાણુઓનું વિચ્છેદન અને પૃથક્કરણ થયુ. તેમાંથી વિદ્યુદણુઓ પ્ર અણુઓ (radiations) ઉદ્ભવ્યાં. દ્રવ્યમાત્ર આવા પ્રકારના તત્ત્વોનુ બનેલુ છે અને આપણી જડ સૃષ્ટિમાં આજ સત્ત્વો અંતિમના છે એમ સિદ્ધ થયું. દ્રવ્ય, જડદ્રવ્ય, અને પ્રાચીન સમયથી પૂજાતી પ્રકૃતિ માતા, એમનું રૂપાંતર વિદ્યુન્મય શક્તિમાં* થયુ. જડ સૃષ્ટિના મહેલો, મિનારા, અને મંદિરો તેમ જ પૃથ્વી, જલ, આપ, વાયુ, આકાશ એ બધા પ્રાચીન તત્ત્વો પણ ઓગળી જઈને તેજોમય શક્તિમાં રૂપાંતર પામ્યા છે. જડ

* વધુ સ્પષ્ટતા માટે જુઓ આ લેખકનુ પુસ્તક "વિજ્ઞાન વિચાર" પૃ ૨૩૦ અણુ (molecule), પરમાણુ (atom), વિદ્યુદણુ (electron) પ્ર-અણુ (proton) એ સત્ત્વો ઉપરાંત છેલ્લા બે વર્ષોમાં ભૌતિકશાસ્ત્રમાં નવી શોધો થઈ છે હવે પરમાણુના વિભાગ નીચે પ્રમાણે કરવા જોઈએ.




પરમાણુમાં વિદ્યુદ્રહિત જડભાગ ન્યૂટ્રોનની બહાર ધન વિદ્યુત્વાળા પોઝીટ્રોન, અને ઋણ વિદ્યુત્વાળા ઇલેક્ટ્રૉન ગોઠવાયેલા ગણાય છે, એટલે પરમાણુ જડ નહિ પણ વિદ્યુન્મય છે

અને શક્તિના પરસ્પર રૂપાંતર થાય છે એ ઘટના હવે સુસ્થાપિત છે. જડ શક્તિમય છે એટલું જ નહિ, પણ શક્તિનાં સ્વરૂપ, પ્રકાશ અને વિદ્યુત્, એમનુ પણ વજન અને ઘનતા એ તેમનો જડ દ્રવ્યની સાથેનો સંબંધ બતાવે છે. 'મૃત્યુ મરી ગયું રે લોલ.' એ ગુંજનાર કવિની સાથે હાલના વૈજ્ઞાનિકો પણ ગાઈ શકે કે 'જડ મરી ગયું રે લોલ.' જડ એ શક્તિથી ભિન્ન નથી પણ તેનું જ રૂપાંતર છે, જડ અને શક્તિ એ આંતરસંબંધ છે એ સિદ્ધ કરનાર વૈજ્ઞાનિકોમાં સર જે. જે. થોમસન અને લૉર્ડ રૂથરફોર્ડનાં નામ અગ્રસ્થાને આવે છે. તેમને ખરેખર અર્વાચીન જાદુગર ગણી શકાય.

### ૫. દિક્-કાળનો સંબંધ

દ્રવ્ય જડ નથી પણ શક્તિમય છે એ મહાન શોધના જેવી બીજી મહાન શોધ આજ સમયમાં થઈ છે. ગયા સૈકામાં વિદ્યતૂચુંબકત્વની ઘટનાઓના અભ્યાસને લીધે પ્રકાશ અને વિદ્યુતના સ્વરૂપનું સામ્ય સમજાયુ હતું. આ બેના સંબંધનો વધારે ઊંડો અભ્યાસ મીંકૌસ્કી નામના રશીઅન વૈજ્ઞાનિકના હાથે થયો. તેણે સિદ્ધ કર્યું કે કાળ અને દિક્ એ બે ભિન્ન વસ્તુઓ નથી પરંતુ 'દિક્ કાળ' એ નામના ગૂઢ અને રહસ્યવૃત્ત સંકીરણના મૌલિક તત્ત્વો છે. એટલે જેવી રીતે દિગ્ એ વસ્તુઓનો મુખ્ય ગુણ દર્શાવે છે તેવી રીતે કાળ પણ વસ્તુઓનો આવશ્યક ગુણ છે. વસ્તુઓની હયાતીની શરૂઆતથી જ તેમના બંધારણમાં કાળનું તત્ત્વ હાજર હોય છે; કાળની કલ્પના વસ્તુઓથી ભિન્ન છે અને તેમના ગુણોમાં પાછળથી ઉમેરાઈ છે એમ નથી, પરંતુ વસ્તુઓના મૌલિક અને અંતર્ગત બંધારણમાં પ્રથમથી જ કાળનો સમાવેશ થયેલ છે. સૃષ્ટિના દ્રવ્યનું બંધારણ કેવળ જડ વસ્તુઓનું નથી પરંતુ કાળરૂઢ બનાવોનું બનેલું છે.

૬. સાપેક્ષતાનો સિદ્ધાંત

આ દિક્-કાળની કલ્પના એ હાલના જમાનાની પ્રથમ વિપ્લવમય શોધ કહેવાય અને તેના લીધે જ પ્રાચીન સમયની સાધારણ સમજથી હાલનું વિજ્ઞાન જુદું પડે છે. ભૌતિક શાસ્ત્રમાં એને લીધે ચમત્કારી પરિણામો સાધી શકાયા છે. તેની મદદથી આઇન્સ્ટાઈન યુકલીડ અને ન્યૂટનના પ્રાચીન નિયમોથી પાર જઈ શક્યો છે, ગુરુત્વાકર્ષણના નિયમોમાં ઘણો ફેરફાર કરવો પડ્યો છે તેમ જ સૃષ્ટિના મૌલિક બંધારણમાં સાપેક્ષતાનો નવો સિદ્ધાંત દાખલ કરવો પડયો છે. દિક્ (અવકાશ) નિષ્ક્રિય અને સજાતીય છે, એક જ સરખી કુમાશવાળું સ્થિર અને નિષ્ક્રિય સત્ત્વ છે એમ પહેલાં ગણાતું; પરંતુ આ દિક્‌ની કલ્પનામાં જ્યારથી કાળની કલ્પના પણ સંયોજવામાં આવી ત્યારથી દિક્ આકાશનું આ પ્રાચીન સ્થિર સ્વરૂપ બદલાયું. હવે એમ સમજાવવામાં આવે છે કે આ દિક્ સતત, સ્થિતિસ્થાપક (flexible) અને ભેદશીલ (variable) અસ્થિર ગુણોવાળું જુદાજુદા પ્રદેશમાં જુદી કુમાશવાળું છે; તેમાં આકાર કે ગુણોમાં—ગોળાઈમાં કે કુમાશમાં—ભેદ થવાને લીધે જે ઠેકાણે તેની ભિન્નતા અને જડતાનો આવિર્ભાવ થાય છે ત્યાં આપણે જડવસ્તુ જડસૃષ્ટિ જોઈ શકીએ છીએ. દિક્ કાળથી બંધાયલી રેખાઓના જુદા-જુદા ચોક્કસ અને માપી શકાય તેવા પ્રકારોથી આપણે હવે દ્રવ્ય, સ્થૂલ પરિમાણ (mass) અને શક્તિ (energy)ના અનુભવ અને વર્ણન કરી શકીએ. ગુરુત્વાકર્ષણની પેઠે વિદ્યુત્ ચુંબકત્વનું પણ આવી જ રીતે વિભાજન થશે એવી આશા રાખી શકાય. જ્યારે આ સિદ્ધ થશે ત્યારે આપણે કહી શકીશું કે આ સૃષ્ટિમાં એક જ ભૌતિક સત્ય છે અને તે દિક્ કાળની સંજ્ઞાથી દર્શાવી શકાય; દ્રવ્ય અને શક્તિના ભિન્ન સ્વરૂપો સ્વતંત્ર વ્યક્તિઓ નહિ ગણાય પરંતુ ફક્ત આ

પ્રાથમિક દિક્ કાળના રૂપાંતરો જ કહેવાય. તે વખતે આપણી દિક્-કાળની કલ્પના પણ વધારે વિસ્તૃત કરવી પડશે. આઇન્સ્ટાઈને થોડા જ વખત પહેલાં પ્રતિપાદન કર્યું હતું કે આપણા દિક્-કાળના સિદ્ધાંતમાં વિસ્તાર કર્યા વિના આગળ વધવું મુશ્કેલ છે, અને નિયામન (Direction)નું નવું તત્ત્વ દાખલ કરવું પડશે. દિક્-કાળના સિદ્ધાંતમાં ગમે તેટલા ફેરફાર કરવા પડે તોપણ એટલું તો નિઃશંક છે કે તેના સિવાય સૃષ્ટિચિત્ર ચિતરી શકાય નહિ. 'આઇન્સ્ટાઈન અને એનો સાપેક્ષાવાદ,' કર્તા કાન્તિલાલ છ. પંડ્યા.

૭. કણવાદ

દિક્-કાળથી રૂઢ સૃષ્ટિની કલ્પના કરતાં પણ એક વધારે વિપ્લવમય શોધ સાધારણ સમજથી વિરુદ્ધ પડે તેવી છે. એક રીતે દિક્-કાળની સૃષ્ટિ, બુદ્ધિ અને તત્ત્વજ્ઞાનની વિરુદ્ધ ન ગણી શકાય; ઉલટું તે ગણિતબુદ્ધિનુ પરિણામ હોવાથી તેને બુદ્ધિમય જ ગણાય. પ્રાચીન જડદ્રવ્યની જડતાને ઓગાળીને તેમાંથી દિક્-કાળના સુઘડ રૂપોને જન્મ આપનાર આ નવી કલ્પનાને બુદ્ધિ પ્રધાન જ ગણાય. વિજ્ઞાને પ્રથમ તો જડ અને પ્રયોગાત્મક તથ્યોથી શરૂઆત કરી હતી પણ હવે તો કેવળ બુદ્ધિપ્રધાન અને સ્પર્શેન્દ્રિયોની અગ્રાહ્ય તત્ત્વો તરફ જતું લાગે છે. દિક્ કાળવાદ કરતાં પણ એક બીજી વૈજ્ઞાનિક શોધ આ સાધારણ બુદ્ધિવાદથી પણ આગળ જાય છે અને તે મૅક્સ પ્લાન્કનો ક્રાંતિકારક ક્વૉન્ટમ્ કણનો સિદ્ધાંત. આ 'કણ' વાદ પ્રમાણે શક્તિ કણોની બનેલી છે, અને અનાજ ના જુદાજુદા કણો-(quantum)ની માફક ભિન્ન અંશોની બનેલી છે. 'The essence of the quantum theory consists in the fact that it introduces a new and universal constant, viz. the elementary quantum of action.'

કણુવાદના સ્થાપક મેક્સ પ્લાન્કના શબ્દોમાં આ સિદ્ધાંતનું મુખ્ય કાર્ય તો એ છે કે વિશ્વની બધી ઘટનામાં (કેવળ જડ કે શક્તિમાં નહિ પણ) ક્રિયા માત્રમાં સ્થિર નિત્ય સ્વભાવના એકમ (કણ)ની પ્રતિષ્ઠા કરવી. દિક્-કાળની સૃષ્ટિમાં સાતત્યની ભાવના છે, કણુવાદમાં આ સાતત્યનો અભાવ-વિરોધ છે. આ પ્રમાણે કણુવાદ સાધારણ સમજથી ઊલટો છે તેટલું જ નહિ પણ બુદ્ધિવાદથી વિરુદ્ધ હોય એમ લાગે છે. આ ક્વૉન્ટમ-કણ એક અણુ જેવો લાગે છે પરંતુ આ અણુને દિક્ કે કાળમાં સ્થાન નથી. સર આર્થર એડીંગટનના સચોટ શબ્દોમાં કહીએ તો પ્રકાશનો એક કણ સો ઇંચ વ્યાસવાળા ટેલિસ્કોપના તાલ (lens) ભરી શકે તેટલો મોટો હોય છે તે છતાં તે એટલો (अणोरणीयान् महतो महीयान्) પણ થઈ શકે કે એક પરમાણુની અંદર જઈ શકે. આ કણ. વર્તુળાકાર વિશ્વતરંગની માફક સકળ સૃષ્ટિમાં પ્રસરી શકે છે પરંતુ જ્યારે કોઈ વસ્તુ સાથે અથડાય છે ત્યારે તે વિશ્વતરંગ એકદમ એક બિંદુમય થઈ જાય છે, અને પોતાના પૂર્ણ અને અવિચ્છિન્ન બળથી પ્રહાર કરે છે.

દિક્-કાળની મર્યાદા આ કણ (ક્વૉન્ટમ)ને લોપતી નથી, ખાસ કરીને કણોના હલકા ગણોને. આ ઉપરાંત એક વધુ આશ્ચર્યજનક હકીકત તો એ છે કે જ્યારે આ કણો કશાની સાથે અથડાય છે ત્યારે ઉત્પન્ન થતી ઘટનામાંથી એવો વિચિત્ર કોયડો ઉત્પન્ન થાય છે કે જેથી કાર્યકારણના સાધારણ નિયમો અને પ્રકૃતિની એકરૂપતાના સિદ્ધાંતો દૂર મૂકવા પડે છે, અને આપણને આકસ્મિક સંયોગો અને સંભાવના (probability) ઉપર વિશેષ આધાર રાખવો પડે છે. સૃષ્ટિનું આ વિચિત્ર કરુણમય રૂપ કેવળ તર્ક અથવા કલ્પનાનુ પરિણામ નથી, પરંતુ ભૌતિકશાસ્ત્રની વિવિધ શાખાઓમા મળી આવતા પ્રયોગાત્મક તથ્યો ઉપર રચાયેલું છે.

આ ઉપરથી કેટલાએક પ્રસિદ્ધ ભૌતિકવેત્તાઓ સૃષ્ટિમાં બુદ્ધિ અને નિયમ વિરુદ્ધ એક નવું પરિણામ –નવું સત્ત્વ– મળી આવ્યું છે એમ ધારી બેઠા છે ખોટું છે. ફક્ત એટલુ જ કહી શકાય કે આ કણોની અતિ સૂક્ષ્મ સૃષ્ટિમાં આપણી ભૌતિક વિચારકલ્પના હજુ પ્રસરી શકી નથી. વિજ્ઞાનના ક્ષેત્રમાં કણની નવી સૃષ્ટિને દેખાયે થોડાં જ વર્ષો થયાં છે, તેને યોગ્ય નવી કલ્પનાઓ, નિયમો, અને નવી સિદ્ધાંતાવલી રચવાને માટે હજુ ઘણું કામ બાકી છે. છેલ્લા ચાર પાંચ વર્ષોમાં તરંગ-ગતિવિદ્યા (wave-mechanics)માં ઘણી પ્રગતિ થઈ છે અને આ સૂક્ષ્મ સૃષ્ટિમાં પણ નિયમ અને વ્યવસ્થાનાં તત્ત્વોનો આવિર્ભાવ દેખાવા માંડ્યો છે.

૮. ઉત્ક્રાંતિવાદ

ભૌતિકવિજ્ઞાનમાં થએલી પ્રતિભાશાળી શોધો જેટલી જ વિપ્લવમય શોધો જીવવિદ્યામાં છેલ્લાં થોડાં વર્ષોમાં થઈ નથી; પરંતુ આપણા સૃષ્ટિચિત્રને માટે તે ઓછી ઉપયોગી નથી. જીવવિદ્યામાં છેલ્લા શતકની સૌથી વધુ અગત્યની શોધ ઉત્ક્રાંતિવાદ ગણી શકાય. સજીવ સૃષ્ટિની ઉત્ક્રાંતિની કલ્પનાને ભૌતિક દૃષ્ટિ એ આવશ્યક ટેકો આખરે દિક્-કાળના સિદ્ધાંતથી મળ્યો છે. આ સ્થળે લમાર્ક, ડાર્વીન કે મેન્ડલના અંગત કાર્યનો અને તેમના વચ્ચેના મતભેદો વગેરેનો ઊહાપોહ કરવાની જરૂર નથી, કારણ કે ઉત્ક્રાંતિની રીતિઓ, કારણો કે યુક્તિઓ વિશે મતાંતર હોવા છતાં પણ અર્વાચીન ઉત્ક્રાંતિવાદ એ વિજ્ઞાનના સુદૃઢ બાંધેલા મહેલોમાંનો એક છે. પ્રાચીન-જીવવિદ્યા, ગર્ભવિદ્યા, તુલનાત્મક શરીરરચનાવિદ્યા, અને પ્રાણીઓ અને વનસ્પતિઓના ભૌગોલિક વહેંચણી અને પ્રસાર, એ સઘળી સાક્ષીથી એમ ખાત્રી થાય છે કે આ પૃથ્વી ઉપરનું જીવન સાદાં પ્રાણીઓમાંથી ઉત્ક્રાંત થયું છે

થોડી સંખ્યામાંથી અને સાદા સ્વરૂપમાંથી અનેક સંખ્યા અને અનેક વિશિષ્ટ પ્રકારના સ્વરૂપ બન્યાં છે, આ ઉત્ક્રાંતિનાં બે સાધન છે,–એક તો આંતરિક જાતીય અને જન્મપ્રધાન કારણો, અને બીજાં બહારની પરિસ્થિતિનાં કારણો. આ બંને જાતનાં કારણોને લીધે પૃથ્વી ઉપરની બદલાતી જતી પરિસ્થિતિને અનુકૂળ સ્વરૂપ ધારણ કરવાની શક્તિ પ્રાણીઓને પ્રાપ્ત થઈ છે આ ઉત્ક્રાંતિની ક્રિયામાં નવાં સાધનો, નવી ઇંદ્રિઓ અને નવી રચના અને બંધારણો પ્રાપ્ત થયાં છે તેટલું જ નહિ પણ નવી ક્રિયાઓ, ગુણો, ધર્મો અને શક્તિઓ પણ મેળવવામાં આવી છે, આવી સતત પ્રગતિને અંતે સાધારણ પ્રાણીઓના ઉત્ક્રાંતિના સર્વોત્કૃષ્ટ ફળરૂપે મનુષ્યનુ માનસ અને વ્યક્તિત્વ એ પણ પ્રાપ્ત થયાં છે. ડાર્વીનની કીર્તિનો આધાર તેણે ઉત્ક્રાતિના કારણરૂપ નૈસર્ગિક પસંદગીની શોધ કરી તેના કરતાં ઉત્ક્રાંતિવાદની સ્થાપના કરી તેના ઉપર જ વધારે સબળ રીતે ટકે છે. આ ઉત્ક્રાંતિવાદની સ્થાપનાથી આપણી સૃષ્ટિની કલ્પના અને સૃષ્ટિના વાસ્તવિક મૂલ્યાંકનમાં ઘણું રૂપાંતર થયુ છે. દરેક ધર્મ અને સંપ્રદાયમાં સૃષ્ટિની ઉત્પત્તિ વિશે ચર્ચાયલા સિદ્ધાંતો ફરીથી રચવા પડ્યા છે, સૃષ્ટિ અને સ્રષ્ટાના સંબંધ વિશે નવા નવા વિચારો પ્રચલિત થયા છે અને મનુષ્ય પોતે ઈશ્વર કે દેવોનુ પ્રિય સંતાન હોવાનો હક છોડીને સકળ સૃષ્ટિમાં પોતાનુ વાસ્તવિક સ્થાન સમજતો થયો છે

૫

દિક્‌કાળની ભાવના પણ આ ઉત્ક્રાંતિમાં પરિણમે છે. કારણ કે પ્રાણીઓની ઉત્ક્રાંતિમા જ સૃષ્ટિની કાળની ભાવનાનો પ્રથમ ઉપયોગ સ્પષ્ટ થાય છે. સૃષ્ટિ સ્થિર કે સ્થિર નથી પરંતુ એક પ્રગતિમય ઘટના છે સૃષ્ટિમા કોઈ પણ વસ્તુ એક જ સ્થિતિમા રહેતી નથી, અથવા તો તે બીજી કોઈ

વસ્તુની નકલ નથી. A growing, gathering, creative, strean of unique events rolls forever forward. પણ અદ્વિતીય બનાવોનો સતત પ્રવાહ છે–અને તે પ્રવાહ જડ નથી, પરંતુ સતત ઉત્પાદક, વૃદ્ધિમાન, અને ગતિમાન અનંતતામાં વહ્યા જ કરે છે. આ પ્રમાણે દિક્-કાળ અને સજીવ ઉત્ક્રાંતિ આ બેની વચ્ચેનો ગાઢ સંબંધ સ્વીકારતાં આપણે ભૂલવું ન જોઈએ કે ઉત્ક્રાંતિ કાળ–અને દિક્ કાળ એ બે તદ્દન ભિન્ન છે. જીવન-કાળ ભૂત અને ભવિષ્યનો સંબંધ દર્શાવે છે અને એક દષ્ટિએ ઐતિહાસિક-કાળને મળતો આવે છે; આપણા સાધારણ અનુભવની "પહેલાં" અને "પછી" એ સંજ્ઞાઓનો અનુભવ યાદ કરાવે છે. પરંતુ દિક્–કાળને આવા ઐતિહાસિક પ્રશ્ચાદ્ભૂમિ અને ભૂતપટ (background) હોતાં નથી. કાળની દિશા ભૂત અને ભવિષ્ય બને તરફ ઉદાસીન ગણાય છે, તે આગળ ભવિષ્યમાં પણ જઈ શકે છે અને પાછું ભૂતકાળમાં પણ જોઈ શકે છે, પરંતુ સજીવ સૃષ્ટિનો કાળ, આપણા સાધારણ અનુભવ પ્રમાણે, એક જ દિશામાં આગળનો આગળ ભવિષ્યમાં ચાલે છે. તેથી નિર્જીવ સૃષ્ટિ ઉત્ક્રાંતિ સજીવ સૃષ્ટિની ઉત્ક્રાંતિથી ઊલટી દિશામાં થાય છે. સજીવ સૃષ્ટિમાં પ્રાણીઓની ઉત્ક્રાંતિ કાળની ગતિની સાથે વધારે ઉત્તમ વ્યવસ્થાશક્તિ અને ઉચ્ચતર ગુણોની પ્રાપ્તિ તરફ ઢળે છે, તેથી ઊલટું ભૌતિક સૃષ્ટિમાં (થોડા એક અપવાદ સિવાય) કાળની ગતિ લગભગ તેથી ઊલટું સાધે છે –વ્યવસ્થા અને સુસ્થિતિ નષ્ટ થતાં જાય છે– વધારે ગુંફિત બંધારણો તુટતા જાય છે, અને શક્તિનો વ્યય અને નાશ* થતો જાય છે.

* આ ઘટના વિશે ઓસ્કાર વિલ્ડેની એક ઉક્તિ પાશ્ચાત્ય સ્થૂલ દષ્ટિએ નોધવા જેવી છે Lord Illingworth, I never intend

ઉષ્માગતિશાસ્ત્રના (thermodynamics) બીજા નિયમ પ્રમાણે ભૌતિક સૃષ્ટિમાં અધોગતિ થતી દેખાય છે, ત્યારે સજીવ સૃષ્ટિમાં ઉચ્ચગતિ સ્પષ્ટ સમજાય છે. તેથી સકળ સૃષ્ટિના મહત્તર ભાગમાં બધી વસ્તુઓનો નાશ થતો હોય એમ લાગે છે, પરંતુ થોડા એક ભાગમાં ઉત્ક્રાંતિ અને ઉચ્ચગતિ જોઈએ છીએ એમ કહી શકાય. વિશ્વના નષ્ટ થતા તત્ત્વોમાંથી જીવન અને ચેતન ઉત્પન્ન થતાં હોય એમ લાગે છે. પ્રકૃતિનો નાશ થતો દેખાય છે પરંતુ તે નાશની સાથે આ અમર કીર્તિ પ્રાપ્ત કરવાનું–નિર્માણ કરેલા વિનાશ સાથે અમર કીર્તિ અને ઓજસ્ સંપાદન કરવાનું–ગુપ્ત સાધન પ્રકૃતિએ શોધી કાઢયું હોય એમ લાગે છે.

૯. પૂર્ણવાદ

આ રહસ્યાવૃત્ત વિશ્વની ગૂઢતમ ઘટના સજીવ સૃષ્ટિ છે, અને તે સૃષ્ટિની એક ક્રિયાત્મક ઘટના ઉત્ક્રાંતિવાદ સમજાવે છે. જીવન સૃષ્ટિમાં, જીવનના મુખ્ય ગુણો શું છે તે સંબંધી પ્રશ્ન કરતાં આપણને પહેલાં સમજાવેલો ક્વૉન્ટમ–કણ યાદ આવે છે. જીવનનો ભૌતિક આધાર આ કણ ઉપર છે એમ તો ન કહી શકાય પરંતુ એમ તો કહી શકાય કે ભૌતિક સૃષ્ટિમાં જેમ ક્વૉન્ટમ્–કણ એક મુલગત એકમ ગણાય છે એવી રીતે સજીવ સૃષ્ટિમાં પણ આ એકમ ગણવો જોઈએ. "કણ" આખું અથવા બિલકુલ નહિ એ ન્યાય પ્રમાણે વર્તે છે. તેવી રીતે જીવ પ્રાણી પણ કયાં તો આખું સજીવ હોય છે અથવા તો આખું નષ્ટ થાય છે; કોઈ એક કે કાવ્યની સુંદરતા

to grow old. The soul is born old but grows young, that is the comedy of life. Mrs. Allenby. And the body is born young and grows old. That is life's tragedy.

તેના અમુક વિભાગમાં નથી હોતી, પરંતુ તેના પૂર્ણ અખંડિત સ્વરૂપમાં જ રહે છે. ક્વૉન્ટમ્–કણ–પણ અવિભક્ત જ હોઈ શકે ક્યાં તો તે આખું હોય કે તદ્દન નષ્ટ થાય અને તે જ ન્યાય જીવ (life)ને પણ લાગુ પડે છે. કણ (ક્વૉન્ટમ્)નું વાસ્તવિક વર્ણન તરંગ અથવા તરંગ સમૂહથી અપાય છે; આ તરંગના ટોચથી ટોચ સુધીના અથવા ખાડાથી ખાડા સુધીના ભાગને જ એક આખુ તરંગ અથવા ક્વૉન્ટમ્–કણ–કહેવાય છે. તેમાં ત્રુટક પડે તો આખા તરંગનો નાશ થાય છે. ક્વૉન્ટમ્ એ એક અમુક નિયતસમૂહ (specifie cofiguration) છે અને તે રૂપમાં જ રહી શકે છે; તેવી રીતે જીવનું પણ તેમ જ છે. ક્વૉન્ટમ્–કણ વિશ્વસૃષ્ટિના કાર્યકારણ ભાવની યોજનામાં બંધ બેસી શકતું નથી. તેવી રીતે જીવનું પણ તેમ જ છે.

રંગ અને રૂપ જેવા ગૌણ લક્ષણોનો આધાર હવે ક્વૉન્ટમ્‌ની ઘટના ઉપરથી સમજાવી શકાય છે તે હકીકત ઘણી ઉપયોગી છે. જૂની પદ્ધતિનું જડવાદી વિજ્ઞાન આ ગૌણ લક્ષણોની સમજૂતી આપવાનું અનાવશ્યક સમજે છે પણ જીવન અને ચેતનની સાથે આ લક્ષણનો ખાસ સંબંધ ભૂલી શકાય એમ નથી. જીવન એ એક ભૌતિક કે બીજા કોઈ પ્રકારનું વિશિષ્ટ સત્ત્વ નથી પણ તે વ્યવસ્થાનો –વ્યૂહ– પ્રકાર છે અને તે વ્યવસ્થા કેન્દ્રિત અથવા આત્મ પ્રધાન છે. આ વ્યવસ્થા જો તૂટી જાય તો તેમાંથી જીવનના ટુકડા બનતા નથી પરંતુ તેનો સદંતર નાશ થાય છે—પ્રાણીનું મૃત્યુ થાય છે. જીવંત પ્રાણીઓના સ્વાભાવ અને લક્ષણ કેવળ તેમના સહાયક અવયવો ઉપર આધાર રાખતા નથી. પરંતુ તેમની વ્યવસ્થા અને રચનાના પ્રકાર કે પદ્ધતિ ઉપર હોય છે. ટુંકાણમાં ક્વૉન્ટમ્ અને જીવન એ બેમાં એક સામાન્ય લક્ષણ

છે તે એ કે બંને ફક્ત પૂર્ણ રૂપે જ વર્તે છે-પૂર્ણ સ્વરૂપે જ રહે છે અને નાશ પામે છે. તે ઉપરથી સકળ વિશ્વમાં પૂર્ણતા પ્રચલિત છે એમ આપણે ધારી શકીએ.

૧૦. જડવાદની અસ્થિરતા

જીવનના રહસ્યો પૂર્ણવાદના પ્રકાશમાં તપાસવાનો પ્રયત્ન કરવા યોગ્ય છે. એક પૂર્ણ વસ્તુ તેના છૂટા ટુકડા અવયવો કે અંગોનો સરવાળો કરવાથી બનતી નથી. પ્રાણીનું છૂટું અંગ અને સચેતન પ્રાણીમાં રહેલું અંગ એ બને જુદી ચીજો છે, આ પૂર્ણવાદનો નિયમ જીવવિદ્યામાં લાગુ પડે છે, તેટલુ જ નહિ પણ ભૌતિક વિદ્યાની છેલ્લી શોધો પ્રમાણે અંતિમ ભૌતિક એકમો (અણુ, વિદ્યુદણુ, પ્રઅણુ) વગેરેને પણ લાગુ પડે છે. અણુમાં રહેલું, વિદ્યુદણુ એ સ્વતંત્ર વિદ્યુદણુ નથી જ. વિદ્યુદણુ સ્વતંત્ર હોઈ શકે પરંતુ સ્વતંત્રતા છોડીને જ્યારે અણુમાં દાખલ થાય છે ત્યારે તે સ્વતંત્ર વ્યક્તિત્વ ગુમાવે છે. ઓક્સીજનના અણુમાં આઠ વિદ્યુદણુ ગતિમાન છે; પણ તે વિદ્યુદણુ એવી સંપૂર્ણ રીતે લીન થઈ ગયલા હોય છે કે તેમની સ્વતંત્ર હયાતી જણાઈ શકાતી નથી; અણુનાં વર્ણન અને ગુણોમાં અણુનું આ સ્વરૂપ સ્પષ્ટ રીતે ધ્યાનમાં રાખવું પડે છે. તેથી આઠ વિદ્યુદણુઓના બનેલા અણુનો આઠમો ભાગ અને એક છૂટું વિદ્યુદણુ એ બે વચ્ચે ઘણો ફેર રહે છે. આ પ્રમાણે ભૌતિકશાસ્ત્રના પ્રથમ પાયારૂપ અણુના બંધારણમાં પૂર્ણતાનો સિદ્ધાંત, જીવનના સંબંધમાં લાગુ પડે છે તેવી સચોટ રીતે લાગુ પડે છે, જોકે તેમાં થોડી ઘણી ભિન્નતા છે. વિશ્વના અંતિમ પૃથક્કરણ કરતાં એમ સ્પષ્ટ થયા વિના રહેતું નથી કે ભૌતિક અને સજીવ એ બંને સૃષ્ટિમાં વિભાગો કે એકમ રૂપી તત્ત્વો સ્વતંત્ર નથી રહી શકતાં. આ પ્રમાણે જડવાદનો મુખ્ય આધાર નષ્ટ થાય છે. વિચાર

કરતાં આપણને લાગે છે કે સૃષ્ટિ એના સ્વરૂપ-બંધારણથી પૂર્ણતામય છે, અને ભિન્ન અવયવોની કલ્પના ફક્ત બહારના વ્યવહારુ અનુભવો માટે જ છે. પરંતુ વાસ્તવિક રીતે તે ત્રુટક અવયવોમાં અંતિમ સત્યતા નથી.

૧૧. પૂર્ણવાદ અને જડસૃષ્ટિ

આ પ્રમાણે અર્વાચીન ભૌતિકશાસ્ત્રમાં થયેલી નવી શોધોનું વળણ જડ સૃષ્ટિના મૌલિક લક્ષણોમાં પૂર્ણતા-એકતા-શોધવા તરફ છે. ભૌતિકવિદ્યા અને જીવવિદ્યાના દષ્ટિબિંદુ સરખા થતા આવે છે. અત્યાર સુધી પ્રકૃતિમાં જડ અને ચેતન, દ્રવ્ય અને જીવ એ બે અલગ અને સ્વતંત્ર પ્રદેશો ગણાતા; પરંતુ આ બંને પ્રદેશો હવે ધીમેધીમે નજીક આવતા જાય છે અને તે બે વચ્ચે પૂલો બંધાતા જાય છે. સાધારણ સમજથી ઓળખાતી જડ સૃષ્ટિનું પૃથક્કરણ ભૌતિક વિદ્યાના હાથે થયું છે; તેમાં ભૌતિક પ્રકૃતિના બંધારણની ઝીણવટ એવી સ્પષ્ટ થઈ છે અને તેમાંથી એવાં કેટલાંએક લક્ષણો પ્રાપ્ત થયાં છે, કે જેથી ચેતન સૃષ્ટિ સાથેનું જડ સૃષ્ટિનું સામ્ય પણ સ્પષ્ટ થયું છે. દ્રવ્ય અને અણુ જેવા સત્ત્વોને બદલે દિક્-કાળની સંજ્ઞાથી તેમનું વર્ણન કરવામાં આવે છે. આ નવા વિચાર પ્રમાણે વસ્તુઓના લક્ષણોનો આધાર તેમની અંતર વ્યવસ્થા આંતરિક બંધારણ ઉપર રહે છે. આ અંતર વ્યવસ્થાના સિદ્ધાંતને પૃર્ણવાદ કહીશું. આ પૂર્ણવાદ સજીવ સૃષ્ટિમાં પણ પ્રસરેલ છે. દિક્-કાળ અને કવૉન્ટમ (કણ)ની કલ્પનાઓથી ભૌતિકવિદ્યા અને જીવવિદ્યા નજીક આવતા જાય છે. ઉપર દર્શાવ્યું તેમ, કણની પૂર્ણતા અને અંતરવ્યવસ્થિતતા જીવનના કેટલાએક મૌલિક લક્ષણોના આધારરૂપ છે, સજીવ સૃષ્ટિમાં ઉત્ક્રાંતિ સમજવા માટે દિક્-કાળ અને કણવાદની આવશ્યકતા છે. સૃષ્ટિના બંધારણમાંના એક જ મૌલિક પ્રાથમિક સત્ત્વોમાંથી

સાદી જડ સૃષ્ટિ અને ગુંફિત-ગૂઢ ચેતન સૃષ્ટિ એમ બે વિભાગ ઉત્ક્રાંત થયા છે.

દ્રવ્ય સ્થિર અને જડ અણુઓનુ બનેલું છે અને તે અણુઓનું વર્તન યંત્રવિદ્યાના જડ નિયમો પ્રમાણે જ થાય છે એ જૂનો જડવાદ હવે સ્વીકાર્ય નથી. પ્રથમ તો આઇન્સ્ટાઇનના સાપેક્ષતાના સિદ્ધાંતથી અને પછી મેકસ પ્લાંકના કણ ક્વૉન્ટમ-વાદથી જૂનો જડવાદ તદ્દન રૂપાંતર પામ્યો છે. જડવાદ અને યંત્રવાદ ઉપર વિજ્ઞાન તરફથી જ થયેલો હુમલો અત્યંત વિનાશકારક નીવડ્યો છે. ભૌતિકશાસ્ત્રમાં પણ દ્રવ્યના બંધારણમાં જડ અણુ પરમાણુ અને વિદ્યુદણુ જેવી અસ્પષ્ટ વસ્તુઓ કરતાં તેમને એકત્રિત કરનાર અને રાખનાર તેમનો બંધારણ વ્યવસ્થાની અગત્ય વધારે છે એ સમજાતું જાય છે. આ વ્યવસ્થા એ જ એક નવું સ્વરૂપ છે. તેમની આંતરક્રિયા અને પરસ્પર વર્તન યાંત્રિક નથી—યંત્રવિદ્યાના નિયમો પ્રમાણે થતું નથી પરંતુ એક પૂર્ણ વ્યક્તિરૂપે થાય છે. કોઈ વસ્તુનુ બંધારણ અને વર્તન, કેવળ તેની અંદરના મૌલિક તત્ત્વોની ઉપર આધાર રાખતું નથી. તેમની વ્યવસ્થા અને રૂપ ઉપર આધાર રાખે છે. તેનું વર્તન નવા વ્યવસ્થિત અને પૂર્ણ એકમ તરીકે જ થાય છે. ભૌતિકશાસ્ત્રના ક્ષેત્રમાં જ અને તેની મદદથી પૂર્ણવાદની સ્થાપના અત્યંત અગત્યની છે કારણ કે તેનાથી વિશ્વરચના વિશેના આપણા વિચારોમાં ઘણો ફેરફાર થયો છે.

૧૨. પૂર્ણવાદ અને જીવવિદ્યા

આ પૂર્ણવાદના મહિમાનો અને પૂર્ણતાના લક્ષણોનો ખરો આવિર્ભાવ તો જીવવિદ્યામાં અને ખાસ કરીને શરીરવ્યાપાર-વિદ્યામાં વ્યક્ત થાય છે. વિજ્ઞાનની આ શાખાઓમાં પણ ગયા શતકના જડવાદી ભૌતિકશાસ્ત્રીની અસર હજુ પ્રચલિત

છે-જોકે તે ધીમેધીમે ઓછી થતી જાય છે. અમુક હદ સુધી શોધખોળને માટે યુક્તિ અને સંકેત તરીકે, અને પ્રથમ પ્રયત્ન તરીકે, આ યંત્રપ્રધાન જડવાદ ઉપયોગી થઈ પડ્યો છે. પણ જ્યારે ભૌતિકશાસ્ત્રમાં કેવળ જડવાદ નિરૂપયોગી ગણાય છે તો પછી જીવવિદ્યામાં તો તદ્દન અસ્થાને છે. અત્યાર સુધી જીવવિદ્યાના પરિણામોની કસોટી ભૌતિકશાસ્ત્રની દૃષ્ટિએ થતી-ભૌતિકશાસ્ત્રની પ્રણાલિકા પ્રમાણે જીવવિદ્યાના સિદ્ધાંતોના ઘાટ ઘડાતા, પરંતુ હવે એથી કેટલું જ ભૌતિકશાસ્ત્ર ને જીવવિદ્યા અને માનસવિદ્યા તરફ સૂચના, વિચાર અને કલ્પના માટે વળવું પડશે. ભૌતિકશાસ્ત્રમાં ઝાંખા અને અસ્પષ્ટ રીતે વ્યક્ત થતા સિદ્ધાંતો જીવવિદ્યા અને માનસવિદ્યાના ક્ષેત્રોમાં સંપૂર્ણ અને પરિપક્વ રીતે પ્રચલિત થતા દેખાશે. આ રીતે ભૌતિકશાસ્ત્ર જીવવિદ્યા અને માનસવિદ્યા એ ત્રિપુટીના નિયામન, વિનિમય, અને સહકાર ભવિષ્યના વિજ્ઞાનને માટે ફળદાયી થઈ પડશે, અને નવા વૈજ્ઞાનિક અદ્વૈતવાદનો પાયો નાંખવામાં મદદરૂપ થઈ પડશે એમ આશા રાખી શકાય.

૧૩. પૂર્ણવાદ અને સમાજશાસ્ત્ર

જીવંતપ્રાણી, શરીરવ્યાપારશાસ્ત્રની દૃષ્ટિએ એક પૂર્ણ વ્યક્તિ છે. તેના અંગો, અવયવો, અને ઇંદ્રિયો પૂર્ણત્વના વિશિષ્ટ, બાહ્ય, અપકરણ માત્ર છે; તે વધારે કાર્યદક્ષતા સાધવા માટે જુદાજુદા યોજવામાં આવ્યા છે પરંતુ અંદરથી એક જ સ્વરૂપે-સાતત્યભાવથી વર્તતા દેખાય છે. તે એક જ વ્યક્તિના અંગ છે, પરંતુ તે અંગો સ્વતંત્ર અને સ્વસંતોષી ન ગણી શકાય, તેમ જ આખું શરીર કેવળ અંગોનું જ બનેલુ છે એમ પણ ન ગણી શકાય. આ પ્રમાણે પ્રાણીને ક્રિયમાણ સુસંબદ્ધ પૂર્ણ સ્વરૂપવાળી સમજવાથી પ્રાણી જીવનની બરાબર સમજ પડી શકે. તેના સિવાય પ્રાણીજીવનની અસંખ્ય

નિયામક ક્રિયાઓના આંતરસંબંધ અને તેમના હંમેશ બદલાતાં અને ગતિમાન સમતોલપણાનું કારણ હાથમાં આવતું નથી; વળી જે અનેક યુક્તિઓથી સજીવ ઉત્ક્રાંતિ આગળ વધે છે તેની સમજૂતિ પણ મળી શકતી નથી. આ આંતરસંબંધ પૂર્ણતાનો સિદ્ધાંત ફક્ત વ્યક્તિઓને જ નહિ પણ મધપૂડામાં અથવા કીડીના દરમાં રહેતા સમાજોને અને મનુષ્યોની સમાજવ્યવસ્થાને પણ લાગુ પડે છે.

૧૪. પૂર્ણવાદ અને માનસવિદ્યા

હવે આ પૂર્ણતાના સિદ્ધાંતની અસર માનસિક પ્રવૃત્તિ ઉપર શું થાય છે તે તપાસીએ. દિક્ કાળ અને કણની કલ્પનાઓથી રચિત થયેલું દ્રવ્ય અને તેમાંથી સજીવ સૃષ્ટિનું બંધારણ, અને તેમાંથી ચેતન માનસની કલ્પનાનો સંબંધ સ્પષ્ટ કરવો જોઈએ. એ સમય ગયો કે જ્યારે કેટલાએક તત્ત્વજ્ઞાનીઓ સૃષ્ટિને દ્રવ્ય અને મન એ બે એમ જડ અને ચેતન, પ્રકૃતિ અને પુરુષ એ ફક્ત બે ભિન્નતત્ત્વો કલ્પીને સંતોષ માની શકતા. વાસ્તવિક રીતે તો બે તત્ત્વો તદ્દન ભિન્ન નથી અને એ બેની વચ્ચે ચડતા ઊતરતા પ્રકારના માધ્યમિક તત્ત્વો છે. વિજ્ઞાનનો વિષય દ્રવ્ય અને તેના ગુણો ક્રિયા વગેરેનો અભ્યાસ, અને તત્ત્વજ્ઞાનનો વિષય મન અને માનસિક પ્રવૃત્તિ, એ પ્રમાણે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનને જુદા પાડવામાં આવ્યા હતા; પરંતુ આ ભેદ કૃત્રિમ અને ખોટો છે એમ હવે ખાત્રી થતી જાય છે તત્ત્વજ્ઞાન અને ભૌતિક શાસ્ત્રનો સંબંધ ગાઢ થતો જાય છે ' તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ દ્રવ્યના સ્વરૂપની સમજ માટે વસ્તુઓના અંતિમ બંધારણ, અણુ, પરમાણુ, વિદ્યુદણુ અને પ્રઅણુના બંધારણના અભ્યાસની જરૂર છે આ અભ્યાસ અર્વાચીન ભૌતિક વિદ્યાએ સફળ રીતે કરીને તત્ત્વજ્ઞાનની સાથેનો પોતાનો સંબંધ સુસ્પષ્ટ કર્યો છે.

દ્રવ્ય અને જીવન, જડ અને ચેતન, એ સૃષ્ટિના પ્રાથમિક તત્ત્વોના બંધારણમાં વિષમતાને બદલે સામ્ય સ્પષ્ટ થતું જાય છે એ આપણે જોયું છે. દ્રવ્ય એ દિક્ કાળના પ્રાથમિક વ્યૂહ કે વ્યવસ્થા ગણી શકાય; જીવન-ચેતન-એ દિક્-કાળના વ્યૂહરચનાના સમૂહોમાંથી ઉત્પન્ન થએલા સંગઠિત સત્ત્વોમાંથી બંધાયેલી વ્યવસ્થાનું પરિણામ છે, એ પણ જોયું, હવે એટલું સિદ્ધ કરવાનું બાકી રહે છે કે મન પણ આજ અખંડ વ્યવસ્થા અને પૂર્ણતા સાધનારા તત્ત્વનું વધારે બલવત્તર સ્વરૂપ છે, અને આ સ્વરૂપ સકળ સૃષ્ટિમાં ચઢતા ઊતરતા રૂપમાં વ્યક્ત થાય છે. નાનામાં નાના અને હલકા પ્રાણીની ચેતનમય પ્રવૃત્તિથી શરૂ થઈને તેની ઉત્ક્રાંતિ મનુષ્યના ચેતનમય મનમાં થાય છે.

### ૧૫. મનનું સ્વરૂપ

મન ક્રિયાવાન, વ્યવસ્થા સાધનાર, જ્ઞાનપ્રેરક, સત્ત્વ છે. પોતાના અનુભવ પ્રદેશમાંથી તે હંમેશ વસ્તુઓના, વિચારોના, અને તત્ત્વોના નવાનવા આકારો-વ્યૂહો-રચવામાં મશગુલ રહે છે. જીવનના કરતાં ચેતન પૂર્ણતા સાધવાનો સિદ્ધાંત વધારે પ્રબળ રીતે પાળે છે. પોતાના અસ્પષ્ટ અનુભવોમાંથી ભેદ, વિવેક, પસંદગી અને વિવરણની મદદથી વધતા ઓછાં પ્રકારની સ્થિરતાવાળાં પૂર્ણમય તત્ત્વો ઉત્પન્ન કરે છે. હલકી જાતિના પ્રાણીઓમાં દેખાતાં અંધ પ્રેરણા, ક્રિયા, પ્રતિક્રિયા, અને બાધિક પ્રતિક્રિયા (conditioned reflexes) એ પ્રાથમિક માનસિક સ્થિતિનાં લક્ષણ છે. તે કનિષ્ઠ પ્રાણીઓ-માંથી માનસિક લક્ષણોની ઉત્ક્રાંતિ થતાં થતાં છેવટે ઉત્ક્રાંતિની પરાકાષ્ઠા રૂપ 'મનુષ્યનુ મન ઉત્ક્રાંત થયું છે. જ્ઞાન, યત્ન, અને શાસકશક્તિ એ મનનાં લક્ષણો પ્રકૃતિનાં સર્વથી ઉત્તમ અને બળવાન સાધન છે. તે કેવળ મનુષ્યના લાભના માટે

છે એટલું જ નહિ પરંતુ સ્વતઃ પ્રકૃતિનું પણ આત્મપ્રકાશ અને આત્મશાસનનું સાધન છે—વિશ્વના દર્શનનું અને તેની ભવ્યતાનું ભાન કરાવનાર દિવ્યચક્ષુ છે.

મનની ઉત્પાદક અને ગ્રાહક શક્તિ સ્વતંત્ર અને વિપુલ હોવાનું મુખ્ય કારણ એ છે કે સકળ સૃષ્ટિમાં એક જ સતત પ્રવાહ વહે છે. જડ, જીવ, અને ચેતન એ ત્રણે સૃષ્ટિમાં સાતત્ય સ્પષ્ટ છે. સૃષ્ટિ સત્ત્વો, વ્યૂહો અને સમૂહોની બનેલી છે, તેના જુદાજુદા સ્વરૂપોમાં ઉત્ક્રાંતિ છે—સ્વતંત્ર સર્જન નથી. કેવળ શૂન્યમાંથી ભિન્ન જડ વસ્તુ બનાવવાની નથી પરંતુ ફક્ત નવી વસ્તુસ્થિતિ, નવી વ્યૂહરચના, અને નવી વ્યવસ્થા પ્રાપ્ત કરવાની હોય છે. આ પ્રમાણે સત્ત્વોનું સ્વરૂપ બંધારણમય-રચનામય-વ્યવસ્થાનું પરિણામ છે, અને સત્ત્વો (entities)નાં લક્ષણ તેમની રચના, બંધારણ, અને અંતર્-વ્યવસ્થા ઉપર આધાર રાખે છે એ ધ્યાનમાં રાખવાથી મનની સ્વતંત્રતા તેમ જ સર્જનશક્તિ સમજી શકાય છે.

મનની આ સર્જક અને ગ્રાહકશક્તિનું ઉચ્ચતમ સ્વરૂપ વિશ્વના મૂલ્યાંકનના પ્રદેશમાં વ્યક્ત થાય છે. ભૌતિક સૃષ્ટિ આપણા સમક્ષ નિશ્ચિત સ્વરૂપ-તથ્ય-હકીકત-રૂપે વ્યક્ત થાય છે તેની મહત્તા કરતાં તે સૃષ્ટિને સમજવાની અને તેનાં મૂલ્ય કરવાની મનુષ્યની શક્તિ મહત્તર છે. ભાષા, સાહિત્ય, સંસ્કૃતિ, સમાજ, રાજ્ય, કાયદા, કળા, સ્થાપત્ય, વિજ્ઞાન, નીતિ, અને ધર્મ એ બધાને સમજવાનું અને તેમનું વાસ્તવિક મૂલ્ય આંકવાનું કાર્ય એ મનુષ્યના મનનું છે. સૃષ્ટિની અંદરના અર્થ અને રહસ્યની ખરી મહત્તા જ્યાં સુધી સમજાય નહિ ત્યાં સુધી આ વિશ્વ નારીએળની ખાલી કાચલી જેવું અથવા સૂકાયલા પાંદડા જેવું લાગે સૃષ્ટિના નિર્દય સત્યોનો ખરો અર્થ મનની મારફત જ સમજાય છે અને તેમાંથી પ્રકૃતિનું

પ્રયોજન અને રહસ્ય સમજી શકાય તેવી નવી માનસસૃષ્ટિ ઉત્પન્ન થાય છે. પ્રકૃતિના આ ભૌતિક વ્યૂહોમાંથી મન નવી આદર્શમય પૂર્ણ રચનાઓ સર્જે છે અને પોતાને અનુકૂળ પરિસ્થિતિને સાધે છે.

વિજ્ઞાન મનુષ્યની કૃતિઓના મૂલ્યાંકનમાં કલા અને ધર્મની સાથે સમસ્થાન ભોગવે છે. સત્યના નિઃસ્વાર્થી સેવનમાં, વ્યવસ્થા, નિયમ, અને સૌંદર્યના તેના આદર્શોમાં વિજ્ઞાન કલા અને ધર્મ બંનેના મુખ્ય લક્ષણો સેવે છે. વિજ્ઞાન હવે વિચારશીલ મનુષ્યોને કલા અને ધર્મની ગહન દૃષ્ટિથી પણ આકર્ષતું જાય છે. ધર્મ અને કલાના પ્રશ્નો પણ વૈજ્ઞાનિક રીતે ચર્ચાવા જોઈએ એમ સ્પષ્ટ ઘોષણા થતી આપણે સાંભળીએ છીએ. આ યુગમાં વિજ્ઞાન એ મનુષ્યની ઉચ્ચતમ સંપત્તિ છે અને ઈશ્વરના સ્પષ્ટ આદેશોમાં (revelation) સર્વોત્તમ છે.

### ૧૬. વિજ્ઞાન અને નીતિ

હાલમાં ધર્મ, કલા, અને વિજ્ઞાન ભિન્ન ગણાય છે. પરંતુ તે ભિન્નતા હંમેશ રહેવાની નથી. મનુષ્યનું સર્વથી કઠિન કાર્ય તો હવે વિજ્ઞાન અને નીતિનો સુદૃઢ યોગ સાધવાનું છે કારણકે તે સિવાય મનુષ્યના ભવિષ્યમાં અત્યંત ભય દેખાય છે; આપણી વૈજ્ઞાનિક પ્રગતિ જેટલી વિશાળ અને ત્વરિત થઈ છે તેના પ્રમાણમાં આપણી નૈતિક પ્રગતિમાં યોગ્ય ફેરફાર થયો નથી. આ કારણને લીધે જ છેલ્લા મહાયુદ્ધમાં કરુણ અને દુઃખી અનુભવો આપણને ભોગવવા પડ્યા હતા. વિજ્ઞાન અને નીતિ વચ્ચેનું આ અંતર દૂર કરવામાં વિજ્ઞાન તરફથી જ પ્રથમ પ્રયત્નો શરૂ થવા જોઈએ, નહિ તો આ અંતરને લીધે મનુષ્યજાતિનો નાશ થવાનો સંભવ છે. વિજ્ઞાનનું અંતિમ અને કઠિનતમ કાર્ય આ દિશામાં જ છે.

મનુષ્ય સૃષ્ટિદર્શન નૈતિક દૃષ્ટિથી કરતો થાય એ વસ્તુસ્થિતિ વિજ્ઞાનના હાથે જ પ્રાપ્ત થશે એમ આપણે ધારી શકીએ. એમ ધારવામાં પૂર્ણવાદ આપણને સહાય આપે છે કારણકે સૃષ્ટિમાં વ્યાપક પૂર્ણતાના બળને લીધે જો આપણું જ્ઞાન વહેલું મોડું પણ પૂર્ણ સ્વરૂપમાં જ થવાનું.

ઉત્ક્રાંતિવાદ પણ આવા નૈતિક જીવનની પ્રાપ્તિના માર્ગનું સૂચન કરે છે. પ્રાચીન જીવવિદ્યાના અભ્યાસથી સ્પષ્ટ થયું છે કે ઉચ્ચતર ગુણો પ્રાપ્ત કર્યા વિના જીવનકલહમાં કોઈ પણ પ્રાણી ટકી શકતું નથી. વિનાશમાંથી બચવાને માટે નૈતિક જીવન પ્રાપ્ત કરવું આવશ્યક છે, વળી અર્વાચીન વિજ્ઞાનની દૃષ્ટિએ આ પ્રાપ્તિ પહેલાં કરતાં સુતર –સહેલ– થઈ પડી છે. હકસ્લીના જમાનામાં સૃષ્ટિનો જડ નિયમ નૈતિક-નિયમનો વિરોધી ગણાતો. પરંતુ કેવળ નૈસર્ગિક આવશ્યકતા ઉપરાંત સૃષ્ટિમાં સ્વતંત્રતા અને સર્જકતા વધતું જતું પ્રમાણ વૈજ્ઞાનિકો હવે સ્વીકારે છે. આવી પરિસ્થિતિમાં નૈતિક બળો પણ વિજ્ઞાનના હાથે જ ખીલવાનાં.

વિશ્વ નિયમ અને નૈતિક નિયમના વિરોધ અથવા તેમના દ્વૈતવાદ હવે સ્થાન રહ્યું નથી. પરંતુ વિશ્વમાં જે જુદાજુદા પ્રકારના પ્રવાહો વહે છે એ તો સ્પષ્ટ છે. ભૌતિકસૃષ્ટિમાં એકંદર અધોગામી પ્રવાહ જોવામાં આવે છે–સૂર્યમંડળો, તારકો, ગ્રહો, આકાશગંગા, નિહારિકા, વગેરેમાં ધીમેધીમે પ્રસરતાં ક્ષીણતા અને વિનાશના ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. સર આર્થર એડીંગટને 'વૃદ્ધિમાન વિશ્વ' એ પુસ્તકમાં પ્રતિપાદન કર્યું છે કે વિશ્વનું કદ વધતું જાય છે –તેના સીમાંતો દૂર થતાં જાય છે– તેની સાથે શક્તિનું પણ વિભાજન અને પ્રસરણ થતું હોવાથી વિશ્વનો અંત નજીક આવતો જાય છે. પરંતુ સજીવ સૃષ્ટિમાં તો ખાસ કરીને આપણી પૃથ્વી

ઉપર ઊર્ધ્વગામી ગતિ જોવામાં આવે છે, અને પ્રાણીઓની પ્રગતિ વધારે અને વધારે ગુંફિત બંધારણ તરફ થતી જાય છે. ભૌતિકશાસ્ત્રની દૃષ્ટિએ જીવન અને ચેતન વિલક્ષણ અને અપવાદમય ઘટના છે. વિશ્વમાં પૃથ્વી સિવાય બીજા કોઈ ગ્રહોમાં આ ઘટના હજું સુધી જોવામાં આવી નથી. પરંતુ તેથી આખું વિશ્વ આ જીવન અને ચેતન, અને મનુષ્ય તરફ વિરોધ કે વિનાશની દૃષ્ટિએ જુવે છે એમ તો ન કહી શકાય.

આપણે જોયું છે કે આ વિશ્વ મુખ્યત્વે કરીને વ્યવસ્થા-મય-સજીવ છે. આ વ્યવસ્થામય વિશ્વનો ઝોક જીવન અને ચેતન તરફ છે, જોકે આ ઝોકનું પરિણામ વિશ્વમાં ફક્ત એક જ ક્ષુદ્ર દેખાતા બિંદુ —મનુષ્ય— ઉપર વ્યક્ત થયું છે. વિશ્વનું ભવિષ્ય તેના હાલના સ્વરૂપના કરતાં ઓછું ભવ્ય કે ઓછું વિશાળ તો હોઈ ન જ શકે.

**૧૭. મિત્રતામય વિશ્વ**

વળી, પ્રતીતિ, જ્ઞાન અને વિજ્ઞાન એ મન અને ભૌતિક વિશ્વના સંબંધ વિના થઈ શકે જ નહિ. આ સંબંધ સિવાય વિશ્વનાં તથ્યો માપવાનું સાધન મન થઈ શકે નહિ. પ્રકૃતિના નિયમો પ્રકૃતિનાં ઉત્તમ સાધન —મનુષ્યના મન— સિવાય વ્યક્ત થઈ શકે નહિ. વિજ્ઞાન સિવાય બીજી દિશાઓ —કવિતા, સંગીત, કલા, ધર્મ —માં પણ આ વિશ્વ અને સંબંધ વ્યક્ત થાય છે. મનુષ્યનો આત્મા વિશ્વમાં કરુણાત્મક રખડતું ભૂત નથી પરંતુ પોતાના સ્વગૃહે વિહરે છે—રમે છે અને દરેક દિશામાં સહાનુભૂતિ મેળવે છે. આપણા ઊંડામાં ઊંડા વિચારો અને લાગણીઓ, ઊર્મિઓ અને પ્રયત્નો એ આપણી પરિસ્થિતિ તરફથી મળતા ઉત્તેજક પ્રેરક બળોનું પરિણામ છે—અને તે ઉત્તેજક બળો વિરોધી નહિ પણ સમભાવી, અને મિત્રતામય વિશ્વમાંથી વ્યક્ત થાય છે. ખગોળવિદ્યાની

અને ભૌતિકવિદ્યાની નવી શોધોથી વિશ્વમાં જીવન અને ચેતનનું સ્થાન બગડવાને બદલે સુધરે છે એવી સમજૂતી પણ આપી શકાય એમ છે. આપણે જોયું છે કે જડ સૃષ્ટિના બંધારણરૂપ પરમાણુમાં જડ ઉપરાંત વિદ્યુત્–વીજળીનો પ્રાદુર્ભાવ છે અને જડ અને શક્તિ એ અભિન્ન છે; તેવી જ રીતે આપણે શું એમ ન ધારી શકીએ કે જીવન અને ચેતન એ ભૌતિક જડ સૃષ્ટિમાંથી જ ઉત્ક્રાંત કે વ્યક્ત થાય છે? હાલનો વિશ્વયુગ આપણે એવો સમજી શકીએ કે તેમાં ભૌતિક અને ચેતનમય સૃષ્ટિ એમનો સંબંધ માતા અને બાળકના જેવો છેઃ તે બેની વચ્ચેની નાલ (placenta) હયાત હોવા છતાં પણ હજુ સુધી વિજ્ઞાનથી દેખી શકાતી નથી–શોધી શકાઈ નથી, પણ તે શોધવાની આશા રાખીએ તેમાં અયોગ્ય નથી.

૧૮. નવું સૃષ્ટિચિત્ર

આ બધા વિચારો એકઠા કરવાથી આપણે એક નવું સૃષ્ટિચિત્ર ચિતરી શકીએ પરંતુ તે હજુ ગૂઢ રહસ્યથી ભરેલું છે. એક રીતે એમ કહી શકાય કે આ ચિત્ર ૧૯મા શતકના વૈજ્ઞાનિક ચિત્રની પેઠે સાધારણ સમજથી ઊપજતા વિચારોને મળતું આવે છે. બીજી રીતે મનુષ્ય સ્વભાવ તરફ મમતાવાળું ગણી શકાય. જડવાદ હવે લગભગ નષ્ટ થયો છે અને નિયતિવાદની નિષ્ઠુરતા પણ ઘણી ઓછી થઈ ગઈ છે. જુદા-જુદા અંશમાં વિશ્વ આંતરસંબંધ અને દરેક પગલે પૂર્ણતામય ગણાય છે. વિજ્ઞાનના તથ્યો સમજવાને માટે સજીવ સૃષ્ટિમાંથી તેમ જ માનસિક સૃષ્ટિમાંથી પણ વિચારો, કલ્પનાઓ, અને દૃષ્ટિબિંદુઓ ઉપયોગી થઈ પડે છે. જોકે મનુષ્યની લાગણીઓ, અને મૂલ્યાંકનો ઇચ્છાશક્તિ અને પ્રેરકબુદ્ધિએ ભૌતિક સૃષ્ટિ-વિજ્ઞાનમાં ઉપયોગી ન હોય, પરંતુ મનુષ્યવિદ્યાની શાખાઓમાં

તેમનું બળ નિર્બાધિત છે. મનુષ્યજાતિને પ્રાચીન સમયના આધ્યાત્મિક વિચારોનો નિર્દય રીતે ત્યાગ કરવાની જરાયે જરૂર નથી. મહાન આદર્શોની મહત્તા અને કીર્તિને વિજ્ઞાન થકી સહેજ પણ ઝાંખ વળે તેમ નથી, પરંતુ તેમને સકળ વિશ્વ સાથે જડવાથી નવો અર્થ અને નવું બળ પ્રાપ્ત થાય છે.

પણ આ નવું વિશ્વ બીજી રીતે વિલક્ષણ છે. તે અગ્રાહ્ય છે અને જડ વસ્તુઓનું રચાયેલું નથી, પરંતુ સતત બદલાતા પૂર્ણ નમૂનાઓ—વ્યવસ્થાઓનું—બનેલું છે: સાળ ઉપર વણાતા તંતુપટની માફક તેમાંથી વિવિધ પ્રકારના, કોઈ સાદા તો કોઈ કઠિન, પટ—નમૂનાઓ—વ્યક્ત થાય છે. મુખ્યત્વે કરીને આ વિશ્વ નાશ પામતું—ક્ષીણ થતું—સાદા રૂપાંતર સાધતું દેખાય છે. ઘણા જ પ્રાચીન કાળમાં એ વ્યવસ્થાની ઉત્કૃષ્ટ ટોચે પહોંચ્યું હશે. પરંતુ હાલમાં તેના રૂપાંતર થઈને સાદાં રૂપો વ્યક્ત થાય છે. કદાચ તે પ્રવૃત્તિ ઇષ્ટ ગણાય કારણ કે તેમાંથી છેવટે વધારે ઉત્તમ અને સ્થિર વ્યવસ્થા મળી આવવાનો સંભવ છે. પરંતુ આ ક્ષીણતાની ક્રિયાની સાથે એક નાની પણ વધારે અર્થમય ક્રિયા જોઈ શકીએ છીએ. તે એક નાના પ્રાથમિક સૂક્ષ્મ જીવનતત્ત્વમાં રહેલી પ્રવૃત્તિના જેટલી સૂક્ષ્મ ગણી શકાય. બહારથી જ કેવળ જડ લાગતી સૃષ્ટિમાં ગુપ્ત રહેલા હિરણ્યગર્ભમાં વિહ્વળ ચેતનથી ભરેલી ધડકતી જીવનશક્તિ બુદ્ધિ અને આત્માના સ્વરૂપને સ્વાધીન કરવાની ઇચ્છા રાખતી હોય તેવાં ચિહ્નો સ્પષ્ટ દેખાય છે. નીચા પ્રકારના રૂપમાંથી ઉચ્ચતર પ્રકારના રૂપોનું ગહન રૂપાંતર —નાનામાં મોટું—સાધારણમાં વિશિષ્ટ—સર્જાતું જોઈએ છીએ; વિશ્વની ઘટનાની બાહ્ય જાતોમાં ગુપ્ત રહેલું અંદરનું મુખ્ય બીજપણું દેખાય છે. પ્રાથમિક ધર્મભાવનાવાળું, અથવા તો જડ-યાંત્રિક ભાવનાવાળું, અથવા તો કેવળ ગણિતની ગણનાથી ચાલતું વિશ્વ જોવાને બદલે હવે આપણે સર્જક,

સજીવ; પૂર્ણતામય, વિશ્વ જોઈએ છીએ. તેમાં પહેલાંની ભૌતિક વ્યવસ્થાઓ ક્ષીણ અને નષ્ટ થતી દેખાય છે, પરંતુ તેનો નાશ થતાં 'તેનાથી' વધારે ઉત્ક્રાંત રૂપમાં સજીવ અને સચેતન વ્યવસ્થાઓ ઉત્પન્ન થવાનો લાભ મળે છે.

આ પૂર્ણતામય જગતમાં મનુષ્ય ખરેખર વસ્તુતઃ તારાઓનો વંશજ ગણી શકાય. વિશ્વ ફક્ત વિદ્યુ-દણુ અને કિરણોનું બનેલું નથી પરંતુ આત્મા અને અભિલાષાઓથી ભરેલું છે. સૌન્દર્ય અને પવિત્રતા એ સૃષ્ટિના ભવ્ય અંશો –પાસાઓ– છે; જેમ શક્તિ અને શક્તિહીનાવસ્થા (entropy) ભૌતિકશાસ્ત્રીને અગત્યનાં લાગે છે. તેટલા જ આ વિશ્વના અંશો અગત્યના છે એટલું જ નહિ પણ તેમાં શાશ્વતકાળ સુધી વૃદ્ધિમાન રહેવાના ગુણો છે. એ બધાનો સમાવેશ વિશ્વના ચિત્રમાં યથાર્થ રીતે થવો જોઈએ. આવું સૃષ્ટિચિત્ર તૈયાર કરવામાં ફક્ત ઉત્ક્રાંતવાદ જ એવો ઉત્તમ રસ્તો બતાવે છે કે જેનાથી વિશ્વની 'અગાધતા, ગહનતા, અને નિર્વાચ્ય ગૂઢતા (mystery) એ સર્વેનો સમન્વય થઈ શકે.

ભૌતિક સૃષ્ટિ, સજીવ સૃષ્ટિ, માનસિક સૃષ્ટિ અને આધ્યાત્મિક સૃષ્ટિ એ બધાયે ક્ષેત્રોમાં વિશ્વવ્યાપી, પૂર્ણતા સાધનારી શક્તિ વિહરે છે અને દરેક પગલે પૂર્ણતા સાધવામાં સહાય આપે છે. પૃથ્વીના ઇતિહાસમાં વર્ષો સુધી સૃષ્ટિ નિર્જીવ હતી, અને તેમાંથી જીવોની ઉત્ક્રાંતિ થતાં વર્ષો લાગ્યાં, ત્યાર પછી મનુષ્યનું પ્રાગટ્ય થયું અને ત્યાર પછી જ ઘણા સમય પછી જ આધ્યાત્મિક તત્ત્વોનો આવિર્ભાવ થયો. વિજ્ઞાન આધ્યાત્મિક ઘટનાની હયાતી વિશે ઇન્કાર તો કરી શકે તેમ નથી. પરંતુ તે ઘટનાનું સ્વતંત્ર સંશોધન હજુ બાલ્યાવસ્થામાં છે, ત્યાં સુધી નિર્ણયાત્મક સિદ્ધાંતો સાધી શકાય તેમ નથી. વિશ્વની પ્રવૃત્તિ કેવળ આત્માની પૂર્ણતા સાધવા માટે છે એમ

નથી પરંતુ તે દરેક પગલે પૂર્ણતા સાધવા મથે છે. સૃષ્ટિમાં વિખવાદ અને તકરાર, પાપ અને દુઃખ (evil) ચારે તરફ જોવામાં આવે છે, જાતિઓ અને ઉપજાતિઓ, વર્ણો અને ઉપવર્ણો, પ્રજાઓ અને ઉપપ્રજાઓ, વચ્ચે વિસંવાદી કલહો જોવામાં આવે છે. વિશ્વની ગહનતાં, વિવિધતા, અને ગુંફિતતા એક સાદી અને સરળકૃતિનું ફળ હોય એમ લાગતું નથી. ઊલટું નવાનવા સ્વરૂપ ધારણ કરતી, અને અનિર્વાચ્ય આશ્ચર્ય ઉપજાવનારી નવનવી ઘટનાઓ સર્જનારી કોઈ વિલક્ષણ ક્રિયાશક્તિની વિભૂતિ હોય એમ લાગે છે. પરંતુ તેથી એમ ફલિત નથી થતું કે સકળ વિશ્વ કલહમય છે અથવા તો કલહનો અંત નથી. ઊલટું તેમાં પૂર્ણતા સાધવાની પ્રબળ શક્તિને લીધે ડગલે ડગલે આ કલહ દૂર કરવાના અને વધારે દૃઢ સંવાદીતા પ્રાપ્ત થવાનાં સાધનોની વિપુલતા વધતી જાય છે.

વિજ્ઞાનનું આ સૃષ્ટિચિત્ર ફક્ત રેખાચિત્ર જ ગણાય. તેમાં ઘણી રેખાઓ પુરવાની બાકી છે. રંગ તો પુરવાનો જ રહી ગયો છે. પરંતુ તે વિશે વધારે જિજ્ઞાસા હોય તો નીચેનાં પુસ્તકો વાંચવા યોગ્ય છે.

| | |
|---|---|
| Holism and Evolution | by General Smuts. |
| A new model of universe | „ Ouspensky. |
| The universe in the light of Modern Physics. | „ Max Plank. |
| Where is Science going? | „ Max Plank. |
| Nature of living matter | „ Hogben. |
| Philosophical aspects of Modern Science | „ Joad |
| New Background of Science | „ Sir James Jeans. |

લલિતકુંજ,
ખાર
તા. ૯-૧-૩૪

પોપટલાલ ગોવિંદલાલ શાહ

## ૩. ગુજરાતના વૈજ્ઞાનિક સંશોધનના પ્રશ્નો

પ્રજાઓની સંસ્કૃતિની તુલના માટે હાલના યુગમા કેવળ સાહિત્ય, કવિતા, નવલકથા કે ભૂતકાળના ઇતિહાસથી સંતોષ માની શકાય તેમ નથી. ગુજરાત પ્રાચીન કાળથી જ હિંદનો ફળદ્રુપ ભાગ ગણાય છે: તે ઉપરાંત એક તરફથી નદીઓ અને દરિયાની સમીપતાને લીધે, અને બીજી તરફથી પ્રજાના સાહસિકતા, ખંત, મહેનત કરવાની ટેવ, દીર્ઘદૃષ્ટિ વગેરે ગુણોને લીધે, ધન સંપાદન કરવાની શક્તિ સારા પ્રમાણુમાં જોવામાં આવે છે. સંસ્કૃતિ અને સંસ્કારી જીવન આર્થિક સંપત્તિ સિવાય ઉત્પન્ન થતાં નથી અને જીરવી શકાતાં નથી એ દૃષ્ટિએ ગુજરાતનું સંસ્કારી જીવન સંગીન પાયા ઉપર રચાયેલું છે, અને તે તેટલા પ્રમાણુમાં ચિરસ્થાયી રહેવાનું. પરંતુ આ સંસ્કારી જીવનમાં કેવળ સ્વાર્થ, પ્રમાદ કે નકલ કરવાની ટેવથી આપણી પ્રગતિ અટકી ન જાય તે સંભાળવાની ખાસ જરૂર છે. હિંદના બીજા પ્રાંતોના કરતાં આપણા પ્રાંતમાં વિજ્ઞાનનો અભ્યાસ ઓછા પ્રમાણુમાં છે, અને તેથી વૈજ્ઞાનિક દૃષ્ટિ, વૈજ્ઞાનિક વૃત્તિ, અને વૈજ્ઞાનિક પદ્ધતિની ન્યૂનતા દેખાય તેમાં નવાઈ નથી.

ગુજરાતના વૈજ્ઞાનિક પ્રશ્નોના સંબંધમાં એક મોટી મુશ્કેલી યાદ રાખવાની છે. ગુજરાત એક સંસ્કારી વ્યક્તિ છે એમ

આપણે ભાર દઈને કહી શકીએ; કવિ નર્મદની સાથે ગુર્જર માતાની ગુણકીર્તનમાં સામેલ થઈએ, ભૌતિક સીમાઓની દૃષ્ટિએ અને ભાષાની દૃષ્ટિએ ગુજરાતની એકતા વિશે જરાયે શંકા ન રાખીએ. પરંતુ રાજ્યતંત્રની વિવિધતાને લીધે આખો પ્રદેશ સળંગ અને એકરૂપ ન ગણી શકાય. સમાજ-શાસ્ત્ર કે માનવધર્મશાસ્ત્રની દૃષ્ટિએ ગુજરાતની વસતીનો અભ્યાસ કરવો હોય તો એક જ રિપોર્ટથી આપણું કામ સધાય નહિ. બ્રિટીશ જિલ્લાઓના વસતીપત્રકો ઉપરાંત વડોદરા, ભાવનગર જેવાં દેશી રાજ્યો અને એજન્સીના પ્રદેશોના જુદાજુદા રિપોર્ટોનો અભ્યાસ કરવો પડે, તેથી આખા ગુજરાતને માટે સાર્વત્રિક નિયમો કે વ્યાપ્તિસમૂહો યોજવાનું કામ કઠિન છે; પરંતુ ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છમાં ગુજરાતી ભાષા બોલતી પ્રજાની સાંસ્કારિક એકતા અને અસ્મિતા સાધવાને માટે આ કામ જેટલું મુશ્કેલ છે તેના કરતાં વધારે આવશ્યક છે. ગુજરાતી ભાષા બોલનારની સંખ્યા હિંદમાં બીજી ભાષાઓના પ્રમાણમાં નાની છે. હિંદી, બંગાલી, તેલુગુ, તામીલ, મરાઠી, પંજાબી, કાનડી, ઉરીઆ, એ બધી ભાષાઓ પછી જ ગુજરાતી બોલનારાની સંખ્યાનું સ્થાન આવે છે. પણ ગુજરાતી વ્યાપારીઓ ગુજ-રાતની સંસ્કૃતિ સમગ્ર હિંદના દૂર દૂરના ખૂણાઓ સુધી પ્રસારે છે; વળી મુંબઈ જેવા આંતરપ્રાંતિય અને આંતર-રાષ્ટ્રીય શહેરની વસતીમાં અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કરીને આવા સંસ્કારી અને વૈજ્ઞાનિક અન્વેષણને માટે યોગ્ય ક્ષેત્ર તૈયાર કરે છે. શિક્ષણશાસ્ત્ર કે આહારશાસ્ત્રની દૃષ્ટિએ, મનુષ્યમાપનવિદ્યા કે મનુષ્યસંસ્કારવિદ્યાની દૃષ્ટિએ સકળ ગુજરાતનું સંગ્રહસ્થાન મુંબઈની પંચરંગી પ્રજામાં પથરાએલું છે, અને ગુજરાતના બધા જિલ્લા અને વિભાગોની વસતીનો એક જ સ્થળે અભ્યાસ કરવાને માટે મુંબઈ જેવું બીજું

વધારે યોગ્ય અને સુલભ સ્થાન ભાગ્યે જ મળશે.

વૈજ્ઞાનિક પ્રશ્નોના સંબંધમાં આપણે ભૂલી ન જવું જોઈએ કે વિજ્ઞાનનો પ્રદેશ વિશાળ છે અને તેનું ક્ષેત્ર અપરિમિત છે. વ્યવસ્થિત જ્ઞાન એટલે વિજ્ઞાન. પ્રત્યક્ષ નિરીક્ષણ, અંગત અન્વેષણ, એ વિજ્ઞાનની મુખ્ય વિશિષ્ટતા; ચોકસાઈથી, પ્રામાણિકતાથી, ખંતથી અને મહેનતથી સત્યના ઉપર નિઃસ્વાર્થ અને નિષ્પક્ષપાત દૃષ્ટિથી જોવાની ટેવ એ વૈજ્ઞાનિકોની વૃત્તિ અને પદ્ધતિનાં મુખ્ય લક્ષણ. આવી રીતે પ્રાપ્ત કરેલું જ્ઞાન તે વિજ્ઞાન. વિજ્ઞાન એટલે કેવળ ભૌતિકવિદ્યા અથવા રસાયનવિદ્યા, વનસ્પતિવિદ્યા, કે જીવવિદ્યા, એ સંકુચિત અર્થ ખોટો છે. મનુષ્ય જીવનની સઘળી પ્રવૃત્તિમાં, મનુષ્યના જ્ઞાનમાત્રમાં વિજ્ઞાનની દૃષ્ટિ અને વૃત્તિ ઉપયોગી છે, એટલું જ નહિ પણ આવશ્યક છે. સમાજશાસ્ત્ર કે અર્થશાસ્ત્ર, ભૂગોળ-વિદ્યા કે ભૂવિદ્યા, માનસશાસ્ત્ર કે શિક્ષણશાસ્ત્ર, ખેતીવાડી કે યંત્રવિદ્યા, પાકશાસ્ત્ર કે .આહારશાસ્ત્ર, આરોગ્યવિદ્યા કે સુપ્રજનનવિદ્યા, હુન્નર, કલા, કે વ્યાપાર એ સર્વેમાં વિજ્ઞાનની જરૂર છે. આ સર્વે પ્રદેશોમાં જેટલા અંશે વિજ્ઞાનની સાથે આપણું પ્રજાજીવન અને દૈનિકપ્રવૃત્તિ ,ઓતપ્રોત થઈ શકે તેટલા અંશે આપણે ચાલુ જમાનામાં જગતની બીજી પ્રજાઓનો મુકાબલો કરવાને લાયક થઈ શકીએ. વિજ્ઞાનની સાર્વત્રિકતા અને ઉપયોગીતાનો સ્વીકાર કરવાની સાથે પાશ્ચાત્ય વિજ્ઞાનની કેટલીએક સંહારમૂલક પ્રવૃત્તિ સાથે આપણે સહાનુભૂતિ રાખવાની નથી એ વિષય ઉપર ભાર દેવો જોઈએ.

ગુજરાત સાહસિક અને વ્યાપારી બુદ્ધિ માટે પ્રસિદ્ધ છે; મહેનત, ખંત અને સહનશક્તિને માટે અસહકારના પ્રયોગથી પણ ખ્યાતિ મેળવી છે; ગાંધીજી અને સ્વામી

દયાનંદ જેવા મહાપુરુષોનાં દેશાભિમાન અને ધાર્મિકતા માટે મગરૂર છે; ભગવાનલાલ ઇંદ્રજી જેવા પ્રાચીનવિદ્યાના અન્વેષક અથવા પ્રોફેસર ત્રિભુવનદાસ ગજ્જર કે જયકૃષ્ણ ઇંદ્રજી જેવા પ્રતિભાશાળી અર્વાચીન વિજ્ઞાનના ઉપાસક ઉત્પન્ન કરી શકે છે. તે છતાં વિજ્ઞાનના ક્ષેત્રમાં સર જગદીશચંદ્ર બોઝ, કે સર સી. વી. રામન, કે મેઘનાદ સાહા જેવા કીર્તિમાન નેતાની વાટ જુએ છે. આવા મહાપુરુષના જન્મને માટે યોગ્ય વાતાવરણ ઉત્પન્ન કરવાની, અને તેમની યોગ્ય કદર થાય તેને માટે તૈયારી કરવાની ખાસ જરૂર છે. તે કાર્યને માટે ગુજરાતના વૈજ્ઞાનિક પ્રશ્નોનો અભ્યાસ કરવાની, ગુજરાતીઓની અન્વેષક શક્તિ, નવશોધનશક્તિ, અને કાર્યશક્તિને યોગ્ય સાધન અને ઉત્તેજન આપવા જોઈએ.

ગુજરાતમાં હાલમાં સંશોધન એટલે અનુવાદ કે પુનર્શોધન એટલું મનાતું જણાય છે. પશ્ચિમના અનિવાર્ય સંસર્ગને લીધે તે તરફની પ્રજાઓના અનુભવ અને કૃતિઓનો લાભ લેતાં આપણે અનાયાસે શીખી ગયા છીએ. રેંટિયો અને હાથની સાળો મૂકીને વિદેશનાં યોજાયેલા અને બનેલા યંત્રોનો લાભ લઈને મિલો અને કારખાના ચલાવીએ છીએ; ટેલિગ્રાફ, ટેલિફોન, રેલવે મોટરો, વીજળીની બત્તીઓ, પંખાઓ, રેડિયો વગેરે સાધનો વાપરવાના અને કેટલાએક અંશે મરામત કરવાના કામમાં કુશળતા પ્રાપ્ત કરતાં થયા છીએ; આપણા ડૉક્ટરો —અને થોડાએક વૈદ્યો પણ— વિલાયતની દવાના પ્રચારનું કાર્ય કરી રહ્યા છે; આપણા કાયદાશાસ્ત્રીઓ પશ્ચિમના કાયદાશાસ્ત્રનું સેવન અને અનુકરણ કરી રહ્યા છે: આપણા શાસ્ત્રીઓ અને ઇતિહાસવેત્તાઓ પશ્ચિમના પંડિતોએ શોધેલાં કે સંગ્રહેલાં કે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોમાંથી ભેગી કરેલી કે તારવી કાઢેલી માહિતીને સંશોધનનું નામ આપીને ખ્યાતિ પ્રાપ્ત કરે છે. આવા ઘણા ખરા કાર્યને અનુકરણ કે પુન-

શોધન કે પુનર્લેખન કરતાં વધારે ઉત્તમ સ્થાન કે માન આપી શકાય તેમ નથી ખરુ પ્રતિભાશાળી સંશોધન કે નવશોધન ભાગ્યે જ જોવામા આવે છે

ગુજરાત વિશે જે કાઈ મૌલિક વૈજ્ઞાનિક શોધો થયેલી છે તે થોડાએક અપવાદો સિવાય અંગ્રેજ વિદ્વાનોને હાથે થયેલી કે પ્રસિદ્ધ કરેલી છે ગુજરાતની ભૂમિરચના, ખેતીની જમીન, ખનિજસંપત્તિ, વનસ્પતિ, વગેરે પ્રાથમિક માહિતી અંગ્રેજીમા જ પ્રસિદ્ધ થયેલી છે જિલ્લાવાર ગેઝેટીઅર લખાયા પછી નવી હકીકત ઘણી ઓછી સંપાદિત થયેલી છે તે બધી માહિતી ઉપરથી આખા ગુજરાત માટે એક સળંગ અને સુવાચ્ય પુસ્તક હજુ લખાયુ નથી શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ આ દિશામા થોડુએક કામ શરૂ કર્યું છે 'ગુજરાતની આબોહવા અને હવામાનશાસ્ત્ર' એ પુસ્તકમા આખા પ્રાતને માટે ઉપયોગી થઈ પડે તેવી આ વિષયની સઘળી માહિતી પ્રસિદ્ધ કરી છે આ પ્રકારના બીજા પુસ્તકો સભા તરફથી તૈયાર થાય છે આ સભાનો મુખ્ય ઉદ્દેશ 'ગુજરાતી ભાષા સુધારવા અને તે ભાષામા સબળ શુભ સાહિત્ય ઉત્પન્ન કરવાનો છે' બીજા ઉદ્દેશોમા 'હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવા ઉપરાત બીજી ભાષાના ગ્રંથોના ભાષાંતર કરવાનુ' અને 'વિજ્ઞાનશાસ્ત્રાદિક ગ્રંથોને પણ ઉત્તેજન આપવાનુ કાર્ય' છે પરંતુ આર્થિક સંકોચને લીધે વિજ્ઞાનના પુસ્તકોનુ કામ જોઈએ તેટલુ આગળ વધી શકયુ નથી બીજી બધી દિશામા મદદની માગણીનુ દબાણુ હોવા છતા વિજ્ઞાનવિષયક પુસ્તકોની જે કાઈ ગોઠવણ થઈ શકી છે તેનુ માન સભાના પ્રમુખ દી બા કૃષ્ણલાલ મો ઝવેરીને ઘટે છે પરંતુ વિજ્ઞાનવિષયક ગ્રંથોને ઉત્તેજન આપવાના કાર્યના કરતા વધારે અગત્યના કાર્ય બાકી છે, સ્વતંત્ર સંશોધન—નવશોધન—વિના ખરુ વૈજ્ઞાનિક વાતાવરણ

સાધી શકાય નહિ અને સર્જકશક્તિવાળું નવું સાહિત્ય પણ ઉત્પન્ન થઈ શકે નહિ

કોઈ પણ પ્રજાને આ યુગમાં વિજ્ઞાન તરફ ઉદાસીન રહેવું પાલવે તેમ નથી, વળી વિજ્ઞાનની સેવા કર્યા વિના બીજી પ્રજાઓની પંક્તિમાં બેસવા કે ઊભા રહેવાનું પણ સ્થાન મળવાનું નથી ગુજરાતમાં વિજ્ઞાનનું શિક્ષણ યોગ્ય પ્રમાણમાં કે યોગ્ય પદ્ધતિસર નથી તે ઉપરાંત ગુજરાતમાં વૈજ્ઞાનિક પ્રશ્નોના ઉકેલને માટે યોગ્ય વ્યવસ્થા કે નિયામક બળ નથી આ પ્રશ્નોની વિવિધતાનો કાંઈક ખ્યાલ નીચે બતાવેલી યાદી ઉપરથી આવશે આ યાદી એક જ હાથે બનાવેલી હોવાથી તેમાં અપૂર્ણતા નથી એવો જરાયે દાવો કરવામાં આવતો નથી, ઊલટું ભાર દઈને એટલું તો કહેવું જોઈએ કે સંઘબળથી એનાથી પણ વધારે અગત્યના પ્રશ્નો હાથમાં લેવાનું અને ઉકેલવાનું કાર્ય સુગમ થઈ પડે

૧ ગુજરાતની જુદીજુદી જાતની જમીન (soil)ની રાસાયન વિદ્યા અને કૃષિવિદ્યાની દૃષ્ટિએ, પોષક તત્ત્વો, ભેજ, ઉત્પાદક શક્તિ વગેરે તત્ત્વોની તપાસ

૨ ગુજરાતના જૂના પાકોની જાતિ, ગુણો અને લક્ષણો સુધારવાના અને થોડા ખર્ચે વધારે ઊપજ મેળવવાને માટે પદ્ધતિસર પ્રયોગો

૩ નવા પાકો અને ખેતીની નવી પદ્ધતિઓની તપાસ

૪ ખેતીનાં સાધનો, હળ, ટ્રેક્ટર, કોશ, પાણી ખેંચવાનાં સાધનોની અપૂર્ણતા અથવા ઉપયોગિતા વિશે ચોક્કસાઈ પૂર્વક તપાસ

૫ અતિશય ભેજ, કે ખારાશ, ઉસ વાળી જમીન સુધારવાને માટે પ્રયોગો

૬. ખાતરનું રક્ષણ કરવાની જૂની પદ્ધતિમાં સુધારા, કમ્પોસ્ટ જેવી નવી પદ્ધતિઓની ઉપયોગિતા વિશે અન્વેષણ.

૭. ઢોરની જાતિમાં સુધારા કરવાના, તેમનો ખોરાક, તેમની સંતતિ અને તેમની ઉપયોગિતામાં સુધારા કરવાના પ્રયોગો.

૮. ગુજરાતની વનસ્પતિનું જિલ્લા અને જાતવાર વર્ગીકરણ, નિરૂપણ અને તેમની ઉપયોગિતાની તપાસ.

૯. પાણીની તંગીવાળા પ્રદેશોમાં નવી નહેરો, કૂવાઓ અને તળાવોની યોજના સંબંધી ખાત્રીપૂર્વક અન્વેષણ.

૧૦. ગુજરાતની નદીઓનાં વહેણ દરિયામાં વહી જતાં અટકાવી બંધ, નહેરો, વગેરે યોજનાઓની તપાસણી અને તૈયારી.

૧૧. નદીઓનાં વહેણ ફેરવવાની (river training) અને પાણી વગર તૂટી જતાં શહેરો અને ગામડાંઓને બચાવવાની યોજનાઓ.

૧૨. ગુજરાતનાં જંગલોનાં વૃક્ષો, વનસ્પતિઓ અને બીજી પેદાશની વૈજ્ઞાનિક તપાસ અને તેમની સુધારણાની યોજનાઓ.

૧૩. જિલ્લા, તાલુકા, અને ગામવાર આખા ગુજરાતની ભૂસ્તરસમીક્ષા (geological survey) બાકી છે તે શરૂ કરવી અથવા કરાવવી.

૧૪. ખાણો, શિલાઓ, ધાતુઓની શોધ, કાચ, ચીનાઈ-માટી, વગેરે બનાવવાને માટે યોગ્ય ખનીજોની શોધ.

૧૫ શહેરો અને ગામડાઓના પાણીની રાસાયનિક અને જંતુવિદ્યાની દૃષ્ટિએ તપાસ.

૧૬. પીવાના પાણીને શુદ્ધ કરવાનાં અને શુદ્ધ રાખવાનાં સાધનોની તપાસ.

૧૭. ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ એ સમગ્ર પ્રદેશની જિલ્લાવાર, ધંધાવાર અને જ્ઞાતિવાર ખોરાકની સમીક્ષા અને તેમાં કરવા જોઈતા સુધારાની તપાસ.

૧૮. ગુજરાતમાં વપરાતી ખોરાકની દરેક વસ્તુની રાસાયનિક તપાસ અને વૈદકશાસ્ત્ર, સમાજજીવન અને આર્થિક દૃષ્ટિએ તેમાં સુધારા કરવાને માટે સંશોધન.

૧૯. રાંધણકળાની તપાસ: વિટામીન, એન્ઝાઇમ, વગેરે અંત્યત નાજુક અને ઉપયોગી પદાર્થોના સંરક્ષણને માટે રાંધણકળામાં કરવા જોઈતા સુધારાની તપાસ.

૨૦. ગુજરાતીઓના ધંધા રોજગાર અને આર્થિક સ્થિતિને અનુકૂળ, અને યોગ્ય પૌષ્ટિક, તત્ત્વોવાળા ખોરાક નક્કી કરવાનું કામ.

૨૧. સ્વચ્છતા, અને આરોગ્ય પ્રાપ્તિ કરવાના બીજા માર્ગનું અન્વેષણ અને પ્રચાર.

૨૨. ગુજરાતીઓનાં શારીરિક બંધારણની-ઊંચાઈ, પહોળાઈ, વજન, શારીરિક બળ, સ્વાસ્થ્ય, લાંબું જીવન વગેરે દૃષ્ટિએ તપાસ અને તેમાં દરેક પ્રકારની વૃદ્ધિ કરવાના પ્રયાસ.

૨૩. અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ગુજરાતનાં શહેરો, જિલ્લાઓ, તાલુકા અને ગામડાંઓની તપાસ.

૨૪. આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ સમગ્ર ગુજરાતને લાગુ પડે તેવા આંકડા ભેગા કરવાની, તેમને વ્યવસ્થિત રીતે ગોઠવીને તેમાં દેશીરાજ્યો તેમ જ બ્રિટીશ જિલ્લાઓના આંકડા સમાવીને, સકળ ગુજરાતને માટે આંકડાઓનું સાહિત્ય જમાવવાનું કાર્ય.

૨૫. નૃકુલવિદ્યા, મનુષ્યમાપનવિદ્યા અને મનુષ્યસંસ્કાર-વિદ્યાની દૃષ્ટિએ ગુજરાતની જુદીજુદી જાતોની તપાસ. ભીલ, કોળી, વાઘેરો વગેરે પ્રાચીન જાતિઓ ઉપરાંત પારસી, ખોજા,

વોરા, મેમણ, રજપૂત વગેરે જાતિઓના લક્ષણો, રીતભાતો અને તેમની સમાજ ઉપરની અસરનુ અન્વેષણ

૨૬ શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ આપણી શિક્ષણપદ્ધતિની તપાસ, કીંડરગારટન, મોન્ટેસોરી, ડાલ્ટન વગેરે પદ્ધતિઓનો તુલનાત્મક અને ગુજરાતના સસ્કાર અને જરૂરિયાતોની દૃષ્ટિએ નિર્ણયાત્મક તપાસ

૨૭ આતરપ્રાતિક પરીક્ષાઓની હરીફાઈમા ગુજરાતીઓ પાછળ કેમ પડે છે તેનુ વૈજ્ઞાનિક અન્વેષણ

૨૮ પુરાતત્ત્વશોધનની દૃષ્ટિએ ગુજરાતની સમીક્ષા–શિલાલેખો, સિક્કાઓ, મૂર્તિઓ, શિલ્પ, ચિત્રોની શોધ

૨૯ શિક્ષણના દરેક વિભાગમા વિજ્ઞાન અને ધધાને માટે ઉપયોગી વિષયોનુ સ્થાન

૩૦ માનસશાસ્ત્રની દૃષ્ટિએ અપૂર્ણ વિકાસવાળા બાળકોના શિક્ષણની યોજનાઓ

૩૧ બાળકોના માનસિક લક્ષણોનુ માપન અને એની અપૂર્ણતા દૂર કરવાની યોજના

૩૨ ગુજરાતી ભાષામા લેખો, ભાષણો, માસિકો, પુસ્તકો દ્વારા વૈજ્ઞાનિક સાહિત્યની વૃદ્ધિ, પ્રસિદ્ધિ અને પ્રચારનુ કાર્ય

૩૩ ગુજરાતી વૈજ્ઞાનિક કોષની તૈયારી

૩૪ ગુજરાતમા હાલમાં ચાલતા કારખાનાઓમા વપરાતી ચીજોનુ રસાયન અને તેમને દેશમા જ બનાવવાની યોજના

૩૫ ગૃહઉદ્યોગોને માટે અવાચીન પદ્ધતિના સાધનો અને સશોધનશક્તિનો સમન્વય

૩૬ રૂ, શણ, ઊન વગેરે ઉદ્યોગોમા વપરાતી કાચી વસ્તુઓમા સુધારા કરવાનુ સશોધન

ઉપરની યાદી ઉપરથી ગુજરાતના વૈજ્ઞાનિક પ્રશ્નોની વિપુલતા વિવિધતા અને અગત્યનો કાંઈ ખ્યાલ આવશે. આ દરેક પ્રશ્નના ઉકેલને માટે સતત પ્રયાસ અને સાધનોની જરૂર છે. કાર્યનું ક્ષેત્ર એટલું વિશાળ અને કઠિન લાગે છે કે કેટલી વખતે નિરાશ થઈ જવાય તેવું છે. પરંતુ કાર્ય એટલું અગત્યનું છે કે તેને માટે જેટલા પ્રયત્નો થાય તેટલા ઓછા. સદ્‌ભાગ્યે ગુજરાતમાં આર્થિક બળની ન્યૂનતા તો નથી જ. વળી પાશ્ચાત્ય વૈજ્ઞાનિક કેળવણી પામેલા આચાર્યો અને વિજ્ઞાનના વિદ્યાર્થીઓની સંખ્યામાં સારી વૃદ્ધિ થતી જાય છે. કૉલેજોમાં પ્રયોગશાળાઓની સંખ્યા પણ વધતી જાય છે. ઘણી પરીક્ષાઓમાં કેવળ ગોખણપટ્ટી કે જ્ઞાન-પ્રદર્શનને બદલે સ્વતંત્ર પ્રયોગાત્મક સંશોધન નવશોધન-વાળાં નિબંધોને ઉત્તેજન મળે છે. વિદ્યાર્થીઓ પણ જ્ઞાનપ્રાપ્તિમાં વધારે સમય ગાળવાને ઉત્સાહી બને છે-તત્પર થતા જાય છે. ધંધામાં જોડાવાની મુશ્કેલી હોવાને લીધે ફક્ત થોડીએક આર્થિક મદદથી સારી નોકરી મળતાં સુધી સંશોધનનુ કાર્ય કરવાનો ઉત્સાહ ઘણા નવયુવાનોમાં દેખાય છે. તેવી જ રીતે નિવૃત્ત થયેલા આચાર્યો કે અમલદારોના અનુભવ અને સલાહ ઘણી રીતે ઉપયોગી થઈ પડે એમ છે. વળી અનેક સરકારી ખાતાઓમા ગુજરાતના પ્રશ્નોના સશોધન માટે દખાણ કરીને અથવા તો થોડીએક શિષ્યવૃત્તિ કે વેતન આપીને કામ કરનારાઓ મોકલી શકાય. ઇમ્પીરિયલ કાઉન્સિલ ઓફ એગ્રીકલ્ચરલ રીસર્ચ, ઇંડિયન મેડીકલ રીસર્ચ ફંડ, જીઓ-લૉજીકલ સર્વે ઓફ ઇંડિયા, બૉટાનીકલ અને ઝૂઓલૉજીકલ સર્વે, ઇમ્પીરિયલ ફોરેસ્ટ ઇન્સ્ટિટ્યૂટ, સેંટ્રલ કૉટન કમિટીની પ્રયોગશાળા, ડિરેક્ટર જનરલ ઓફ આર્કીઓલૉજી ડિરેક્ટર જનરલ ઓફ સ્ટેટિસ્ટિક્સ, સેન્સસ ખાતું, ઇંડિયન હિસ્ટોરીકલ કમિશન, કુનુરનુ ન્યૂટ્રિશન ઇન્સ્ટિટ્યૂટ વગેરે

અનેક ખાતાઓની અને બીજી વૈજ્ઞાનિક સંસ્થાઓ સાથે સહયોગ કરીને ગુજરાતના પ્રશ્નોને યોગ્યસ્થાન અપાવીને ગુજરાતની પ્રાંતિક અસ્મિતા સાધવાનો માર્ગ ખુલ્લો મૂકી શકાય.

આ સ્થળે ગુજરાતના પ્રમાણમાં બીજા પ્રાંતોમાં વૈજ્ઞાનિક સંશોધનની પ્રવૃત્તિ કેવી અને કેટલી છે તે જણાવવું અગત્યનું છે. હિંદમાં આ દિશામાં પ્રથમ સંગીન કામ બંગાળમાં થયું હતું. પણ એ કાર્યને ત્વરિત ગતિ આપનાર એક પ્રસિદ્ધ ગુજરાતી દાનવીર હતો એ વાતથી ઘણા લોક અજ્ઞાન છે. વિદેહી પ્રેમચંદ રાયચંદે આશરે ૧૮૬૪ના સટ્ટાની કમાણીમાંથી મુંબઈ અને કલકત્તાની બંને યુનિવર્સિટીને લગભગ સરખી રકમ આશરે સાત લાખની અર્પણ કરી હતી. મુંબઈમાં આ રકમનો ઉપયોગ તેમની માતુશ્રીની યાદગીરીમાં રાજાબાઈ ટાવર એ પ્રસિદ્ધ સુંદર શિલ્પકૃતિ બાંધવામાં થયો, પરંતુ કલકત્તાના વિદ્યાપ્રેમી વાતાવરણમાં આ રકમનો ઉપયોગ શિષ્યવૃત્તિઓ આપવામાં થયો. 'પ્રેમચંદ રાયચંદ સ્કોલરશીપ' એ કલકત્તાની યુનિવર્સિટીની ઊંચામાં ઊંચી ઉપાધી—બ્લુ રીબન—ગણાય છે. તેને માટે પ્રથમથી જ ઘણાએ યુવાન વિદ્યાર્થીઓ અનેક વિષયમાં સંશોધનને માટે પ્રવૃત્ત થયા; તેમાંથી વિજયી વિદ્યાર્થીઓ પોતાના જીવનમાં તેમ જ સમાજમાં અને દેશના જીવનમાં ઘણું ઉપયોગી કામ કરી શક્યા, એટલું જ નહિ પરંતુ તેમના હાથે સંસ્કારી જીવન અને સંશોધનનું વાતાવરણ ઉત્પન્ન થયું અને સુદૃઢ રીતે પોષાયું. તે ઉપરાંત કલકત્તાના 'ઇંડિયન એસોસિયેશન ફોર કલ્ટીવેશન ઓફ સાયન્સ' નામના પ્રસિદ્ધ મંડળે દેશબહાર અભ્યાસ કરવાને માટે થોડી રકમની પણ મોટી સંખ્યામાં શિષ્યવૃત્તિઓ આપીને પાશ્ચાત્ય વૈજ્ઞાનિક પદ્ધતિના અનેક પૂજકો ઉત્પન્ન કર્યા છે; તે સિવાય પોતાની સ્વતંત્ર પ્રયોગ-

શાળામાં સી. વી. રામન જેવા પ્રતિભાશાળી વૈજ્ઞાનિકને નવશોધનનો માર્ગ ખુલ્લો કરી આપીને વિશ્વવિખ્યાત નોબલ પ્રાઈઝ પ્રાપ્ત કરાવી શકયું છે. સર રાસબિહારી ઘોષ અને તરકનાથ પલિત જેવા દાનવીરોએ પણ આ નવશોધનનાં બીજાં ક્ષેત્રો ખુલ્લાં થાય તેને માટે કલકત્તા યુનિવર્સિટીને ઉદાર આર્થિક મદદ કરી છે. સર જગદીશચંદ્ર બોઝની પ્રસિદ્ધ પ્રયોગશાળા બાંધવામાં બંગાળની સરકાર ઉપરાંત મુંબઈના દાનવીરોએ લગભગ પાંચ લાખ રૂપિયાની મદદ કરી હતી.

બંગાળ પછી દક્ષિણ હિંદમાં વૈજ્ઞાનિક સંશોધનનું કાર્ય સારું થાય છે; પરંતુ તેને ખરું ઉત્તેજન આપનાર બેંગલોરનાં પ્રસિદ્ધ 'ઇંડિયન ઇન્સ્ટિટચૂટ ઓફ સાયન્સ' સ્થાપનાર પણ જમશેદજી ટાટા એક ગુજરાતી પારસી હતા. ૩૦ લાખ રૂપિયાની ઉદાર સખાવતનું આ ખાતુ મુંબઈથી આટલે દૂર સ્થળે હોવાને લીધે મુંબઈ કે ગુજરાતની પ્રજા પૂરો લાભ લઈ શકી નથી. ઉત્તર હિંદમાં બનારસ હિંદુ યુનિવર્સિટીમાં અને ત્યાં પ્રસિદ્ધ ઇજનેરી કલા, ખાણકામ (માઈનીંગ) અને ધાતુશોધન (મેટલર્જી)ની પાઠશાળાઓ અને પ્રયોગશાળાઓ સારી ખ્યાતિ પામેલ છે. તેમની ઉત્પત્તિ અને બંધારણમાં પંડિત મદનમોહન માલવિયા ને વિદેહી સર સુંદરલાલ અને આચાર્ય આનંદશંકર ધ્રુવ એ ગુજરાતીઓએ સારી મદદ કરી છે. પંજાબમાં પણ સંશોધનકાર્ય સંગીન રીતે થાય છે અને ત્યાંના પ્રોફેસર શાંતિસ્વરૂપ ભટનાગરની મારફત થોડા જ વખત પહેલાં એક અંગ્રેજી કંપની તરફથી આશરે રૂપિયા બે લાખની રકમ ફક્ત પેટ્રોલિયમના પ્રશ્નોના સંશોધન માટે મળી છે. દીલ્હીમાં પણ લાલા શ્રીરામ તરફથી 'ઇંડસ્ટ્રિઅલ રીસર્ચ ટ્રસ્ટ' સ્થાપવાની અને તે મારફત નવશોધનની યોજના કરવા માટે વિચાર ચાલે છે.

આ દિશામાં બીજા પ્રાંતોમાં કામ થતું હોય તો ગુજરાતે શું બેસી રહેવું ઘટે છે? કાર્યનું ક્ષેત્ર વિશાળ છે અને વિજ્ઞાન લઈને પાસ થયેલા ગ્રેજ્યુએટોની સંખ્યા વધતી જાય છે તો તેનો લાભ લઈને ગુજરાતના વૈજ્ઞાનિક પ્રશ્નોના ઉકેલને માટે એક સ્વતંત્ર વૈજ્ઞાનિક મંડળ કેમ ઊભું ન કરવું? લગભગ દરેક વિષયને માટે ગુજરાતી વિદ્વાનો મળી આવે તેમ છે, અને તે ઉપરાંત ગુજરાતી ભાષા ન જાણનારા વિદ્વાનો પણ દૂર નથી. આ કાર્યને માટે એક સ્વતંત્ર વૈજ્ઞાનિક મંડળની અને તેના સંગઠનને માટે આર્થિક બળના સતત અને સંગીન પ્રવાહની જરૂર છે. સરસ્વતી અને લક્ષ્મીનો સહયોગ અસંભવિત છે એમ ભલેને કવિઓ કહે પરંતુ જે ગુજરાતના ધનિકોએ આખા હિંદમાં સરસ્વતીની ઉપાસના માટે અઢળક ધન ઢોળ્યું છે તેઓ આ કાર્યમાં મદદ ન આપે એમ બને જ કેમ? ખરો વાંક તો આપણો જ છે કે ગુજરાતના સકળ જીવનનો સર્વાંગે અને સર્વાંશે વિકાસ યોજવા તરફ અને ખાસ કરીને વિજ્ઞાન અને વૈજ્ઞાનિક સંશોધન તરફ ઉદાસીન રહ્યા છીએ. આ નવું મંડળ શરૂઆતમાં જ બહુ ધનની અપેક્ષા ન રાખે અને ફક્ત યોગ્ય કામ કરાવવા પૂરતી શિષ્યવૃત્તિ અને સ્કોલરશીપો જેટલા જ ખર્ચની માગણી કરે તો તેનો હાથ પાછો ઠેલાશે નહિ. સંગીન કામ કરવા પૂરતી વ્યવસ્થા અને નિયામક શક્તિ પ્રાપ્ત કર્યા પછી જ વધુ મદદની આશા રાખી શકાય. આ વિશાળ અને ઉપયોગી કાર્યમા એક બાજુથી માર્ગદર્શક શક્તિવાળા વિદ્વાનો અને કાર્યકરો અને બીજી બાજુથી દીર્ઘદૃષ્ટિવાળા અને દેશની ઉન્નતિના ઇચ્છનારા દાનશીલ ધનિકોના સહકારની જરૂર છે. આ સહકાર મેળવવાનુ કેન્દ્રસ્થાન શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર બની શકે તેમ છે. જોઈએ છે નિઃસ્વાર્થી અને સેવાભાવી કામ કરનારાઓ.

[આ લેખ ઉપરથી ગુજરાત સંશોધન મંડળની પ્રવૃત્તિનો પ્રારભ થયો હતો. આ લેખની સોએક નકલો જુદાજુદા વિદ્વાનો, મિત્રો, અને સંસ્કારી સ્ત્રીપુરુષો ઉપર મોકલવામા આવી હતી તેનો ઉત્તર આવ્યા પછી શ્રી ફાર્બસ સભા મદિરમાં શ્રી માનનીય શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયાના પ્રમુખપદે એક સભા બોલાવવામાં આવી હતી. અને ત્યાર પછી ગુજરાત સશોધન મડળની સ્થાપના થઈ હતી. તેમાં પ્રો. ચંદુલાલ વકીલે સેક્રેટરી થઈને ઘણી સહાય કરી હતી તે વખતે હું તો ફક્ત ખજાનચીજ નિમાયો હતો. ત્યાર પછીના સમયમાં આ મંડળની પ્રગતિનુ સુકાર્ય મારે માથે આવી પડ્યુ હતું. અને ૧૯૫૩થી પ્રમુખપદ મને સોંપવામા આવ્યું હતું. આ સશોધન મંડળની પ્રવૃત્તિઓ સંબંધી અહીં લખવાનુ પ્રયોજન એટલું જ છે જે ઉપરના લેખના આધારે રચાયેલા મંડળની પ્રવૃત્તિ માર્ચ ૧૯૬૫ સુધીના ૨૯ વર્ષના અતે નીચેની માહિતી આપવા જેવી છે. મંડળની શાખાઓ મુંબઈ (ખાર) અને અમદાવાદ, (પાલડી) ખાતે પોતાના મકાનોમાં ચલાવવામાં આવે છે. લગભગ ત્રીસ વર્ષથી સતત રીતે ગુજરાત સશોધન મડળનુ ત્રૈમાસિક પ્રગટ થાય છે અને વિવિધ પ્રકારની સશોધન પ્રવૃત્તિના પરિણામરૂપે લગભગ ત્રીસ પુસ્તકોનું પ્રકાશન થયુ છે; અને રૂ. સાત લાખ ઉપરનું ભડોળ સંશોધન માટે ભેગું કર્યું છે અને સંશોધન વિકાસ અને વિસ્તાર માટે યોજનાઓ ચાલુ છે.

તા. ૨૮–૧૦–૬૫ પો ગો શાહ]

લલિતકુંજ,
ખાર, મુબઈ, ૨૧

# ૩. બારમી ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન, અમદાવાદ ૧૯૩૭ના વિજ્ઞાનવિભાગના અધ્યક્ષનું ભાષણ

વિજ્ઞાનવિભાગના પ્રમુખ તરીકે મારી પસંદગી કરીને પરિષદના સત્કારમંડળે મારી ઉપર તે પદ સ્વીકારવા માટે પત્ર લખ્યો ત્યારે તેનો ઉત્તર આપતા મેં વિલંબ કર્યો હતો. તેનું એક કારણ તો મારા વ્યવસાય ઉપરાંત આ કામ માથે લેવાની મારી યોગ્યતા વિશે શંકા બીજુ કારણ વિજ્ઞાનના પ્રદેશમાં સંગીન કામ કરવાનાં સાધનોની ઉણપ. હુ તરત જ યૂરોપના પ્રવાસેથી પાછો આવેલો હતો અને ત્યાની સંપત્તિ અને વૈજ્ઞાનિક પ્રગતિ જોઈને આપણી વિજ્ઞાનવિમુખતા વિશે હતાશ થયેલો હતો. આવાં કારણો છતાં ગુજરાતી ભાષામા વિજ્ઞાનના પ્રચારને માટે મારે યથાશક્તિ ફાળો આપવો જોઈએ, અને ગુજરાતી પ્રજાને વિજ્ઞાનપ્રેમી બનાવવાનાં મારાં સ્વપ્ના સિદ્ધ કરવાનો આ સારો પ્રસંગ મળે છે એમ ધારીને આ જવાબદારીવાળું પદ સ્વીકારવાનો નિશ્ચય કર્યો હું હજુ પણ માનું છું કે મારા કરતા વધારે યોગ્ય વ્યક્તિ શોધી કઢાઈ હોત તો મને ઘણો જ આનંદ થાત. નથી મારામાં સાહિત્યક કે સાક્ષરની ખ્યાતિ કે ગુણ, નથી મારી લખવાની શૈલી સરળ કે સુગમ; નથી રહી મારામા વૈજ્ઞાનિક લેખાવાની લાયકાત, કારણકે રાસાયનવિદ્યાના અધ્યાપકનું કામ છોડ્યાને

ત્રેવીસ વર્ષ થઈ ગયાં છે. વિજ્ઞાનવિષયક બે પુસ્તકો લખવાથી હું સાહિત્યક છું એમ હું માનતો નથી. વૈજ્ઞાનિક અન્વેષકો કે લેખકોનાં સૈન્યમાં સાધારણ સૈનિક તરીકે પણ કામ કરવાની યોગ્યતા મારામાં હું જોતો નથી તો પછી સેનાની તરીકે હું શોભું જ કેમ? તે છતાં તે નાનાં પણ બહાદુર સૈન્યનો વિજયધ્વજ ઉંચકવાનું અને તેને જીવનના જોખમે પણ ઊંચો ફરકતો રાખવાનું કાર્ય કરવાને તત્પર છું. આ કાર્યમાં આજનો પ્રસંગ પ્રાપ્ત કરાવી આપવા માટે સત્કાર-મંડળનો અને પરિષદનો ઉપકાર માનું છું. સાથે સાથે આશા રાખું છું કે વૈજ્ઞાનિક સાહિત્યના ઉત્તેજન માટે આવશ્યક સાધન અને સામગ્રીની યોજના કરવામાં સત્કાર-મંડળ પાછળ પડશે નહિ. યજ્ઞસમારંભોમાં બંધાતા બલિદાનના પશુની માફક આજના સરસ્વતીયજ્ઞમાં વિભાગી પ્રમુખોને બાંધી રાખશો નહિ એવી મારી નમ્ર પણ આગ્રહપૂર્વક વિનંતિ છે.

અત્યાર સુધીની પ્રણાલિકા પ્રમાણે વિભાગી પ્રમુખોની જોખમદારી તો ભાષણ કરવામાં જ સમાપ્ત થાય છે. પરંતુ મારી સમજ પ્રમાણે આ કાર્ય ઉપરાંત સંમેલનના વિજ્ઞાન-વિભાગે દર્શાવેલી માર્ગદર્શક સૂચનાઓ પ્રમાણે આગળ કાર્ય કરવાનો બંદોબસ્ત કરી ન શકાય તો આપણે આગળ વધ્યા છીએ એમ તો ન જ કહેવાય. ગુજરાતનું કેન્દ્ર અમદાવાદ સૈકાઓથી ગુજરાતી પ્રજાના ઔદ્યોગિક, રાજકીય, અને સાંસ્કારિક વિકાસને માટે સુપ્રસિદ્ધ છે. આ શહેરની પ્રજાની કાર્યદક્ષતા કેવળ ગુજરાતનુ નહિ પણ આખા હિંદનું ધ્યાન ખેંચે છે. ઉદ્યોગપ્રધાન આ શહેર વિજ્ઞાનની અનેક વિભૂતિ-ઓથી વિભૂષિત અને પ્રગતિમાન થયુ છે. વિજ્ઞાનના સાહિત્ય વિશે કાયમની સંગીન યોજના તૈયાર કરીને ગુજરાતી વાઙ્મયની સાચી સેવા કરવાનો આ પ્રસંગ પરિષદનુ કાર્ય-

વાહક મંડળ જવા નહિ દે એવી વિનંતિ કરું તો તે વ્યર્થ નહિ જાય. આ સંબંધમાં પરિષદના બંધારણની સૂચવણી આવતી હોય તો તેનો સમભાવ અને સહકારવૃત્તિથી ઉકેલ થઈ શકે છે એટલી નોંધ લેવાની જરૂર જોઉં છું.

## પરિષદની વિજ્ઞાન સંબંધી પ્રવૃત્તિનો ઇતિહાસ

૨ સાહિત્ય પરિષદના આ બારમા અધિવેશનના પ્રસંગે વિજ્ઞાનસંબંધી તેની અત્યાર સુધીની પ્રવૃત્તિની સમાલોચના કરવાનું આ યોગ્ય સ્થાન સમજું છું. એપ્રિલ ૧૯૦૫માં પહેલું અધિવેશન થયાને આજે એકત્રીસ કરતાં વધારે વર્ષ થયાં છે, ત્રણ દાયકા એટલે સૈકાનો લગભગ ત્રીજો ભાગ કોઈ પણ પ્રજાના ઇતિહાસમાં છેક નાનો સમય ગણાય નહિ. તે સમયમાં આ અગત્યના વિષય સંબંધી આપણી સાહિત્યની શિષ્ટ સંસ્થાએ શું કર્યું છે તે જાણવાની જરૂર તો સ્પષ્ટ છે. આપણી ઇતિહાસની ભાવના એટલી ઓછી છે અને સાધનોની ન્યૂનતા એટલી પ્રસિદ્ધ છે કે થોડાં વર્ષ પછી આ સમાલોચના કરવાનાં સાધનો પણ નષ્ટ થઈ જશે એમ મને લાગે છે. કારણકે પરિષદના કેટલાએક 'રિપોર્ટ'ની નકલો મને પરિષદના મુંબઈના કાર્યમંદિરમાંથી પણ મળી શકી નહિ અને જે મળી છે તેને માટે પણ અસાધારણ પરિશ્રમ ઉઠાવવો પડ્યો હતો અને અનેક મિત્રોને મહેનત આપવી પડી હતી. આ સ્થિતિને સુધારવાની જરૂર છે, એ તરફ પરિષદના કાર્યકર્તાઓનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું.

૩ ૧૯૦૫ની પ્રથમ પરિષદના 'આમુખ'માં તેના આદ્ય મંત્રી સદ્‌ગત શ્રી રણજીતરામભાઈએ પરિષદની પ્રવૃત્તિમાં વિજ્ઞાન વિશે ખાસ ભાર મૂક્યો હતો. 'સાયન્સના અભ્યાસ માટે જોગવાઈ અને રુચિ ઉત્પન્ન કરવા હુન્નરઉદ્યોગના વિકાસ અને પ્રગતિને આવશ્યક એવા રસાયનશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર,

વિદ્યુત્શાસ્ત્ર અને જીવનશાસ્ત્રનાં મૂળતત્ત્વો સરળ ભાષામાં દરેક ગુજરાતી સસ્તી રીતે પ્રાપ્ત કરી વાંચી શકે 'એવા ઉપાયો સૂચવવા અને યોજવા' આ શબ્દોમાં તેમણે વિજ્ઞાન સંબંધી પ્રવૃત્તિ વિશે સ્પષ્ટ આલેખ કર્યો હતો. તે પરિષદના સત્કારમંડળના પ્રમુખ શ્રીયુત રમણભાઈએ પણ 'પદાર્થ વિજ્ઞાનનું સાહિત્ય ગુજરાતી ભાષામાં કેવી રીતે ઉત્પન્ન કરવું અને પદાર્થવિજ્ઞાનની પરિભાષા ગુજરાતીમાં શી રીતે ઉતારવી' એ વિષયોની ચર્ચા ઉપર ખાસ ભાર મૂક્યો હતો. પ્રમુખ શ્રી ગોવર્ધનરામભાઈએ પણ ઉપસંહારના ભાષણમાં સાયન્સની અગત્ય વિશે ચર્ચા કરી હતી અને 'સાયન્સ મોઢે કરવા કરતાં એનો ઉપયોગ વધે તેવું કરવાની જરૂર છે.' એ શબ્દોમાં પોતાનું શાણું મંતવ્ય પ્રદર્શિત કર્યું હતું; 'સાયન્સ (વિદ્યાહુન્નર)નું સાહિત્ય' એ વિષય ઉપર એક જુસ્સાદાર નિબંધ લખીને શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ વિજ્ઞાનના સાહિત્યના બહોળા ફેલાવા માટે ખાસ ધ્યાન ખેંચ્યું હતું; તે નિબંધ પ્રમાણે તો ઈ. ૧૮૫૨માં પણ સ્ટુડંટ્સ લીટરરી અને સાયન્ટિફીક સોસાયટી મારફત રા. મોહનલાલ રણછોડદાસ, પ્રાણલાલ મથુરાદાસ, ગંગાદાસ કિશોરદાસ વગેરે ગુજરાતીઓએ વિજ્ઞાનના પ્રચારને માટે સારું કામ કર્યું હતું; તે જ પરિષદમાં 'સાયન્સની પરિભાષા' વિશે રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતાએ નિબંધ લખીને આ વિષયની અગત્ય દર્શાવી હતી.

૪. બીજી સાહિત્ય પરિષદ ૧૯૦૭માં મુંબઈ ખાતે ભરાઈ હતી. સત્કારમંડળના પ્રમુખ શેઠ પુરુષોત્તમ માવજી અને પરિષદના પ્રમુખ દી. બા. કેશવ હર્ષદ ધ્રુવ એ બંનેનાં ભાષણમાં વિજ્ઞાનસાહિત્યના વિકાસની આવશ્યકતા વિશે સ્પષ્ટ ઉલ્લેખ છે. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાનો 'વિજ્ઞાનના અભ્યાસની આવશ્યકતા અને તેનાં સાધનોનો વિચાર' એ

વિષય ઉપરનો નિબંધ તેમનાં વાંચન, મનન અને વિજ્ઞાન પ્રત્યેના પ્રેમની સાક્ષી પૂરે છે.

૫. સાહિત્ય પરિષદનું ત્રીજું અધિવેશન ત્રણ વર્ષ પછી રાજદ્વારી રાજકોટમાં હતું. તે વખતે પણ બહારના ઠાઠથી અંજાઈ ગયા વિના પ્રમુખ શ્રી અંબાલાલ સાકરલાલે વિજ્ઞાન વિશે ખાસ ભાર દીધો હતો. 'છેક ગરીબમાં ગરીબ સ્ત્રી-પુરુષને પણ લેખન, વાંચન અને ગણિતના સંસ્કાર તથા સામાન્ય વિજ્ઞાનનું જ્ઞાન મળવું આવશ્યક છે.' પરિષદની કારોબારી કમિટીને પણ ધન્યવાદ ઘટે છે કે નિબંધો માટેની આમંત્રણ પત્રિકામાં 'વિજ્ઞાન' વિષય માટે એક સ્વતંત્ર વિભાગ યોજ્યો હતો અને તેમાં ત્રણચાર સારા નિબંધો પણ મેળવ્યા હતા. તેમાં આયર્લેંડના ખેતીવાડી ખાતામાં બિયાવાના દાણા કેવી રીતે નાણી જોવામાં આવે છે તે સંબંધી વિદેહી રા. ગણપતરામ દયાશંકર મહેતાનો સચિત્ર અને ઉપયોગી લેખ અપૂર્વ ગણાય. પરંતુ આ પરિષદનું સર્વથી અગત્યનું કાર્ય ભંડોળ એકઠું કરવાનું અને તેમાંથી વિજ્ઞાનને માટે ખર્ચ કરવાની યોજના સ્થાપવાનું હતું.

પરિષદે નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો: 'આ પરિષદનું તમામ ખર્ચ ફાળા તેમ જ રિપોર્ટ, નિબંધ-સંગ્રહ, આદિના વેચાણથી જે રકમ ઉત્પન્ન થાય તેમાંથી પતાવ્યા પછી, જો કાંઈ રકમ બાકી રહે તો તે રકમ વિજ્ઞાન, ગણિત, વગેરે વિષયોના વ્યાખ્યાનોની છપામણી માટે, તથા એવાં વ્યાખ્યાનોમાં જોઈતાં ચિત્રો માટે વાપરવી.' આ પ્રમાણે વિજ્ઞાન વિશે વ્યાખ્યાનોને અગ્રસ્થાન આપીને આ પરિષદના દીર્ઘદૃષ્ટિવાળા કાર્યકર્તાઓએ વિજ્ઞાનની અગત્ય સ્પષ્ટ શબ્દોમાં સૂચવી હતી. પરિષદ પાસે હવે સારું ભંડોળ છે, તો તેમાંથી આ કામમાં યોગ્ય રકમ વ્યવસ્થાપૂર્વક ખર્ચાય એવી આશા રાખવી અનુચિત નથી.

૬. ચોથી પરિષદ વડોદરામાં ૧૯૧૨માં દી. બા. રણછોડભાઈ ઉદયરામના પ્રમુખપણા નીચે મળી હતી. તેમના સર્વગ્રાહી અને વિશાળ દૃષ્ટિવાળા ભાષણમાં 'વિજ્ઞાન-વિષયક સાહિત્ય' વિશે ઊંડી સમજથી વિવેચન કર્યું છે. આવા સાહિત્યની ઉપયોગીતા વિશે ભાર મૂકવા ઉપરાંત તેમણે આ વિષયનાં તે વખતે પ્રસિદ્ધ થયેલાં મુખ્ય પુસ્તકોની સમાલોચના થોડા પણ અસરકારક શબ્દોમાં કરી હતી. નિબંધોની માગણી માટે તૈયાર કરેલી પાકી વિષયયાદીમાં 'વિજ્ઞાનશાસ્ત્રનું સાહિત્ય શી રીતે વધી શકે' તે ઉપર નિબંધ મંગાવીને પરિષદના નિયામકોએ પોતાનો વિજ્ઞાનપ્રેમ દર્શાવ્યો હતો. વળી રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવે 'સૃષ્ટિસૌન્દર્ય' ઉપર વિદ્વત્તાભરેલો અને રસમય વૈજ્ઞાનિક નિબંધ વાંચ્યો હતો. તે વખતે ગુજરાતની ભૂસ્તર પરિસ્થિતિનાં ઇતિહાસ દર્શાવનાર નકશા બતાવીને સાહિત્ય પરિષદમાં વિજ્ઞાન કેમ લોકપ્રિય કરી શકાય તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપ્યું હતું.

૭. સુરતમાં ૧૯૧૫માં ભરાયેલી પાંચમી પરિષદમાં પ્રમુખપદેથી શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથે વિજ્ઞાનના સાહિત્યની ઊનના વિશે ખાસ ભાર દીધો હતો. 'જીવનચરિતનું સાહિત્ય, દર્શન (તત્ત્વજ્ઞાન)નું સાહિત્ય, વિજ્ઞાનનું સાહિત્ય,-એ મહત્ત્વના વિભાગોના ખંડ આપણા સાહિત્યના સંગ્રહમાં લગભગ ખાલી જ છે.' ગુજરાતી કવિઓમાં શ્રીયુત નરસિંહરાવ જેવા વિજ્ઞાનના, વિજ્ઞાનની ચોકસાઈના અને વિજ્ઞાનની અદ્ભૂતતાના ઉપાસક બીજા કોઈ નથી એ મેં મારા 'વિજ્ઞાનવિચાર'માં સમજાવ્યુ છે. તેમની તરફથી વિજ્ઞાનના ખંડ ખાલી રહેવાની ફરિયાદ એ પણ એમની વિજ્ઞાનપ્રીતિ દર્શાવે છે. આ પરિષદમાં વિજ્ઞાનવિષયક નિબંધોની સંખ્યા નહિ જ જેવી હતી. પણ 'ગુજરાતનું વૈદ્યક સાહિત્ય' એ શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીનો નિબંધ બારથી સત્તરમા શતકના ગુજરાતના વૈજ્ઞાનિક સાહિત્યના

ઇતિહાસના સાધનરૂપે ઉપયોગી છે. તેમાં ઔષધિ વિજ્ઞાનની આ શાખામાં કેટલું કામ થયું હતું અને થાય છે. તેનું સુંદર દિગ્દર્શન કરવામાં આવેલું છે. પરિષદે કરેલા ઠરાવોમાં પણ વિજ્ઞાનવિષયક ગ્રંથો, ભાષણો અને વિજ્ઞાનકોશના ઉત્તેજન માટે ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો. આ રીતે વિજ્ઞાન અને સાહિત્યનો સંબંધ સારી રીતે સચવાયો હતો.

૮. અમદાવાદમાં ૧૯૨૦માં ભરાએલી છઠ્ઠી પરિષદમાં આ સંબંધ અત્યંત ફળદાયી નીવડયો હતો પરિષદમા વિજ્ઞાન વિભાગને સ્વતંત્ર સ્થાન પહેલીવાર આપીને કારોબારી મંડળે પોતાની વ્યવહારબુદ્ધિ પ્રદર્શિત કરી હતી. પ્રોફેસર સાંકળચંદ જેઠાલાલ શાહને વિજ્ઞાન વિભાગના પહેલા પ્રમુખનું પદ આપવામાં આવ્યુ હતું. તેમણે પોતાની સાદી પણ સુબદ્ધ શૈલીમાં શિક્ષકો અને સાહિત્ય, વિજ્ઞાનનુ સાહિત્ય, પારિભાષિક કોશ, આપણું કર્તવ્ય એટલા ભાગ પાડીને પોતાના ભાષણ દ્વારા વિજ્ઞાનપ્રીતિ ઉપજાવવાનો સફળ પ્રયાસ કર્યો હતો. તે વખતે નિબંધો પણ સારી સંખ્યામાં મળ્યા હતા તેમાં 'વિજ્ઞાન અને કલા' ઉપર રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવનો અને 'વિજ્ઞાનની પરિભાષા' વિશે રા કલ્યાણરાય નથુભાઈ જોષીનો એ ઊંચી કક્ષાના છે. પરંતુ સૌથી અગત્યનુ કાર્ય તો વિજ્ઞાનના સાહિત્યના ઉત્તેજનાર્થે વિજ્ઞાનસમિતિની સ્થાપના થઈ તે હતું. આ સમિતિને નાણાની યોગ્ય મદદ મળતા થોડા વર્ષ કામ સારું થયુ. મારી સૂચનાથી વિજ્ઞાનના ઉત્સાહી ડો. તુલજારામ ચુનીલાલ ખાડવાળાએ સ્વ. દોલતરામ કાશીરામ પંડિતના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ૧,૦૦૦ મેળવી આપ્યા હતા. ટ્રસ્ટીઓની યોજના અંગ્રેજી ન જાણનારા ગુજરાતી શિક્ષકોને વિજ્ઞાનના વિષયોનો પરિચય કરાવવાને માટે ભાષણો ગોઠવવાની હતી; વળી આ ભાષણો છપાવીને શાળાઓમાં વહેંચવાથી શિક્ષકો મારફત બાળકોના મનમાં

વિજ્ઞાનના અંકુરો ફૂટશે એવી આશા હતી. સમિતિએ મુંબઈમાં ૭, અમદાવાદમાં ૧૨, અને વડોદરામાં ૨ ભાષણો ગોઠવ્યાં હતાં અને ભાષણો છપાવીને ગુજરાતશાળાપત્ર મારફત વહેંચવાની ગોઠવણ પણ કરી હતી. આ ભાષણો પારિભાષિક શબ્દોની યાદી સાથે ૧૯૨૪માં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં, પરંતુ ત્યાર પછી સમિતિના ઉદ્યોગી અને કાર્યદક્ષ મંત્રી રા. પ્રિતમરાય વ્રજરાય દેસાઈ અન્ય પ્રવૃત્તિમાં રોકાઈ જવાથી આ સમિતિનું કાર્ય પડી ભાગ્યું, આ સમિતિની પાસે આવેલા નાણાંમાંથી રૂ. ૩૦૦ બચત છે અને ડૉ. ખાંડવાળાના ઉત્સાહથી મારી મારફત ફાર્બસ ગુજરાતી સભાના હસ્તક રાખવામાં આવ્યા છે.

૯. ૧૯૨૪માં ભાવનગરમાં ભરાયેલી સાતમી પરિષદનો રિપોર્ટ અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલા બધા રિપોર્ટો કરતાં વધારે દળદાર અને સંગીન છે. તે સંમેલનમાં વિજ્ઞાનવિભાગને છૂટો રાખવાની પદ્ધતિને વધારે ટેકો અને સંગઠન મળ્યું હતું. આ વિભાગમાં નવ સારા નિબંધો રજૂ કરવામાં આવ્યા હતા; વિજ્ઞાનવિભાગની સ્વતંત્ર બેઠકમાં ૩૫ ગૃહસ્થો હાજર હતા, અને વિજ્ઞાનની પરિભાષા અને વિજ્ઞાનસમિતિએ કરવાના કાર્યની રૂપરેખા સંબંધી વિવેચન થયું હતું. વિજ્ઞાનસમિતિના સાત સભ્યો ઉપરાંત બીજા ચોત્રીસ સભ્યોનું સલાહકારક મંડળ નીમવામાં આવ્યું હતું. વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ. કાંતિલાલ છગનલાલ પંડ્યાના ભાષણમાં એમની સરળ અને પ્રાસાદિક શૈલીમાં વિજ્ઞાનના મહિમાનું અને વિજ્ઞાનવિષયક કાર્યદિશાનું ઉત્તમ વિવરણ છે. બધી દૃષ્ટિએ આ પરિષદની બેઠકમાંથી વિજ્ઞાનવિષયક સાહિત્યપ્રવૃત્તિમાં સારી પ્રગતિ થવાનાં શુભ ચિન્હો દેખાતાં હતાં પરંતુ સંયોગવશાત્ આગળ કશું કામ થયું નહિ.

૧૦. પરિષદનું આઠમું અધિવેશન ૧૯૨૬ના એપ્રિલમાં

મુંબઈમાં થયું હતું. આ બેઠકમાં વિજ્ઞાનવિભાગ કે વૈજ્ઞાનિક વિષયો તરફ સ્પષ્ટ ઉદાસીનતા જોવામાં આવી હતી. સત્કાર મંડળના પ્રમુખ દી. બા. કૃષ્ણલાલ ઝવેરીએ ગુજરાતની સાહિત્યની ઉણપમાં કોશ, વ્યાકરણ, ઇતિહાસ, અને સર્વમાન્ય જોડણીએ ચાર જ જણાવ્યાં હતાં. પ્રમુખ સર રમણભાઈ નીલકંઠે પણ વિજ્ઞાનના સાહિત્ય સંબંધી સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નહોતો, પરિષદે ચૌદ ઠરાવો પસાર કર્યા હતા. પરંતુ તેમાંથી એકેમાં વિજ્ઞાન સંબંધી ઇશારો સરખો પણ નહોતો. આગલી પરિષદે નીમેલી વિજ્ઞાન સમિતિના સભ્યોનાં નામ રિપોર્ટમાં છપાએલાં જોવામાં આવે છે પરંતુ તે સમિતિને સજીવન કરવાને અથવા તો તેની પાસેથી કામ લેવાને કાંઈ પણ ગોઠવણ કરવામાં આવી નહોતી. આ વિજ્ઞાનવિમુખ વાતાવરણમાં આશાનાં બે કિરણો જોવામાં આવતાં હતાં. એક તો ઉપ-પ્રમુખ ડૉ. કુંવરજી નાયકની પ્રતિભાશાલી વક્તૃત્વકળાથી વંચાયેલો 'રસાયનશાસ્ત્રની સેવા' વિશેનો નિબંધ; અને બીજું શ્રી વિજયલાલ ધ્રુવે 'સાહિત્ય અને કળાના ક્ષેત્રમાં વિજ્ઞાનનો હક્ક' વિશે કરેલું રસમય વિવેચન.

૧૧. મુંબઈની પરિષદની વિજ્ઞાન તરફની ઉદાસીનતાનો ઉત્તર, નડીઆદમાં ઑક્ટોબર ૧૯૨૮માં ભરાયેલી નવમી પરિષદના સત્કારમંડળે વિજ્ઞાનવિભાગની સ્વતંત્ર યોજના કરીને સચોટ રીતે આપ્યો. પરિષદના પ્રમુખ અનેક વિદ્યાસંપન્ન આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવે વિજ્ઞાનના લોકપ્રચાર સંબંધી તલસ્પર્શી સૂચનાઓ કરીને ગુજરાતી સાહિત્યનો વિકાસ સર્વતોમુખી કેવી રીતે કરી શકાય તે દર્શાવ્યું હતું. વિજ્ઞાન વિભાગના પ્રમુખ ડૉ. કુંવરજી નાયકે તેમના સાત પાનાના ટૂંકા પણ અસરકારક ભાષણમાં ગુજરાતી ભાષામાં વિજ્ઞાનના પ્રચારને માટે જોસભેર દલીલ કરી હતી. 'ક્યાં તો આણી પરિષદે વિજ્ઞાન વિભાગ તરફ પૂરતું લક્ષ આપી એને કેળવવા

અથાગ પરિશ્રમ આદરવો જોઈએ અથવા તો સાહિત્ય પરિષદ એને સાવકું ખર્ચુ ગણતી હોય તો તે વિભાગ કાઢી નાંખવો જોઈએ.' આ ખુલ્લા દિલના સ્પષ્ટ શબ્દોની શું અસર થઈ તે ત્યાર પછીની પરિષદના અહેવાલમાં દેખાય છે.

૧૨. દશમી પરિષદ ફરીથી નડિયાદમાં જ ડિસેમ્બર ૧૯૩૧માં ભરાઈ. બંધારણના ઝગડાના ધુમ્મસમાં સાહિત્યના વિકાસના માર્ગો દેખાતા બંધ થઈ ગયા. નવા બંધારણમાં વિજ્ઞાનના પ્રચાર સંબંધી સ્પષ્ટ ઉલ્લેખ કરવો યોગ્ય ન ગણાયો. 'વિજ્ઞાનવિભાગ સાહિત્યપરિષદનું સાવકું ખર્ચુ છે.' એ સિદ્ધ કરવાને માટે જ દશમાં તેમ જ અગીઆરમાં સંમેલનમાં આ વિભાગને તિલાંજલી આપવામાં આવી હોય એમ દેખાય છે. બંને પરિષદોના વિદ્વાન પ્રમુખોના ભાષણોમાં વિજ્ઞાનવિષયક સાહિત્ય વિશે–તેની ઊનતા વિશે– તેના વિકાસ સંબંધી ચિંતા કે સૂચના કરવામાં આવી નહોતી, નડિયાદની પરિષદના વિગ્રહી અને ઉષ્ણ વાતાવરણમાં પ્રમુખશ્રી ભૂલાભાઈ દેસાઈની આવી ભૂલ થાય તો ક્ષમ્ય છે પરંતુ ૧૯૩૩ના શિયાળાની ઠંડીમાં ભરાયેલાં પરિષદના સંમેલનમાં વિજ્ઞાની વિસ્મૃતિ અક્ષમ્ય ગણાય. દી. બા. કૃષ્ણલાલભાઈએ ૧૯૦૫ના સમયથી જ વિજ્ઞાનના સાહિત્યની અગત્ય સ્વીકારી હતી પરંતુ લાઠી પરિષદના પ્રમુખસ્થાનેથી એમણે આ સંબંધી ઈશારો સરખો પણ કર્યો નહોતો. લાઠી સંમેલનના અહેવાલ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે નિબંધ સમિતિ વિજ્ઞાનના પ્રભાવ કે મહિમાથી અજ્ઞાત નહોતી કારણકે વિજ્ઞાનવિષયક નિબંધો માટે માંગણી તો કરેલી. પરંતુ આ સંબંધી કોઈનો આગ્રહ ન હોવાને લીધે વિજ્ઞાન તરફની પરિષદના નેતાઓની ઉદાસીનતાને લીધે વૈજ્ઞાનિક સાહિત્યના સર્જન કે ચિંતનનું કામ વિસારે પડયું.

## ૧૩. વિજ્ઞાન સમિતિના પુનરુદ્ધારની જરૂર

આ સમાલોચના ઉપરથી દેખાશે કે અત્યાર સુધીની એકત્રીસ વર્ષની કારકિર્દીમાં ગુજરાતી સાહિત્ય પરિષદનાં અગીઆર સંમેલન થયાં, તેમાંથી ત્રણ જ વખત વિજ્ઞાનવિભાગને સ્વતંત્ર સ્થાન આપવામાં આવ્યું હતું. અમદાવાદની ૧૯૨૦ની પરિષદ વખતે સ્થાપાયેલી વિજ્ઞાનસમિતિએ ભાવનગરની પરિષદ સુધી એટલે ચારપાંચ વર્ષ સારું કામ કર્યું પરંતુ ત્યાર પછી વિજ્ઞાનવિભાગમાં આવેલી શિથિલતા દૂર કરવાનો ઉપાય હજુ સુધી શોધી કઢાયો નથી. હું આશા રાખું છું કે અમદાવાદના આ વ્યવહારકુશળ વાતાવરણમાં વિજ્ઞાન-વિભાગનો પુનર્જન્મ થાય છે તે વિજ્ઞાનસમિતિનો પણ પુનરુદ્ધાર કરવામાં આવશે. સાધારણ સાહિત્યના વિકાસને માટે પ્રજાજીવનના નવયુગનાં પ્રાણવંત બળો ઉપરાંત વધારે ઉત્તેજનની જરૂર રહેતી નથી. પરંતુ વિજ્ઞાનવિષયક સાહિત્યની જેટલી અગત્ય છે તેથી વધારે તેની ઉણપ છેઃ અને તેટલા જ પ્રમાણમાં ખાસ પ્રેરણા અને વ્યવસ્થાપૂર્વક ઉત્તેજનની જરૂર છે. વિજ્ઞાનનાં પુસ્તકોના પ્રચારમાં નથી કે કીર્તિ મળતાં નથી; લેખકોની સંખ્યા નાની છે; પારિભાષિક શબ્દોના અભાવને લીધે અંગ્રેજી ભાષા દ્વારા નિષ્ણાત થયેલા વિદ્વાનો આ કામ માથે લેતાં અચકાય છે. પ્રકાશકો અને લેખકો, ધનવાનો અને વિદ્વાનોનો સહકાર યોજવાનું કામ આ વિજ્ઞાનસમિતિ સારી રીતે કરી શકે. આ સમિતિને પરિષદનો આર્થિક અને હાર્દિક ટેકો મળે અને પરિષદ પોતાના ભંડોળ-માંથી અથવા બીજું ભંડોળ વધારીને આ સમિતિને ચેતનવન બનાવે તો પારિભાષિક શબ્દકોશ તૈયાર કરાવવાનું, સંશોધન અને અન્વેષણના સાહિત્યનો પ્રચાર કરવાનું, નવા વૈજ્ઞાનિક લેખકોને આગળ લાવવાનું અને વિજ્ઞાનવિષયક સાહિત્યના પ્રશ્નોને ઉકેલવાનું વગેરે ઘણાં કાર્યો સાધી શકાય.

### ૧૪. વિજ્ઞાનવિષયક પુસ્તકોની સમાલોચના

આપણા દેશમાં સારી પુસ્તકશાળાઓની અછત છે અને તેથી આ વિષયનાં બધાં પુસ્તકો એક જ સ્થળે મળી શકે એ સંભવિત નથી. વળી તે બધાંએ વાંચીને એક જ મનુષ્ય તેની સમાલોચના કરે તેને માટે ઘણો સમય જોઈએ. આજના પ્રસંગને માટે મારો મુખ્ય આધાર વડોદરાના પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલાં નામાવલિનાં બે પુસ્તકો છે. વર્ગીકૃત નામાવલિમાં વપરાએલા વર્ગીકરણના સિદ્ધાંતો સંબંધી ઘણી ટીકા થઈ શકે એમ છે અને વૈજ્ઞાનિક સાહિત્યની સમાલોચના માટે તે ઉપયોગી છે કે નહિ તે વિશે પણ શંકા છે. તે છતાં વધારે સારી યાદીના અભાવે આ જ પુસ્તકોનો ઉપયોગ કરવો પડ્યો છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રસિદ્ધ થતાં 'ગ્રંથ અને ગ્રંથકારમાં'થી થોડીએક માહિતી મળે છે. તે ઉપરાંત મુંબઈ સરકારના ગેઝેટમાં દર ત્રણ મહિને ગુજરાતી પ્રકાશનોની યાદી પ્રસિદ્ધ થાય છે. પરંતુ તેમાં વડોદરા, ભાવનગર જેવા દેશી રાજ્યોમાં પ્રકટ થતાં પુસ્તકોનો સમાવેશ થતો નથી. આમાં કોઈપણ લેખક કે પુસ્તકનું નામ રહી ગયું હોય તો તે દોષ અજાણતાં જ થયો છે એમ સમજવું. નીચેના આંકડાઓ ઉપરના સહકારી મંડળનાં નામાવલિનાં પુસ્તકો ઉપરથી તૈયાર કર્યા છે:

| | ૧૯૨૯ સુધી | ૧૯૨૯ થી ૧૯૩૪ | કુલ |
|---|---|---|---|
| માનસશાસ્ત્ર | ૪૭ | ૧૬ | ૬૩ |
| ગણિત અને જ્યોતિષ | ૧૩૦ | ૬૯ | ૧૯૯ |
| આધિભૌતિક વિજ્ઞાન | ૬૦ | ૧૯ | ૭૯ |
| નૈસર્ગિક વિજ્ઞાન | ૪૪ | ૨૩ | ૬૭ |
| માનવજાતિશાસ્ત્ર | ૧૬ | ૨૨ | ૩૮ |
| વૈદકશાસ્ત્ર | ૩૨૭ | ૧૭૮ | ૫૦૫ |

| | ૧૯૨૯ સુધી | ૧૯૨૯ થી ૧૯૩૪ | કુલ |
|---|---|---|---|
| ઉપર્યુક્ત કળા | | | |
| ખેતીવાડી હુન્નર | ૧૪૮ | ૬૧ | ૩૦૯ |
| ભૂગોળ સ્થળવર્ણન | ૧૦૦ | ૧૦૩ | ૨૦૩ |
| કુલ વૈજ્ઞાનિક પુસ્તકો | ૯૫૨ | ૪૯૧ | ૧,૪૪૩ |
| કુલ પુસ્તકો | ૭,૭૧૪ | ૪,૧૭૬ | ૧૧,૮૯૦ |

૧૫. પહેલા અને બીજી

પહેલા અને બીજા સમયના અંને ગાળામાં વિજ્ઞાન વિષયક પુસ્તકોની સંખ્યા લગભગ બાર ટકા જેટલી સ્થિર રહી છે. જ્યોતિષ, વૈદક, સ્થળવર્ણન વગેરેના બધાં પુસ્તકો શિષ્ટ અને સંસ્કારી વૈજ્ઞાનિક પુસ્તકોમાં તો ન લેખી શકાય પણ તે લેખકોની અને પ્રજાની અભિરુચિની નિશાની તરીકે કબૂલ કરવા પડે. ૧૯૩૪માં ભરાયેલા મરાઠી સાહિત્ય-સંમેલનમાં શાસ્ત્રીય વાઙ્ગમય વિભાગના પ્રમુખ પ્રોફેસર ગોપાળ રામચંદ્ર પરાંજપેએ મરાઠી ભાષામા વૈજ્ઞાનિક પુસ્તકોની સંખ્યાનું પ્રમાણ દર્શાવેલું છે, તે ગુજરાતી પુસ્તકો કરતાં સારુ ન ગણાય. તેમના લખવા પ્રમાણે મુંબઈના ગ્રંથસંગ્રહાલયમાં મરાઠી ૧૧૦૦૦ પુસ્તકો છે; તેમાંથી ૩૮૧ વૈદકીય, ૨૦૦ શાસ્ત્રીય, ૨૭૯ ખેતી, હુન્નર, સંગીત ઇત્યાદિ; ૧૪૯ ગણિત અને જ્યોતિષ એમ કુલ ૧૦૦૯ વૈજ્ઞાનિક પુસ્તકો ગણાવ્યાં છે એટલે મરાઠી ભાષામાં કુલ પુસ્તકોની સંખ્યામાંથી આઠ ટકા જેટલાં પુસ્તકો વિજ્ઞાનવિષયક છે; ગુજરાતી ભાષામાં આપણી યાદીઓમાં આવેલાં ૧૧૮૯૦ પુસ્તકોમાંથી ૧૪૪૩ પુસ્તકો વિજ્ઞાનવિષયક ગણી શકાય, અને આ રીતે આપણું ૧૨ ટકાનું પ્રમાણ વધારે સંતોષકારક ગણી શકાય. આ પુસ્તકોનું વર્ગીકરણ એક જ ધોરણસર થયેલું નહિ

હોવાથી, આ સરખામણી દોષરહિત તો ન ગણાય. ગુજરાતી પુસ્તકોની યાદીમાં કેટલાંએક નિર્જીવ પુસ્તકોનો કેવળ પુસ્તક-સંગ્રહની દૃષ્ટિએ કરવામાં આવેલો હોવાથી, તેમને શિષ્ટ સાહિત્યના વર્ગમાં મૂકતાં ખચકાવું પડે એમ છે. તોપણ મરાઠી ભાષા વાપરતી પ્રજાની અને મરાઠી લેખકોની સંખ્યા અને લેખનવૃત્તિ જોતાં ગુજરાતી ભાષામાં વિજ્ઞાનવિષયક પુસ્તકોની સંખ્યા નાની કે નિર્માલ્ય નથી એટલું તો બેધડક કહી શકાય.

### ૧૬. માનસશાસ્ત્રના વર્ગ

માનસશાસ્ત્રના વર્ગનાં ઉત્તમ પુસ્તકોમાં સ્વ. મણીલાલ નભુભાઈનાં ચેતનશાસ્ત્ર, પ્રાણવિનિમય, શિક્ષણ અને સ્વ-શિક્ષણ અને ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈનુ માનસશાસ્ત્ર એ અગ્રસ્થાન ભોગવે છે. મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ, પ્રેક્ટિકલ સાઈકૉલોજી, ટેલીપથી, મસ્તકશાસ્ત્ર, મુખલક્ષણશાસ્ત્ર જેવા વિવિધ વિષયો ઉપર ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. સ્વ. નારાયણ હેમચંદ્રે પણ આ વિભાગમાં આઠ દસેક પુસ્તકો લખી કાઢ્યાં છે. મોન્ટેસરી પદ્ધતિનું શિક્ષણસાહિત્ય, અને બાલક શિક્ષકો તેમ જ માતાપિતાને ઉપયોગી પત્રિકાઓ અને પુસ્તકો ભાવનગરથી શ્રીયુત ગિજુભાઈ જે એકનિષ્ઠા અને સાતત્યથી વર્ષાવી રહ્યા છે તેને માટે ગુજરાત તેમનું ઋણી રહેશે. તોપણ અર્વાચીન માનસશાસ્ત્રના અને ખાસ કરીને મેકડુગલ, ફ્રૉયડ, યુગ, આડલર વગેરેના સિદ્ધાંતો સમજાવનારાં પુસ્તકો પ્રસિદ્ધ થવાની જરૂર છે.

### ૧૭. ગણિત અને જ્યોતિષ

ગણિત અને જ્યોતિષનાં પુસ્તકો લગભગ ૨૦૦ છે. જ્યોતિષનાં પુસ્તકો અર્વાચીન વૈજ્ઞાનિક સાહિત્યમાં ગણાવાં ન જોઈએ; પણ વ્યાપારપ્રધાન અને સાહસયુક્ત ભોગવતી

પ્રજાને નિરાશાના પ્રસંગે ઉપયોગી થઈ પડે તેથી તેમની લોકપ્રિયતા સમજી શકાય એમ છે. ગણિતશાસ્ત્રનાં પુસ્તકોનો ઉઠાવ તો શાળાપયોગી પુસ્તક પૂરતો જ છે. આ બંને જાતનાં પુસ્તકોની સંખ્યા પુસ્તકપ્રકાશનના નિયમો શોધવાની દૃષ્ટિએ ઉપયોગી છે; પુસ્તકની ઘરાકી સારી હોય અને તેમાંથી સારા પૈસા પ્રાપ્ત થવાનો સંભવ હોય તો ઉત્તમ કોટિના લેખકો ગમે તેવા શુષ્ક વિષયને હાથમાં લઈ શકે છે. પ્રાથમિક અંકગણિત કે અક્ષરગણિતનાં પુસ્તકો લખવાને માટે પ્રો. ગોપાળકૃષ્ણ ગોખલે, રા. બા. લાલશંકર, પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર, ખા. બા. જમશેદજી દલાલ, પ્રોફેસર સ્વામીનારાયણ, જાલભાઈ ભરડા વગેરે પ્રતિભાશાળી અને વ્યવસાયી વિદ્વાનો પોતાની રાજીખુશીથી જ પોતાની કલમ ચલાવે એ ઘટનામાં પુસ્તકપ્રકાશનના ગૂઢ નિયમો સમાયેલા છે. અહીં રા. આત્મારામ દીવાનજીનાં ખગોળવિદ્યાનાં બે પુસ્તકોની નોંધ લેવા જેવી છે. વડોદરા રાજ્ય તરફથી પણ આ વિષયનાં સારાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

### ૧૮. ભૌતિક વિજ્ઞાન

ભૌતિક વિજ્ઞાનની યાદીમાં ૬૯ પુસ્તકો છે. તેમાં પણ શાળોપયોગી પુસ્તકોની સંખ્યા મોટા પ્રમાણમાં છે. પદાર્થવિજ્ઞાન, ઉષ્મા, વિદ્યુત્, રાસાયણશાસ્ત્ર, એ દરેક વિષય તરફ એક કરતાં વધારે લેખકો આકર્ષાયા છે. તે ઉપરાંત સાધારણ પુસ્તકોની સંખ્યા છેક નાની નથી, ભૂવિદ્યાના વિષયમાં પણ સાતઆઠ પુસ્તકો છે. રા. બા. મહિપતરામ નિલકંઠનાં ભૂસ્તરવિદ્યાનાં મૂળતત્ત્વો (૧૮૭૩) મહેતા બલવંતરાયની ભૂસ્તરવિદ્યા (૧૮૮૩) રા. બા. હરગોવિંદાસ કાંટાવાળાની ભૂતળવિદ્યા (૧૯૨૬), અને છેવટે શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરીનું ભૂસ્તરવિજ્ઞાન (૧૯૩૧–૩૨) એ ગુજરાતના વિદ્વાનોની ભૂવિદ્યા

તરફની પ્રીતિ દાખવે છે. કલ્યાણરાય જોષી અને લલિતાપ્રસાદ દવેએ પણ વડોદરા રાજ્ય તરફથી નાનાં પુસ્તકો લખીને આ વિષયમાં સારો ફાળો આપ્યો છે. પણ હજુ સુધી ગુજરાતની ભૂરચનાનું સંપૂર્ણ અન્વેષણ થયુ નથી અને તેથી સકળ ગુજરાતને માટે એક આધારભૂત ભૂવિદ્યાનું પુસ્તક રચાવાનું બાકી છે.

૧૯. નૈસર્ગિક વિજ્ઞાન

નૈસર્ગિક વિજ્ઞાનની યાદીમાં ૬૭ પુસ્તકો છે. તેમાનાં ઘણાખરાં વડોદરા રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયેલાં છે. શ્રીયુત ભાનુસુખરામ મહેતાએ પ્રાણીસૃષ્ટિ, પ્રાણીવિદ્યાનું રેખાદર્શન, પ્રાણીમાત્રનું વર્ગીકરણ, આંચળવાળાં પ્રાણીઓ, સરોવરનાં જીવો, મધપુડો, કરોળીઆ વગેરે અનેક વિષયો ઉપર એમની કલમ ચલાવી છે. એક વખતના જીવવિદ્યાના અધ્યાપક શ્રીયુત છોટાલાલ પુરાણીએ વનસ્પતિશાસ્ત્રી, જીવવિદ્યા, અને વિજ્ઞાન-પ્રવેશિકા એ ત્રણ પુસ્તકોમાં તેમનાં જ્ઞાન, અનુભવ, અભ્યાસ, અને સરળ શૈલીનો લાભ ગુજરાતી પ્રજાને આપ્યો છે. મહર્ષિ સરખા સ્વ. જયકૃષ્ણ ઇંદ્રજીનું 'વનસ્પતિશાસ્ત્ર' ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યમાં અનેરું સ્થાન ભોગવે છે. એમની અથાગ મહેનત, નિરીક્ષણ શક્તિ અને ભાષા ઉપરનો તેમનો કાબૂ અર્વાચીન કૉલેજના શિક્ષણ લીધા વિના આપણા દેશના વિદ્વાનો કેવું ચોક્કસ વૈજ્ઞાનિક કાર્ય કરી શકે છે તેની સાક્ષી પુરે છે. એમના એક શિષ્ય વૈદ્ય બાપાલાલ ગરબડદાસે 'ગુજરાતની વનસ્પતિઓ' વિશે એક સરળ અને લોકભોગ્ય પુસ્તક લખ્યુ છે. તેમનાં જ સંસર્ગમાં આવેલા અધ્યાપક સુરેશ દીક્ષિતે પણ આજ વિષયનું નાનુ પુસ્તક ગયે વર્ષે જ તૈયાર કર્યું છે.

૨૦. માનવજાતિશાસ્ત્ર

જેવી વિજ્ઞાનની અર્વાચીન શાખામાં ૩૮ પુસ્તકો

ગુજરાતી ભાષામાં મળી આવે એ સદ્ભાગ્યની નિશાની છે. અનુવાદ રૂપે પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં તો દેસાઈ મધુકુમારનાં મનુષ્યભ્રમણ અને જોષી કલ્યાણરાયનું આર્યોની ઓળખાણ એટલાં વડોદરા રાજ્યની ભાષાંતર શાખા તરફથી પ્રસિદ્ધ થયાં છે. તે ઉપરાંત ગુજરાતની જ્ઞાતિઓ અને કોમોનું વર્ણનાત્મક સાહિત્ય આ વિષયના વૈજ્ઞાનિક અભ્યાસ અને સ્વતંત્ર અન્વેષણ માટે ઘણું ઉપયોગી થઈ પડવા સંભવ છે. પારસી, ખોજા, મેમણ, ભાટીઆ, ભાર્ગવ, કણબી, શ્રીમાળી, મોઢ, નાગર વગેરે કોમોની ઉત્પત્તિ અને ઈતિહાસ સંબંધી ઉપયોગી માહિતી મળે તેવાં પુસ્તકો મોજુદ છે.

૨૧. વૈદ્યકશાસ્ત્ર

વૈદ્યકશાસ્ત્રનાં ૫૦૫ પુસ્તકોમાંથી વૈજ્ઞાનિક દૃષ્ટિએ નોંધવાલાયક પુસ્તકો જુદાં કાઢવાનું કામ ઘણું જ કઠિન છે. શાળોપયોગી પુસ્તકોમાં આરોગ્ય પ્રવેશિકાનાં પુસ્તકો ગણિતનાં પુસ્તકોનાં જેટલાં જ સારી સંખ્યામાં છે. શ્રીયુત પ્રીતમરાય દેસાઈની 'આરોગ્ય વિજ્ઞાન પ્રવેશપોથી'ની બે આવૃત્તિ થઈ છે, તેથી ઉત્તેજીત થઈને તેમણે 'ગૃહવિજ્ઞાન પ્રવેશપોથી' પણ પ્રસિદ્ધ કરી છે. તે સિવાય ગુજરાતી અને દક્ષિણી લેખકોએ પણ આઠદસ પુસ્તકો લખ્યાં છે. વૈદક વિશે બે ત્રણ માસિકો ચાલે છે. તેમાંથી એક પણ કેવળ અર્વાચીન વૈદકવિજ્ઞાન ઉપર નભતું હોય એમ લાગતું નથી. મુંબઈ અને પાટણમાં આયુર્વેદ પાઠશાળાઓ શરૂ થયે ઘણાં વર્ષ થયાં તોપણ અર્વાચીન વૈદકશાસ્ત્રને શોભાવે તેવાં ગુજરાતી પુસ્તકો જોઈએ તેટલાં બહાર પડયાં નથી. આ વિષયમાં પારસી ડૉક્ટરોએ જે ઉપયોગી અને માહિતી ભરેલાં પુસ્તકો તૈયાર કર્યાં છે તેની પણ નોંધ લેવાનું ભૂલવું ન જોઈએ

૨૨. ઉપર્યુક્ત કળા

ઉપર્યુક્ત કળાનાં ૨૦૦ પુસ્તકો વિજ્ઞાનના લોકભોગ્ય અને લોકોપયોગી સાહિત્યના પ્રતિનિધિરૂપ છે. વિજ્ઞાનના પરિણામો અને સિદ્ધિઓનો લાભ સામાન્ય પ્રજાને આપવાનું આ સાધન જેમ બને તેમ વિશાળ અને કાર્યક્ષમ કરવાની જરૂર છે. આ વિષયમાં શ્રીયુત હુલેરાય અંજારિયાની પ્રવૃત્તિ ખાસ પ્રશંસનીય છે. ખેતીવાડીના અનુભવી જાણકાર અને લેખક તરીકેની તેમની ખ્યાતિ પ્રસિદ્ધ છે અને ખેતીવાડીનાં મૂળતત્ત્વો તેમ જ ઔપપત્તિક ઉદ્યોગોની સમજૂતી માટે તેમણે ઘણું વિસ્તૃત સાહિત્ય તૈયાર કર્યું છે. નવલકથા અને કવિતાના જમાનામાં એક જ ગૃહસ્થ કોઈ પણ સંસ્થાની મદદ વિના પચ્ચીસેક પુસ્તક પ્રસિદ્ધ કરીને આવી કીર્તિ સંપાદન કરે એ ગુજરાતી ભાષાની અને સાહિત્યની સર્વદેશીય સમૃદ્ધિનું શુભ ચિહ્ન છે. ગુજરાતની મીલો અને કારખાનાને વધતી જતી સંખ્યાની સાથે 'મીલ એંજિનિયર, બોઈલર,' 'ઈમારતકામ' 'ઇલેક્ટ્રિક લાઈટ' વગેરે વિષયો ઉપર રા. ફકીરજી ભરૂચા જેવા ઈજનેરો અને વિજ્ઞાનકલાવિશારદોએ સારાં અને ઉપયોગી પુસ્તકો લખ્યાં છે. ગુ. વ. સોસાયટીએ પણ વાર્નિશ, સિમેન્ટ, તેજાબો, ઇલેક્ટ્રોપ્લેટીંગ વગેરે હુન્નરો વિશે રા. ત્રિકમદાસ વકીલ પાસે પુસ્તક લખાવીને આ સાહિત્યમાં વધારો કર્યો છે. મહાદેવ જાગુષ્ટેનું 'સાબુ બનાવવાનો હુન્નર,' સાકરલાલ બુકસેલરનુ 'હુન્નર શિક્ષક' વગેરે પુસ્તકો ઉચ્ચકક્ષાનાં ન હોવા છતાં સમાજની આ વિષયના સાહિત્યની ભૂખનો નિર્દેશ કરે છે, તેમ જ વધારે ઉપયોગી, ચોકસાઈવાળા અને છેલ્લી શોધવાળાં નવાં પુસ્તકો લખવાને શિષ્ટ વૈજ્ઞાનિકોને આવાહન કરે છે.

૨૩. ભૂગોળ અને સ્થળવર્ણન

સાહિત્યમાં ૨૦૩ પુસ્તકો ગુજરાતી પ્રજાનો મુસાફરી અને

સ્થળવર્ણનનો શોખ દર્શાવે છે. પ્રવાસ કરનાર દરેક પુરુષને લખવાનો અને પોતાના અનુભવોની નોંધ કરવાનો ઉત્સાહ થઈ આવે છે. આ સાહિત્ય શુદ્ધ વિજ્ઞાનની દૃષ્ટિએ ઉપયોગી તો નથી. સ્વ. નંદકુંવરબાનું ગોમંડળ પરાક્રમ, કલાપીનો કાશ્મિરનો પ્રવાસ, કાકા કાલેલકરનો 'હિમાલયનો પ્રવાસ' કે શ્રીયુત ગિરજાશંકર અધેકાનું 'કૈલાસ માનસ સરોવર દર્શન અને શ્રીયુત વિજયરાય વૈદ્યનું 'ખુશ્કી અને તરી' અંગત અનુભવની નોંધ તરીકે બોધપ્રદ અને રસમય વાચન આપે છે. પરંતુ ગુજરાતની દરેકે દરેક તાલુકા કે જિલ્લાની ભૌગોલિક સ્થિતિ અને ભૂરચના ને ખનિજ સંપત્તિનો હજુ પણ વાસ્તવિક અભ્યાસ કે નિરૂપણ થયાં નથી. ભૂગોળનો વિષય નિશાળોમાં ફરજિયાત હોવાથી અનેક વિદ્વાનોએ આ વિષયમાં બે પૈસા પ્રાપ્ત કરવાની શુભેચ્છાએ ભૂગોળના શાળોપયોગી પુસ્તકોમાં વધારો કર્યો છે. રા. બા. કમળાશંકર ત્રિવેદી, શ્રીયુત હિંમતલાલ અંજારિયા, રા. આત્મારામ દિવાનજી, રા. પ્રીતમરાય દેસાઈ, રા. મૂળજીભાઈ ચોકસી અને કવિવર નાનાલાલે પણ આ દિશામાં યથામતિ પ્રયત્નો કર્યા છે. આ દિશામાં કેવળ શાળોપયોગી અથવા પ્રવાસવર્ણનનાં પુસ્તકો કરતાં ઊંચા પ્રકારનાં અને અન્વેષણ, સંશોધન અને વિવેચક શક્તિ દાખવનારાં પુસ્તકોની ઘણી જરૂર છે.

૨૪. સૈદ્ધાંતિક વિજ્ઞાન

સૈદ્ધાંતિક વિજ્ઞાન આપણી ભાષા, દેશ અને કાળની વસ્તુસ્થિતિને અનુકૂળ રૂપમાં સમજાવવાનું કામ કઠિન છે. રા. ભોગીલાલ પટવાનું 'આકાશદર્શન' ઘણી જ સંભાળ, અભ્યાસ અને નિરીક્ષણપૂર્વક લખાયેલું પુસ્તક છે. અર્વાચીન વિજ્ઞાનની સાથે પ્રાચીન હિંદુ ખગોળવિદ્યાનો અને સ્વનિરીક્ષણનો સુયોગ સાધીને જૂની અને નવી વિદ્યાનું વિવેકપૂર્વક

એકીકરણ કરીને દરેક ગુજરાતી વાચકને ઉપયોગી અને રસમય લાગે તેવી સામગ્રી રા પટવાએ તૈયાર કરી છે ડૉ કાતિલાલ પડયાની આઇન્સ્ટાઇન વિશેની પુસ્તિકા તેમની પ્રસાદિક શૈલી અને વિવરણકલાની સાક્ષી પુરે છે શ્રી કિશોરલાલ મશરૂવાળાની કસાયેલી કલમથી લખાયેલુ પુસ્તક 'ઉધઈનુ છવન' વિજ્ઞાનની દૃષ્ટિથી નહિ લખાયેલુ હોવા છતા વિજ્ઞાન વિષયક પુસ્તકોમા અગ્રસ્થાન ભોગવે છે એ જીઅન જાદુગરી સાહિત્યક મેટરલીંકની અદ્દભૂત શક્તિનુ આપણને ભાન કરાવવા માટે શ્રી કિશોરલાલ કરતા વધારે યોગ્ય લેખક ભાગ્યે જ મળી શકે, મેટરલીંકના બીજા ઘણા સુદર લેખો અને પુસ્તકો ગુજરાતીમા પ્રસિદ્ધ થાય અને તે દ્વારા સમાજમા વૈજ્ઞાનિક તથ્યોનો પ્રચાર થાય એ સર્વ રીતે ઈષ્ટ છે આપણે આશા રાખશુ કે શ્રી કિશોરલાલ તેમની કલમને આ અને આવા બીજા લેખકોની વિજ્ઞાનમય કૃતિઓને ગુજરાતીમા ઉતારવાના કામમા પ્રેરે

૨૫ વડોદરા રાજ્ય તરફથી તૈયાર થતા વિજ્ઞાનના પુસ્તકો

વડોદરા રાજ્ય તરફથી તૈયાર થતા વિજ્ઞાનના પુસ્તકોની નોધ આ સ્થળે લેવી જોઈએ શ્રી સયાજી સાહિત્યમાલા સને ૧૯૧૫મા સ્થપાઈ અને તે માલામા ગુજરાતી પુસ્તકો ૧૯૧૭થી પ્રસિદ્ધ થવા શરૂ થયા જૂલાઈ ૧૯૩૫ સુધી ૨૩૭ પુસ્તક છપાયા છે તેમાથી પચાસેક પુસ્તક વિજ્ઞાન સબધી છે આથી વધારે ટૂકા અને સસ્તા (સરળ કહેવાય કે નહિ તે શકાસ્પદ છે) પુસ્તકો શ્રી સયાજી બાલજ્ઞાન માળામા પ્રગટ થયા છે આ માળાના ૧૨૭ પુસ્તકોમાથી ૪૪ પુસ્તકો વિજ્ઞાનવિષયક છે આ બને માળાના પ્રથમના પુસ્તકો પ્રગટ થયા ત્યારે તેમની ભાષા, શૈલી, અને પારિભાષિક શબ્દો માટે ઘણી જ સખત ટીકા થઈ હતી ભાવનગર પરિષદ વખતે

વિજ્ઞાનવિભાગના પ્રમુખના ભાષણમાં અને વિજ્ઞાનવિભાગની જુદી બેઠક વખતે આ વિષય સારી રીતે ચર્ચાયો હતો. આ ચર્ચાની અસરને લીધે હોય કે બીજા કોઈ કારણને લીધે હોય તો પણ મારે સંતોષપૂર્વક જણાવવું જોઈએ કે છેલ્લાં બે ત્રણ વર્ષમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં ઘણો સુધારો થયો છે. તરજૂમાને ઠેકાણે સ્વતંત્ર પુસ્તકો પણ લખાવા મંડયા છે અને ભાષા પણ પહેલાં કરતાં સાદી અને સરળ થતી દેખાય છે. પારિભાષિક શબ્દોમાં પણ સંસ્કૃત ઉપરથી ભાર ઓછો થઈને અંગ્રેજી શબ્દો સ્વીકારવાની પ્રથાને ઉત્તેજન મળતું લાગે છે. શ્રી માર્તંડ શિવભદ્ર પંડયાનું 'કુદરતનું અવલોકન' અને શ્રી પ્રિયવદન બક્ષીનું 'પ્રકાશ' એ પુસ્તકોમાં સાદી શૈલીમાં ચોકસાઈથી માહિતી અને જ્ઞાન આપવામાં આવ્યાં છે. આવાં સ્વતંત્ર પુસ્તકોને ઉત્તેજન મળે અને લેખકોને રાજ્ય તરફથી નિર્ણીત થયેલી જડબાતોડ પરિભાષાના બંધનમાંથી છૂટા કરવામાં આવે તો આ માલાનાં પુસ્તકો વધારે ઉપયોગી થાય. બાલજ્ઞાનમાળાનાં પુસ્તકોની ભાષા અને વિષય હજુ વધારે સરળ કરવાની જરૂર છે. ફક્ત પુસ્તકનું કદ નાનું કરવાથી અથવા 'ચાંચડ', 'માંકણ અને જૂ' કે 'કરોળીઆના કાવતરાં' જેવાં સાદાં નામ આપવાથી પુસ્તકો બાળોપયોગી થતાં નથી, પરંતુ દેશની સ્થિતિ અને બાળકોની યોગ્યતાનો વિચાર કરીને સરળ અને સાદી ભાષામાં જ લખાયેલા પુસ્તકનો ઉપયોગ બાળકો કરી શકે છે. વડોદરા રાજ્યમાં શ્રી કલ્યાણરાય નથુભાઈ જોશી, ભાનુસુખરામ મહેતા, ભરતરામ મહેતા, મોતીલાલ અલમૌલા અને સુરેન્દ્ર ધારેખાન જેવા અનેક લેખકો છે તેમની સહાયથી વિજ્ઞાનનું સાહિત્ય વધારે ઉપયોગી બનાવવાના પ્રયાસો વિશેષત્તર સફળ થવાની આશા રાખીએ તો તે વધારે પડતી ન કહેવાય.

વિજ્ઞાનના સાહિત્યમાં સ્ત્રીઓએ આપેલા ફાળા વિશે ટૂંક નોંધ લીધા વિના આ ભાગ સમાપ્ત થઈ શકે નહિ. વિજ્ઞાનને લોકપ્રિય કરવામાં સ્ત્રીઓ જેટલો ભાગ લઈ શકે છે તેટલો પુરૂષો ન લઈ શકે. અંગ્રેજી ભાષામાં વિજ્ઞાનવિષયક પુસ્તકોના પ્રથમ લોકપ્રિય લેખકોમાં મીસ બકલી પાછળથી મીસીસ ફીશરનું નામ સુપ્રસિદ્ધ છે. મીસીસ ગેટીનું 'પેરેબલ્સ ફ્રોમ નેચર' એ પુસ્તકની અસંખ્ય આવૃત્તિઓ થઈ છે. હજુ પણ તે દિશામાં લેખકોની સંખ્યા વધતી જાય છે. ગયે વર્ષે કાઉન્ટેસ વૉરવીકે 'નેચર્સ કવેસ્ટ' નામનું એક અતિ સુંદર પુસ્તક પક્ષીજીવન અને પ્રાણી-વર્ણન ઉપર લખેલું છે; તે કેવળ અનુવાદ કે સારાંશ રૂપે નથી પણ ઊંડા અભ્યાસ અને નિરીક્ષણનું પરિણામ છે. સ્ત્રીઓ શિક્ષક તરીકે બાળકના મન ઉપર પ્રબળ અસર કરી શકે છે. વિજ્ઞાનના વિષયમાં આપણો જનસમાજ હજુ બાળક જેવો છે તેમને યોગ્ય રીતે સમજાવવામાં સ્ત્રીશક્તિની મદદની જરૂર છે. આ દિશામાં પ્રથમ કાર્ય શ્રીમતી વિમળાબહેન સેતલવડ તરફથી શરૂ થયુ છે; અને તે કોઈપણ સંસ્થાથી સ્વતંત્ર રીતે કરવામાં આવેલું હોવાથી ધન્યવાદને પાત્ર છે. આ વિદુષી બહેનનો વિજ્ઞાનનો અભ્યાસ જોઈએ તેટલો ઊંડો નહિ હોવાને લીધે તેમના 'બાલવિજ્ઞાન'માં કોઈ ઠેકાણે ભૂલો જોવામાં આવે છે. તેમ છતાં પણ વિષયની પસંદગીમાં અને ભાષાની સરળતાને માટે લેખકને ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. શ્રીમતી હંસાબહેન મહેતાએ બાળ-સાહિત્યમાં વિજ્ઞાનને આગળ લાવવાને યત્ન કર્યો છે. અને બીજા સ્ત્રી પુરૂષ લેખકો બાળસાહિત્યમાં વિજ્ઞાનને વધારે પ્રમાણમાં ઉતારવાને ઉત્સુક દેખાય છે એ પણ શુભ ચિન્હ છે. હવે કોલેજમાં ભણતી વિદ્યાર્થિનીઓની સંખ્યા વધતી જાય

છે; તેમને વિજ્ઞાનના અભ્યાસના પ્રસંગો અને સગવડો વધતી જાય છે. તેમણે આ વિષયમાં વધુ પુસ્તકો લખવાનું અને જનસમાજને વિજ્ઞાન શીખવવાની પ્રવૃત્તિમાં વધારે ભાગ લેવાની જરૂર છે. પ્રકાશક સંસ્થાઓએ પણ સરળ વિજ્ઞાનના પુસ્તકોના લેખકોમાં સ્ત્રીઓને વધતા જતા પ્રમાણમાં રોકવાની ખાસ આવશ્યકતા છે.

૨૭. ગુજરાતની સંસ્થાઓ

વિજ્ઞાનવિષયક પુસ્તકોની સમાલોચનામાં ગુજરાતની બે મહાન સંસ્થાના કાર્ય વિશે ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી વિજ્ઞાન હુન્નર, ઉદ્યોગ વગેરે વિષયો ઉપર પુસ્તકો લખાવવાના પ્રયાસો ચાલુ છે. 'સોસાયટીના ઇતિહાસ' ના ત્રીજા વિભાગમાં આ વિષયની પ્રવૃત્તિનો પરિચય કરાવનાર આઠ પાનાંનો રસમય અહેવાલ છે. 'વિજ્ઞાનને લગતું જે કાંઈ ઉપયોગી લખાણ સોસાયટી ને મોકલવામાં આવે છે તે યોગ્ય માલમ પડે તેના પ્રકાશન માટે ઘટતી વ્યવસ્થા થાય છે જ.' સોસાયટી પાસે વિજ્ઞાનવિષયક પુસ્તકો લખાવવા માટે ત્રણ ટ્રસ્ટ ફંડો છે તેનો પુરો ઉપયોગ થતો નથી કારણ કે યોગ્ય પ્રકારનાં પુસ્તકો મળી શકતાં નથી. વૈજ્ઞાનિક ભાષણની પ્રવૃત્તિ પણ વિજ્ઞાનનિષ્ણાત ભાષણકારોની ઉદાસીનતાને લીધે મંદ પડેલી લાગે છે. તે છતાં શુદ્ધ વિજ્ઞાનનાં દસેક પુસ્તકો; અને હુન્નરઉદ્યોગ સંબંધી તેટલા જ પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે સોસાયટીને ધન્યવાદ ઘટે છે. શ્રી ફાર્બસ ગુજરાતી સભાની વિજ્ઞાનવિષયક પ્રવૃત્તિને સદ્દગત ન્યાયમૂર્તિ સર લલ્લુભાઈ શાહના વખતથી ઉત્તેજન મળ્યુ હતું. મેટરલીંકના નિબંધો અને હાલ્ડેનની દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસાના અનુવાદ આ દિશામાં પ્રથમ પગલા રૂપ હતાં.

વૈજ્ઞાનિક સાહિત્ય વિશેની પ્રવૃત્તિ ત્વરિત થઈ છે અને સભાએ છેલ્લા પાંચ વર્ષમાં દી. બા. કૃષ્ણલાલભાઈના પ્રમુખપણા નીચે વિજ્ઞાનવિષયક પુસ્તકો માટે રૂ. ૨,૦૦૦ જેટલી રકમ જુદી કાઢી છે. તેમાંથી સરકાર વાયુચક્ર ખાતાવાળા ડૉક્ટર ભીમભાઈ દેસાઈ પાસે 'ગુજરાતનું હવામાન શાસ્ત્ર,' શ્રી યશવંત નાયક પાસે 'પૃથ્વીનો ઇતિહાસ,' શ્રીયુત ભીમભાઈ લાલભાઈ દેસાઈ પાસે 'જીવનની ઉત્ક્રાંતિ' એટલાં પુસ્તકો તૈયાર થયાં છે, અને બીજાંની તૈયારી ચાલે છે. વળી બુદ્ધિવર્ધક વ્યાખ્યાન માળાને અંગે વૈજ્ઞાનિક વિષયો ઉપર ભાષણ આપવાની પ્રવૃત્તિ પણ અભિનંદનીય છે. આ બે સંસ્થાઓ ઉપરાંત વડોદરા રાજ્યનું ભાષાંતર ખાતું વિજ્ઞાનવિષયક પુસ્તકોને ઉત્તેજન આપે છે. આ બધા કાર્યમાં ખરાં વિઘ્નો તો બે છે. એક તો લેખન શક્તિવાળા અથવા લેખનના શોખવાળા વિજ્ઞાનવેત્તાઓની સંખ્યા ઓછી છે; તેમને કેવળ ધનનું ઉત્તેજન પુરતું નથી. શાળાના વિદ્યાર્થીઓ પ્રતિસ્પર્ધાથી જેટલું સારું કામ બતાવી શકે છે તેટલું કેવળ પૈસાની લાલચથી બતાવી શકતા નથી. ગુજરાતી વિજ્ઞાનવેત્તાઓની સંખ્યા વધતી જાય છે તેમને સ્પર્ધા અને સંઘબળના ઉત્તેજનથી આ દિશામા વાળવા જોઈએ. અને અધ્યાપકોને મળતી વેકેશનમા આ કાર્ય માથે લેવાને કટિબદ્ધ કરવા જોઈએ આવા કાર્યને માટે પરિષદની વિજ્ઞાન સમિતિ જેવી સ્વતત્ર સસ્થા ઘણી સારી યોજના કરી શકે. અન્યોન્ય સહકારથી કેવળ વિદ્વદ્ભોગ્ય જ નહિ પણ લોકભોગ્ય ઊચી કક્ષાના પુસ્તકો તૈયાર થઈ શકે એક જ વિષય ઉપર જુદી સસ્થાઓ તરફથી અનેક પુસ્તકો લખવાના પ્રયત્ન કરવાને બદલે એક જ સુયોજીત અને સુદર પુસ્તક તૈયાર કરી શકાય. ગયા વર્ષમા 'ગુજરાતની વનસ્પતિઓ' વિશે બે નાની પુસ્તિકાઓ લખાઇ હતી તેને બદલે એક શિષ્ટ સસ્થાના તત્રીમડળ નીચે એક જ પુસ્તક યોજાયું હોત તો

તે વધારે સુંદર અને ઉપયોગી થઈ પડત અને તેનું વેચાણ પણ સારું થાત.

## ૨૮. વિજ્ઞાનવિષયક પુસ્તકોનો પ્રચાર

વેચાણના સંબંધમાં આપણા લેખકો અને પ્રકાશકોની બીજી એક મુશ્કેલી છે. વિજ્ઞાનવિષયક પુસ્તકોની છપામણી મોંઘી પડે છે અને તેનો ઉઠાવ થતો નથી, તેથી પુસ્તક પ્રકાશનનું કામ શિથિલ થાય છે; નથી રહેતું લેખકને ઉત્તેજન કે પ્રકાશકને પ્રોત્સાહન. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પુસ્તકોની ૧,૨૦૦ નકલો છપાયા પછી લાયબ્રેરીઓ અને મેંબરોમાં વહેંચાયા ઉપરાંત તેમનો ભાગ્યે જ ઉઠાવ થાય છે; બુકસેલરને કમિશન આપવાની કે જાહેરખબર આપવાની પ્રથાના અભાવે આ વસ્તુસ્થિતિ પ્રાપ્ત થતી હોય તો તેના ઉપાય યોજવાની જરૂર છે. સ્વ. ગોવર્ધનરામભાઈએ* ગુજરાતી વાચકની જે તલસ્પર્શી પરીક્ષા કરી હતી તે હજુપણ ખરી છે; ગુજરાતી વાચકને પુસ્તક હાથમાં આપ્યાથી કર્તાનું કાર્ય પૂરું થાય છે એમ સમજવાનું નથી પણ તેને વાંચવાને ફરજ પડે તેવી પરિસ્થિતિમાં મૂકવો જોઈએ. આ નિયમ અનુસાર વિજ્ઞાનનાં પુસ્તકો પ્રકાશિત કર્યા પછી પણ દરેક વાચકના હાથમાં મૂકયા વિના વિજ્ઞાનના પ્રચારનું કાર્ય સિદ્ધ થાય એમ નથી. વિજ્ઞાનના પુસ્તકના પ્રકાશનમાં પૈસા કે કીર્તિ નથી; અને કેવળ સેવાભાવ વિના સાફલ્ય નથી. જે ઉત્સાહથી બાઈબલ સોસાયટી બાઈબલની નકલો મફત વહેંચે છે તેવા ઉત્સાહથી જ્યાં સુધી વૈજ્ઞાનિક સાહિત્યનો પ્રચાર થાય નહિ ત્યાં સુધી આપણી વિજ્ઞાનવિમુખતા દૂર થવાની નથી. પ્રકાશન મંદિરમાં પુસ્તકો સડયાં કરે તેના કરતાં મફત વહેંચવા

* Gujaraties are 'a people who must be made, not simply left to read.'

એના જેવો વિદ્યા અને ધનનો બીજો સદુપયોગ હોઈ શકે જ નહિ.

૨૯. લિપિ

વૈજ્ઞાનિક સાહિત્યનો પ્રચાર શાળોપયોગી પુસ્તકો દ્વારા થાય છે તે આપણે જોયું. મુંબઈ યુનિવર્સિટી તરફથી હવે કેટલીએક પરીક્ષામાં પ્રશ્નોના ઉત્તર ગુજરાતી ભાષામાં આપવાની છૂટ મળી છે. આ પ્રમાણે ઉચ્ચ શિક્ષણની બોધભાષા ગુજરાતી થવાથી વિજ્ઞાનનાં પુસ્તકોની સંખ્યા અને વિવિધતામાં વધારો થવાનો આ પુસ્તકોમાં વપરાવાની જોડણી, લિપિ અને પરિભાષાના સંબંધમાં પરિષદ અને ખાસ કરીને તેના વિજ્ઞાન વિભાગે વિચાર કરીને માર્ગદર્શક સૂચના આપવાની જરૂર છે. જોડણીના પ્રશ્નનો નિકાલ થયો છે એમ સમજી શકાય છે. પરંતુ લિપિના સંબંધમાં બે શબ્દો કહેવાની જરૂર જોઉં છું. ગુર્જરગિરાના ઉપાસકોને હું એટલું જ પૂછું છું કે એક કરોડ જેટલી વસ્તીવાળી પ્રજાને પોતાની ભાષા અને લિપિનું સ્વાતંત્ર્ય જાળવવા જેટલો પણ હક નથી? હું રૂઢીનાં બંધનોને તાબે રહેવા ઇચ્છતો નથી અને જૂની વસ્તુઓને तातस्य कूपोऽयम् એમ કહીને વળગી રહેવા માગતો નથી. પરંતુ ગુજરાત બહારની ભાષાઓની લિપિ સુધરે નહિ ત્યાં સુધી આપણે આપણું વ્યક્તિત્વ શા માટે છોડી દેવું? સમગ્ર દેશની એકતાના સ્વપ્નમાં આપણી માતૃભાષાનું બલિદાન આપવાની શી જરૂર છે? ઉત્તર હિંદમાં ઉર્દુ અને હિંદીના ઝગડા પતવાનો સંભવ દેખાતો નથી, દક્ષિણની દ્રાવિડી ભાષાઓમાં જ એકતા સધાતા સૈકાઓ થાય એમ લાગે છે, બંગાલી લિપિમાં જરાએક ફેરફાર થવાની તૈયારી દેખાતી નથી તો પછી શા માટે આપણે બીજાં વધારે અગત્યના કાર્ય છોડીને લિપિ સંબંધી વ્યર્થ ચર્ચામાં ઉતરવું? લિપિ કરતાં વધારે

અગત્યના પ્રશ્નો ગુજરાત સમક્ષ ઉપસ્થિત થયેલા છે તે ઉપર વધારે ધ્યાન અપાય તો સમય અને સાધનનો સદુપયોગ થયો કહેવાય.

૩૦. પરિભાષા

પરિભાષાનો પ્રશ્ન ઘણા વર્ષોથી ચર્ચાતો આવેલો છે. ભાવનગર સાહિત્ય પરિષદના સંમેલન વખતે જે થોડીએક માર્ગદર્શક સૂચનાઓ કરવામાં આવી હતી તેને વધારે દૃઢ અને સ્પષ્ટરૂપે આપવાની જરૂર છે. પ્રશ્ન કઠિન હોવાને લીધે મતભેદને ઘણું સ્થાન રહે છે. એક બાજુથી પશ્ચિમના વાતાવરણથી અંજાઈ ગયેલા વૈજ્ઞાનિકો અંગ્રેજી શબ્દોને જરાયે ફેરબ્યા વિના ગુજરાતીમાં સ્વીકારવા તૈયાર છે; બીજી બાજુએ અર્વાચીન સંસ્કૃતિના સંરક્ષકો વિદેશી ભાષાના શબ્દોનો બહિષ્કાર કરીને આપણી પ્રાચીન અને વિપુલ સમૃદ્ધિવાળી સંસ્કૃતભાષાની સમુદ્રમાંથી જ નવા શબ્દોનું મંથન કરવા ઇચ્છે છે. આ બંને અંતિમ દૃષ્ટિબિંદુઓની મધ્યમાં રહેવાનું મને ઇષ્ટ લાગે છે. અંગ્રેજી ભાષાના સંસ્કાર આપણાથી દૂર કરી શકાય તેમ નથી: રાજભાષા અને રાજ્યભાષા હોવા ઉપરાંત અત્યારે પૃથ્વી ઉપરની ભાષાઓમાં સર્વથી વધારે પ્રચલિત અને સમૃદ્ધ છે. તે છતાં આપણા દેશ અને ભાષાની ઉત્પત્તિ અને ઇતિહાસ ભૂલીને આપણાથી તે ભાષાના સંસ્કાર સર્વાંગે ઝીલી શકાય તેમ નથી; તેવી જ રીતે ગુજરાતી સંસ્કૃત ભાષાની પુત્રી છે એ કબૂલ કરવા છતાં માતૃપક્ષ તરફ પક્ષપાત કરવાની સીમા જલદી આવી જાય છે. માતૃપક્ષ તરફ અતિશય પક્ષપાત કરવાથી સતી પાર્વતીને અત્યંત અપમાન સહન કરવું પડયું હતું અને છેવટે મૃત્યુને શરણ થવું પડયું હતું એ આખ્યાયિકા આપણે વિસરવી ન જોઈએ. ગુજરાત હવે કેવલ હિંદુ સંસ્કૃતિનું ધામ રહ્યું નથી;

ગુજરાતના પુત્રોમાં પારસી, ખોજા, મુસલમાન, ઇસાઈ અને આંગ્લ હિંદુઓ ગણવાના છે. ગુર્જરરાષ્ટ્રના ભવિષ્યના ઘડતરમાં એકલી જ સંસ્કૃત કે ફારસી કે અરબી ભાષાનો આશ્રય પૂરતો થવાનો નથી. ગુર્જરભાષાના બંધારણમાં અત્યાર સુધી અરબી અને ફારસી શબ્દો ઘણા દાખલ થઈને દૃઢ થયા છે. અંગ્રેજ સંસ્કૃતિથી પણ વિમુખ રહેવું પાલવે તેમ નથી, સમયનાં સર્વ બળોનો સમન્વય કર્યે જ આપણો છૂટકો.

### ૩૧. પરિભાષાના પ્રાથમિક નિયમો

પરિભાષાના શબ્દોમાં ચોકસાઈ સાધવા માટે ઘણી સંભાળની જરૂર છે. એક જ શબ્દના ઘણા અર્થ થઈ શકે છે; ફારસી કે સંસ્કૃત ભાષાના શબ્દો ગુજરાતીમાં ઉતારતાં પહેલાં તે શબ્દની વ્યુત્પત્તિ, ઇતિહાસ અને તેના પર્યાયોનો અર્થભેદ સમજવાની જરૂર છે. આ કામ ઘણા વિદ્વાનોના સહકાર વિના થઈ શકે નહિ. વિજ્ઞાનની વિવિધ શાખાઓના નિષ્ણાત વિદ્વાનો સાથે બેસીને વૈજ્ઞાનિક શબ્દોનો મહાકોશ તૈયાર કરે એવી યોજના સાહિત્ય પરિષદે ઉઠાવવી જોઈએ.

હૈદ્રાબાદના નિઝામી રાજ્ય તરફથી ઓસમાનીઆ યુનિવર્સિટીમાં બધું શિક્ષણ ઉર્દુ ભાષામાં અપાય છે. તેને માટે એક મોટું ભાષાંતર ખાતું અને પરિભાષાનિર્ણાયક મંડળ સ્થાપવામાં આવ્યાં છે. તેના અનુભવ પછી જ નીચેના નિયમોની સૂચના કરું છું.

(૧) વૈજ્ઞાનિક પરિભાષાના શબ્દો જેમ બને તેમ સરળ રાખવા. ભાષાશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર અને ભાષા શુદ્ધિના કરતાં સુગમતા અને સરળતા ઉપર વધારે ભાર મૂકવો આવશ્યક છે, ખાસ કરીને કારીગર વર્ગમાં હથિયારો, ઓજારો વગેરે માટે વપરાતા શબ્દો અશિષ્ટ ગણાતા હોવા

માટે હકસલી, ઓસ્કો, ટીંડેલ અને બીજા વિદ્વાનોના હાથે ખાસ પ્રગતિ થઈ હતી. મુંબાઇમાં પણ વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શિક્ષણની શરૂઆત થઈ હતી અને ૧૮૨૪માં સ્થપાયેલી એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલ અને એલ્ફીન્સ્ટન કૉલેજમાં પરિણમી હતી. તે વખતે સરકારી મહેલ પરેલમાં હતો અને આ સંસ્થાઓ પહેલા પરેલ તરફ બાંધવામાં આવી હતી. ૧૮૪૫માં મુંબાઈની ગ્રાન્ટ મેડીકલ કોલેજની સ્થાપના પણ પરેલની નજીક મઝગાંવ તરફ થઈ હતી. ઇજનેરી ધંધાનાં શિક્ષણ માટે મુંબાઇમાં એલ્ફીન્સ્ટન ઇન્સ્ટિટયૂશનમાં ગોઠવણ કરવામાં આવી હતી. પૂનામાં ઇજનેરી ક્લાસ અને યાંત્રિક શાળાની સ્થાપના કરવામાં આવી હતી તેમાંથી ઇજનેરી કૉલેજનો વિકાસ થયો હતો. કાયદાના શિક્ષણને માટે પણ ૧૮૫૫ થી શરૂઆત કરવામાં આવી હતી અને અંગ્રેજી ભાષાના યોગ્ય શિક્ષણ માટે ગોઠવણ કરવામાં આવી હતી કારણ કે જિલ્લાઓમાં અંગ્રેજી કારકુનોની ઘણી જરૂર હતી અને મુંબાઇમાં અંગ્રેજી શિખેલા શિક્ષકોને જિલ્લાઓ તરફ મોકલવામાં આવતા. તે ઉપરાંત રેવન્યુ ખાતાના અને ન્યાય ખાતાના અમલદારોની જરૂર પડવાથી શિક્ષણનો પ્રચાર દિનપ્રતિદિન વધવા માંડયો. સદ્ગત શ્રી કૃષ્ણલાલ ઝવેરીના પિતાશ્રી મોહનલાલ રણછોડદાસ અને પ્રપિતા શ્રી રણછોડદાસ આવી રીતે મુંબાઇ શહેર અને ગુજરાતના જિલ્લાઓમાં શિક્ષણનો પ્રચાર કરી રહ્યા હતા. પરંતુ આવી સાદી પ્રાથમિક અને મધ્યમ વર્ગની શાળાઓ ઉપરાંત વેપારીઓને નામું લખવાને માટે, તેમ જ સરકારી ઑફિસોમાં મહેસૂલ અને કસ્ટમ ખાતા, ન્યાય ખાતા વગેરે ખાતાઓ માટે કારકુનોની જરૂર પડવાથી તેમને માટે થોડીએક ગોઠવણ કરવામાં આવી હતી.

આ પ્રમાણે શિક્ષકોની વ્યવસ્થામા સરકાર તથા પ્રજા બનેના સહકારની જરૂર હતી બિનસરકારી વ્યવસ્થામા ધગશ રાખનારા પ્રતિભાશાળી વ્યક્તિઓમા શ્રી દાદાભાઈ નવરોજી, શ્રી કરસનદાસ મૂળજી, શ્રી નર્મદાશકર લાલશકર, એમણે પોતાની વિચારશક્તિ, લેખનશક્તિ અને વકતૃત્વનો ઉપયોગ કરીને સમાજના ઉન્નતિ માટે સબળ અને સફળ પ્રયાસો કર્યા હતા તેથી તેમના નામ ઇતિહાસમા અમર રહેશે

ડૉ દાદાભાઈ નવરોજી

સકળ હિંદના આ દાદા સાધારણ ગરીબ સ્થિતિમા જન્મેલા હોવા છતા નવા યુગના ઘડવૈયા તરીકે તેમણે જે કાઈ કાર્ય કર્યું તે જાતમહેનત અને અખડ પ્રયાસનુ પરિણામ હતું, નવા એલ્ફીન્સ્ટન ઇન્સ્ટિટયૂટના પ્રથમ વિદ્યાર્થી અને પછી પ્રોફેસર તરીકે તેમણે સારી નામના મેળવી હતી તેમણે સ્થાપેલી નવી સસ્થાઓમા સ્ટુડન્ટ્સ લીટરરી એન્ડ સાયન્ટીફીક સોસાયટી મુખ્ય હતી તે સસ્થાની સાથે બીજી અનેક સસ્થાઓ અને સ્કૂલો-શાળાઓ સ્થાપાઈ, પહેલા તો ગુજરાતી અને મરાઠી બને શાખાઓ રચવામા આવી હતી પરતુ મરાઠી સસ્થા જુદી પડી અને થોડા વર્ષ પછી બધ પડી ગુજરાતી શાળાઓ હજુ પણ સારી રીતે ચલાવવામા આવે છે અને જે સુદર કામ કરી રહી છે તેનો ખ્યાલ શાળાએ આજે કરી બતાવેલા નાટ્ય પ્રયોગો ઉપરથી આપણને આવે છે

આ સસ્થાના આશ્રયથી જ્ઞાન પ્રસારક માસિક ૧૮૪૯મા તેમણે શરૂ કરેલુ અને ગુજરાતી ભાષામા લખવાનો પ્રયાસ તેમણે સફળ રીતે કરેલો તે સમયમા સ્ત્રી કેળવણી, વિધવા વિવાહ, ધર્મ સુધારણા અને સસાર સુધારાના પ્રશ્નો પર

બધા વિચારકો લેખ લખતા. આ જ્ઞાનપ્રસારક માસિકમાથી જ્ઞાનપ્રસારક મંડળની સ્થાપના કેવી રીતે થઈ તે વિશે પછીથી ઉલ્લેખ કરીશ. તેમાં દાદાભાઈએ સારી મદદ કરી હતી. ત્યાર પછી ૧૮૫૫મા ઇગ્લંડ વેપાર અર્થે કામા કંપનીના ભાગીદાર તરીકે તેમને જવુ પડેલુ. તે સમય પછી તેમના જીવનમાં વધારે કાર્યશીલતા આવેલી કેવળ વ્યાપાર, સાહિત્ય અને સસાર સુધારા ઉપરાંત તેમણે રાજકારણમાં પણ ઝંપલાવ્યુ હતું. લંડનમાં રહીને તેમણે પોતાની પ્રતિષ્ઠા અને કાર્યશક્તિ એટલી વધારી કે બ્રિટીશ પાર્લામેન્ટમા તેઓ સભ્ય ચૂંટાયા, અને હિંદીઓની લાયકાત અને શક્તિ વિશે તેમણે સંપૂર્ણ ખાત્રી કરી આપી. કેવળ ગુજરાતી ભાષામાં નહિ પરંતુ સુદર અગ્રેજી લેખો લખીને હિંદના રાજકીય અને આર્થિક પ્રશ્નો ઉપર તેમણે ધ્યાન ખેચ્યુ હતું. ૧૮૭૩મા Poverty of India અને ૧૮૭૯મા Poverty અને unBritish Rule in India આ પુસ્તકો લખીને હિંદના રાજકીય પ્રશ્નોને તેમણે ઠીક રીતે આગળ આણ્યા હતા.

તેમણે પોતાના નિસ્વાર્થી selfless and વિશુદ્ધ stainless વર્તનથી આદર્શ જીવન સિદ્ધ કર્યું હતું. કેવળ એક જ પ્રદેશ કે દેશ–હિંદને 'માટે સ્વરાજ્ય'નો આદર્શ રાખવા છતાં તેમની દૃષ્ટિ સકુચિત નહોતી. એમના વિચાર પ્રમાણે The world is my country and humanity is my creed એ મહાપુરુષે મુબાઈમા રહીને ગુજરાતી સમાજ અને સંસ્કૃતિની સારી સેવા કરી હતી

### કરસનદાસ મૂળજી

કરસનદાસ મૂળજી (૧૮૩૨–૧૮૭૧)ના જીવનમા સંસાર સુધારાની ધગશ એ કેવળ વ્યક્તિગત ઊર્મિ નહોતી, પણ તે ઊગતી પ્રજાના માનસના પ્રતિબિંબ રૂપે હતી ૧૮૫૩મા

કરસનદાસ મૂળજીએ વિધવા પુનર્લગ્ન સંબંધી લેખ લખ્યો તેને માટે તેમને ઘરમાંથી કાઢી મૂકવામાં આવ્યા; પરંતુ તેથી તેમની કાર્યશક્તિ ઓછી થવાને બદલે વધી. તેમણે ૧૮૫૫માં સત્ય પ્રકાશ નામનું નવું અઠવાડિક પેપર કાઢીને લેખન અને વિચારની નવી પ્રવૃત્તિ દાખલ કરી. 'સત્ય પ્રકાશ' એ નામ જ તેમના આદર્શનું મૂર્ત સ્વરૂપ હતું. સત્યને પ્રથમ સ્થાન આપવું, અને સમાજમાંથી અનીતિ અને અસત્ય દૂર કરવાનો અને સમાજની રૂઢિ અને ઢોંગના પાસમાંથી છોડાવવાનો ભગીરથ પ્રયાસ તેમણે કર્યો હતો.

કરસનદાસ, કવિ નર્મદાશંકરના મિત્ર અને સમકાલીન હતા અને તેની સાથે હિંદુ વિધવા અને હિંદુ શાસ્ત્રો વિશે જાહેર ચર્ચામાં અને જદુનાથ મહારાજ વિરુદ્ધ સચેતન અને સક્રિય ભાગ લીધો હતો. સત્ય પ્રકાશ, રાસ્ત ગોફ્તાર અને સ્ત્રી બોધ એ પત્રોમાં એક સબળ અને સતેજ લેખક તરીકે ઘણી સેવા કરી હતી. ધનની મદદ ઉપરાંત તેમણે કેવળ બુદ્ધિ અને સમાજ સેવાની નિષ્ઠાથી સમાજકાર્ય સ્વીકાર્યું હતું. તેમણે ઇગ્લંડ સુધી મુસાફરી પણ કરી હતી. પરંતુ ધનવાનોનો ટેકો ન મળવાથી મુંબાઈમાં રહેવાનુ સ્થાન મળ્યુ નહિ. લીમડીના કારભારીની નોકરી માથે લીધી, ત્યાં ૪૮ વર્ષની ઉંમરે અચાનક મરણ પામ્યા.

નર્મદાશંકર લાલશંકર કવિ ૧૮૩૩-૧૮૬૬

તેમના વિશે શ્રી કનૈયાલાલ મુનશીના શબ્દો રસમય અને મનનીય છેઃ 'એ બે યુગને સંગમે જન્મ્યો અને નવા યુગનો સ્રષ્ટા થયો. તેણે નવા સંસ્કાર ઝીલ્યા અને જૂનાને સંશોધ્યા. એણે જૂના રસ, અલંકાર અને નાયિકા વિષયોને બદલે નવા જમાને પિંગળ વ્યાકરણ કોશ અને પુરાતત્ત્વના પાયા નાંખ્યા. જૂના બંધનોમાંથી મુક્ત કરી કવિતાને મુક્ત

અદ્ભૂતરંગી આત્મલક્ષ્મી, ઊર્મિથી તરવરતી કરી મૂકી. એણે ઊર્મિગીતનો પ્રારંભ કર્યો, પ્રકૃતિ વર્ણનનો નાદ વગાડ્યો........ઇતિહાસ સર્જનમાં પ્રથમ પગલાં માડ્યાં, આત્મકથાની દિશા દેખાડી તેણે પરસંસ્કાર ઝીલ્યા અને સુધારાનો પયગમ્બર થયો. તેણે નિર્માલ્યતાને પડકાર કર્યો અને વીરધર્મનો વાવટો ઉડાવ્યો, સ્વતંત્રતાનો જય કર્યો અને કરાવ્યો, સમાજના બંધનો તોડ્યાં અને તોડતાં શીખવ્યું.

તે મુંબાઈમાં ઘણા વર્ષો રહ્યો. બુદ્ધિવર્ધક સભાના તંત્રી તરીકે ઉત્તમ કામ કર્યું. પુસ્તકો લખવા, છાપાઓમાં પ્રચલિત પ્રશ્નોને વેગભરી ભાષામાં ચર્ચવા અને સમાજને સાચી પ્રગતિની દિશામાં લઈ જવા માટેનો પ્રયાસ, તેમનું 'દાંડિઆ' અઠવાડિક અને તેમના અનેક ગ્રંથોને લીધે ગુજરાત અને ગુજરાતની ભાષાના ઇતિહાસમાં તેમનું નામ ચિરસ્થાયી અને ઉજ્જવળ રહેશે.

શ્રી દાદાભાઈ, શ્રી કરસનદાસ મૂળજી, શ્રી નર્મદાશંકર જેવા વિચારશીલ અને કર્તવ્યપરાયણ દેશભક્તો વિના કોઈ સમાજની ઉન્નતિ થઈ શકે જ નહિ.

વિકાસનાં વહેણ

આ સમયે નવા યુગના અને નવી પ્રગતિનાં વાતાવરણના બીજ અનેક દિશામાંથી મુંબાઇ તરફ આવતાં હતાં. એક બાજુથી ચીન અને જાપાનની સાથેનો વેપાર તો ચાલુ હતો જ; પરંતુ ઇંગ્લંડ અને યુરોપનો વેપાર પણ ઇસ્ટ ઇંડિયા કંપનીના સંબંધને લીધે વધતો જતો હતો. ૧૮૩૨ની પાર્લામેન્ટની કમિટીના રિપોર્ટ પછી શિક્ષણ અને સંસ્કૃતિના પ્રશ્નો ઉપર વધતો જતો ભાર મૂકાતો જતો હતો. શ્રી દાદાભાઈ નવરોજીનો જન્મ ૧૮૨૫માં, દયાનંદ સરસ્વતી આર્યસમાજના સ્થાપકનો જન્મ ૧૮૨૪, ૧૮૩૨માં કરસનદાસ મૂળજી,

૧૮૩૩માં નર્મદાશંકર અને રાજા રામમોહનરાયનો જન્મ–એ પ્રતિભાશીલ વ્યક્તિઓના વિકાસ; તેમના કાર્યક્ષેત્રમાં અનુકૂળતા આપવાને યોગ્ય વાતાવરણ તૈયાર કરવાને માટે જ થોડા વર્ષના ગાળામાં તેમનો જન્મ થવામાં વિશ્વના પ્રાગતિક બળોનો કાંઈ પણ સંકેત હોવા જોઈએ; કારણ કે આ બધી વ્યક્તિઓ થોડા ઘણા પણ પરસ્પર સંપર્કમાં આવવાથી દેશની પ્રગતિને સારું ઉત્તેજન મળ્યું હતું.

૧૮૬૮ શ્રી રાજચંદ્ર, મનુભાઈ નંદશંકર, રમણભાઈ નીલકંઠ, કૃષ્ણલાલ મો. ઝવેરી.

૧૮૬૯ શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી, આનંદશંકર ધ્રુવ, બળવંતરાય ઠાકોર.

૧૮૮૭ કનૈયાલાલ મુનશી, જીવરાજ મહેતા, રામાનુજમ્, રામનારાયણ પાઠક.

૧૮૮૮ ચંદ્રશેખર વ્યંકટરામન્, ગણેશ વાસુદેવ માવલંકર, પોપટલાલ ગો. શાહ, ડૉ. રાધાકૃષ્ણન, પંડિત સુખલાલ.

૧૮૮૯ જવાહરલાલ નેહરૂ, કિશોરીલાલ મશરૂવાળા, પંડિત બહેચરદાસ દોશી.

સદ્‌ગત ડૉ. કાન્તિલાલ પંડ્યાએ ‘ગોવર્ધનરામનું સાલવારી જીવન અને સમકાલીન જીવન’ એ અભ્યાસપૂર્ણ પુસ્તિકા લખી છે. તેના ઉપરથી ફલિત થાય છે પ્રતિભાશીલ વિદ્વાનો અને અન્ય પુરુષોના જન્મતિથિમાં કાંઈક સંબંધ રહે છે તેથી મુંબાઇના ઇતિહાસમાં અગ્રગણ્ય વ્યક્તિઓનો વિશેષ ઉલ્લેખ કર્યો છે.

૧૮૫૭નો પહેલાં ગણાતો બળવો અને હવે ગણાતું હિંદનું પ્રથમ સ્વાતંત્ર્ય યુદ્ધ ગુજરાતના ઇતિહાસમાં ખાસ અગત્યની અસર કરી ગયુ હોય એમ લાગતું નથી. અમદાવાદમાં કોળી

કોર (ટુકડી) અને ગ્રેનડીઅર રેજીમેન્ટના દેશી ઓફિસરોનો અને દાહોદ પાસેના મુસલમાન કાનુન્ગોનો બળવો, તાંતિયા ટોપેનો નડિયાદમાં થોડા દિવસનો વસવાટ, લુણાવાડા અને વડોદરામાં થોડા દિવસ ચાલેલું તોફાન અને પંચમહાલના નાયકડાઓએ ચલાવેલું ધીંગાણું અને ઓખા મંડળના વાઘેરોનો બળવો વગેરે રમખાણોથી દેશની સંસ્કૃતિ અને શિક્ષણ ઉપર કોઈ પણ જાતુકની અસર થવા પામી નહોતી.

તેથી ઉલટી નવી શિક્ષણ સંસ્થાઓની સ્થાપના થઈ હતી. ૧૮૫૭ના જ વર્ષમાં પહેલી ત્રણ યુનિવર્સિટીઓ કલકત્તા, મુંબાઈ અને મદ્રાસની સ્થાપના થઈ. અમદાવાદમાં તે જ વર્ષમાં 'વિદ્યાભ્યાસક' સભા સ્થપાઈ; તેમાં અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં અને બુદ્ધિપ્રકાશના તંત્રી તરીકે શ્રી રણછોડભાઈ ઉદયરામે ઉજ્જવળ કાર્ય કર્યું.

### જ્ઞાન પ્રસારક મંડળીનો ઇતિહાસ

જેવી રીતે અમદાવાદમાં ફીન્લોક ફાર્બસના પ્રયાસથી સને ૧૮૪૮માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઈ, તેવી જ રીતે ૧૮૪૮નું વર્ષ મુંબાઈના ઇતિહાસમાં અનેક રીતે ઉજ્જવળ અને ફળદાયી હતું. ગવર્નર મોન્સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનની પ્રેરણા અને ઉત્તેજનથી સ્થપાયેલી એલ્ફીન્સ્ટન મદરેસા અને એલ્ફીન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનના પ્રોફેસરો અને વિદ્યાર્થીઓના સહકારથી ધી સ્ટુડન્ટસ લિટરરી એન્ડ સાયન્ટિફીક સોસાયટી તે જ વર્ષમાં ૧૩મી જૂનના દિવસે સ્થપાઈ હતી. તેમાં મુખ્ય ભાગ લેનારાઓ પ્રોફેસર પેટન જોસફ, પ્રો. રીચાર્ડ રીડ અને પ્રોફેસર દાદાભાઈ નવરોજી હતા. આ સોસાયટીએ અનેક નવી કન્યાશાળાઓ –બે મરાઠી અને ચાર ગુજરાતી– શાળાઓની સ્થાપના કરી હતી. તે સમયે આ શાળાઓ સવારમાં ૭ થી ૧૦ ચલાવવામાં આવતી તેનું

કારણુ હાલમા ચાલતી મોર્નિંગ કોલેજોના કરતા જુદા જ પ્રકારનુ હતુ હાલમા તો વિદ્યાર્થીઓ ભણવા ઉપરાત ધધો કરવાનુ પસદ કરે છે. તે સમયે શિક્ષકોને પગાર આપવાના સાધન નહોતા તેથી બીજો ધધો કરનારા ભાઈઓ સવારમા મફત કામ કરવા તત્પર થતા હતા જ્યારે પગારદાર શિક્ષકો આપવા જેટલા પૈસા ભેગા થયા ત્યાર પછી જ સ્કૂલો સવારને બદલે આખો દિવસ ચલાવવાનો ક્રમ રાખવામા આવ્યો હતો

ફક્ત નિશાળો કાઢવાથી સતોષ ન થવાથી ૬ ઠી સપ્ટેમ્બર ૧૮૪૮ના રોજ એ જ કાર્યકર્તાઓ તરફથી ગુજરાતીમા અને મરાઠીમા ભાષણો અને ઇનામના નિબધો મારફતે જ્ઞાનના પ્રચાર કરવાના હેતુથી 'ગુજરાતી જ્ઞાન પ્રસારક મડળી' અને 'મરાઠી જ્ઞાન પ્રસારક મડળી' સ્થાપવામા આવી ફાર્બસ ગુજરાતી સભાની સ્થાપના પણ આ જ અરસામા ઇતિહાસ અને સસ્કૃતિના અભ્યાસને માટે સ્થાપવામા આવી હતી આ ઉપરાત કરસનદાસ મૂળજી, નર્મદાશકર લાલશકર કવિએ Rationalist Association ના સ્વતત્ર વિચારના ઉત્તેજનને માટે બુદ્ધિવર્ધક સભાની સ્થાપના ૧૮૫૧મા કરી આ સભાનો કાર્યક્રમ ૧૮૬૩ સુધી સારો ચાલ્યો પછી ૧૮૯૪મા તેને સજીવન કરવામા આવી તે પણ મદ ગતિ થઈ જવાથી ૧૯૩૩મા હાઇકોર્ટના હુકમથી બધ કરવામા આવી અને શ્રી ફાર્બસ ગુજરાતી સભાની સાથે મેળવી દેવામા આવી હતી મરાઠી જ્ઞાન પ્રસારક મડળી પણ ૧૮૯૪મા કાર્ય કરવાની શક્તિને અભાવે બધ કરવામા આવી

ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળીના પ્રતિભાશાળી કાર્યકરોના ઉત્સાહ અને કાર્યદક્ષતાને લીધે આ સસ્થાએ સુદર કામ કર્યું છે તે વિશે ઉલ્લેખ કરવો આવશ્યક છે

જ્ઞાન પ્રસારક મડળીનુ પ્રથમ અગત્યનુ કાર્ય 'ગ ને આ ન–પ્ર સા ર ક' એ નામથી સભાનું મુખપત્ર સ્થાપવાનુ

હતું. ૧૮૪૯ના જુલાઈ માસથી ૧૮૬૭ના ડિસેંબર માસ સુધી એટલે સાડાઅઢાર વર્ષ સુધી આ માસિક મારફત મંડળીએ ગુજરાતી પ્રજાની સારી સેવા કરી હતી. આ સમય પહેલાં ૧૮૨૨માં મુંબઇ સમાચાર, ૧૮૩૧માં મુંબાઇ વર્તમાન અને ૧૮૩૨માં રાસ્ત ગોફતાર (સાપ્તાહિક) પ્રસિદ્ધ થતાં હતાં અને તેથી નવા માસિકને સારો ટેકો મળ્યો હતો. સરકાર તરફથી ૫૦ નકલો ખરીદવામાં આવતી હતી; લેખકોને મહેનતાણું કે પુરસ્કાર મળતો નહિ; અને માસિક આવક એટલી ઓછી હતી કે મંડળીના ટ્રસ્ટીઓ તરફથી અંગત રીતે લેખકોને રૂ. ૨૦) આપવામાં આવતા હતા.

આ માસિકની ફાઇલો જોતાં આપણને સ્પષ્ટ થાય છે કે તે સમયમાં જ્ઞાન પ્રસારક મંડળીનાં શક્તિ અને સામર્થ્ય તેના પ્રમુખો કરતાં તંત્રીઓ મારફત મળેલું છે. તે તેમના નામોની યાદી જોતાં જ સ્પષ્ટ થાય છે.

મંત્રી : ૧૮૪૮ અરદેશર ફરામજી મૂસ, કેખુશરૂ ન. કાબરાજી, કાવસજી ડી. નાયગામવાલા, ડૉ. રૂસ્તમ નાનાભાઈ રાણીના.

૧૮૮૪–૧૯૪૩ નશરવાનજી હીરજીભાઈ પટેલ (૬૦ વર્ષ સુધી). ખરશેદજી જ. બ. વહાડીઆ.

૧૯૪૩ ૧૫ વર્ષ. જહાંબક્ષ બહમનશાહ વાચ્છા.

ખજાનચીઓ : ડૉ. ખરશેદજી ફરામજી ખોરી, દારાશાહ રતનજી ચીચગર, નશરવાનજી હીરજીભાઈ પટેલ, ખોદાબક્ષ એદલજી પૂનેગર.

ઉપપ્રમુખો : જહાંગીર બરજોરજી વાચ્છા, ખરશેદજી રૂસ્તમજી કામા, સોરાબજી મેરવાનજી મહેતા, સર ફીરોજશા મહેતા, સોરાબજી શાપુરજી બંગાલી, ફરામજી દીનશાહ પીટીટ, પાલનજી બરજોરજી દેસાઈ, સોરાબજી એદલજી વોર્ડન.

પ્રમુખો : ૧૮૪૮-૪૯ રણછોડદાસ ગિરધરભાઈ ઝવેરી, દાદાભાઈ નવરોજી, ખુરશેદજી નશરવાનજી કામા, ખુરશેદજી રૂસ્તમજી કામા, દારાશાહ રતનજી ચીચગર, જીવનજી જમશેદજી મોદી, મંચેરજી પેસ્તનજી ખરેઘાટ, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, (૧૯૫૭).

જ્ઞાન પ્રસારક મંડળીના ઇતિહાસમાં એક વિલક્ષણતા જોવામાં આવે છે. તે એ કે તેના કાર્યવાહકોને લાંબા સમય સુધી નિર્વિઘ્ને સતત કાર્ય કરવાને માટે સગવડ મળતી. ૧૮૭૦ની સાલમાં આ મંડળનું કામકાજ બંધ થયુ હતું અને થોડાએક મહિનાનો મૃતપ્રાય સ્થિતિ પછી સજીવન થયું હતું. ત્યાર પછીની નવી નિમાયેલ કમિટીના એક બાહોશ સેક્રેટરી શ્રી નશરવાનજી હીરજીભાઈ પટેલના હાથ નીચે નિયમિત જીવન શરૂ થયું. તેઓશ્રીએ ૧૮૮૪ થી ૧૯૪૩ સુધી લગભગ ૬૦ વર્ષ સુધી આ સ્થાનને શોભાવ્યું અને તેની પ્રવૃત્તિની અમુક પ્રથા સ્થાપિત કરી. ભાષણો, માસિક અને 'જ્ઞાનચક્ર' નામના વિશ્વકોશની પ્રસિદ્ધિ કરીને તેમણે શુભ કાર્ય કર્યું હતું. ત્યાર પછી ૧૯૪૩ થી આજ સુધી—એટલે ૧૫ વર્ષ સુધી હાલના સેક્રેટરી શ્રી જહાંબક્ષ બમનશાહ વાચ્છા મંડળીની કાર્યવાહી નિભાવી રહ્યા છે, તેમને ધન્યવાદ ઘટે છે. તેમાં છેલ્લા ૧૪ વર્ષ શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પોતાના દેહાંત સુધી પ્રમુખપદ શોભાવ્યુ છે. તે સમયમાં મંડળીની શતાબ્દી ઉચિત રીતે ઊજવવામાં આવી હતી; અને તે સમયે ભરાયેલા પ્રદર્શનની વ્યવસ્થા આપણા જાગૃત સેક્રેટરીની કાર્યક્ષમતાનો ખ્યાલ આપે છે.

શ્રી કૃષ્ણલાલભાઈના સ્વર્ગવાસ પછી આ સભાના કાર્યમાં જૂના ઉપપ્રમુખ શ્રી રૂસ્તમ મસાણીની ખંત અને જાગૃતિથી

નવી પ્રવૃત્તિનો જન્મ થયો છે. તે વિશે ઉલ્લેખ કરવાની ફરજ નવા પ્રમુખ તરીકે મારી ઉપર આવી પડે છે.

મંડળીના ઇતિહાસમાં અને તેનાં પ્રકાશનો જોતાં એક વિચાર સ્પષ્ટ થાય છે. જ્ઞાન પ્રસારક મંડળીએ કેવળ શુદ્ધ સાહિત્ય ઉપર આધાર ન રાખતાં જ્ઞાન માત્ર એ પોતાનો વિષય રાખ્યો છે; પ્રથમથી જ સાહિત્ય વૈજ્ઞાનિક મંડળની શાખા હોવાને લીધે Students Literary and Scientific Society ના સાથેના જૂના સંબંધને લીધે શુદ્ધ સાહિત્ય ઉપરાંત વૈજ્ઞાનિક વિષયોને ઉત્તેજન મળ્યું છે. તેથી એક દુર્દશા ઉત્પન્ન થઈ છે કે શુદ્ધ સાહિત્યકારો અને લેખકોની સાથે જોઈએ તેટલો સંપર્ક સધાયો નથી. દી. બા. કૃષ્ણલાલ ઝવેરીની અનેક વર્ષની સેવાઓ છતાં આ વર્ગના સભ્યોનો પૂરતો સહકાર પ્રાપ્ત થયો નથી.

પ્રમાણભૂત ગુજરાતી ભાષા

ગુજરાતી સાહિત્યમાં સમન્વયની ભાવના ધીરે ધીરે પ્રગટ થતી જાય છે એ શુભ ચિન્હ છે. ગુજરાતી ભાષામાં જુદા જુદા પ્રવાહો પ્રદેશવાર જોવામાં આવે છે; કચ્છી અને સોરઠી સાહિત્યનાં લેખો અને પુસ્તકો જુદાં પડે તે સ્વાભાવિક છે; અને ખાસ કરીને નવા યુગમાં લોકસાહિત્ય, લોકગીતો, લોકનૃત્યો, લોકવાર્તા અને લોક નાટકોની સામગ્રી વધારે ને વધારે લોકપ્રિય થતી હોવાને લીધે આ ક્ષેત્રમાં પ્રાદેશિકતા સ્પષ્ટ થતી જાય તે યોગ્ય જ છે. તેવી જ રીતે જૈન ઇતિહાસ અને સંસ્કૃતિની વિશિષ્ટતાને લીધે જૈન સાહિત્ય અનોખી ભાત પાડી રહે તે અયોગ્ય ન ગણાય. આવી જ રીતે પારસી સાહિત્યની વિશિષ્ટતા વિશે આ સ્થાને બે શબ્દો કહેવા તે પણ સુયોગ્ય છે.

ગુજરાતના સંસ્કૃતિ અને ઇતિહાસમાં પારસીભાઈઓએ આપેલો ફાળો અમૂલ્ય છે. તેઓ કયા વર્ષમાં ગુજરાતમાં આવીને વસ્યા તે વિશે વિદ્વાનોનો એક મત હોય કે નહિ પરંતુ એ તો સ્પષ્ટ છે કે તેમણે એક હજાર વર્ષ કરતાં વધુ સમયથી ગુજરાતમાં વસીને ગુજરાતના સંસ્કાર દર્શન અને સંસ્કૃતિ વિકાસમાં યોગ્ય સહકાર આપ્યો છે.

મારી ખાત્રી છે કે આ પ્રજા ગુજરાતને બદલે કોંકણમાં કે મલબારમાં જઈને વસી હોત તો તેમનાં જીવન અને ઇતિહાસ તેમ જ ગુજરાતની સંસ્કૃતિ અને સમાજ જીવનનો ઇતિહાસ જુદા જ પ્રકારનો થયો હોત. હિંદુસ્તાનની કરોડોની વસ્તીમાં ફક્ત ૧,૧૪,૦૦૦ એક લાખ ચૌદ હજાર જેટલી ટૂંકી વસતીવાળી નાની કોમ જે પોતાના પરાક્રમથી વિશિષ્ટતા દાખવી રહી છે તેની સાથે ગુજરાતી ભાષાનો સતત સંપર્ક કેવળ આકસ્મિક છે એમ ન ગણાય. એક હસમુખી પ્રજા, શુભ વિચાર, શુભ શબ્દો અને શુભ કર્મની ઉપાસક, મહેનત, ખંત અને ઉદ્યોગી સ્વાભાવવાળી, ઉમંગી પ્રગતિશાળી અને નવજીવનમાં માનનારી, વિશિષ્ટ વ્યક્તિત્વવાળી પ્રજા પોતાની વિશિષ્ટ સંસ્કૃતિના અંશો જાળવવા મથે તેને અભિનંદન આપવું જોઈએ. સંસ્કૃત ભાષાને બદલે ઇરાની, અવસ્તા અને પહેલવી ભાષાના સંપર્કને તેમની ભાષામાં નવા પ્રકારની વિવિધતા હોય અને પારસી ગુજરાતી નવી ઉપભાષાને નવું સ્વરૂપ મળતું હોય તો તેને તેની તરફ ઉદાસીનતા બતાવવી ન જોઈએ. જાહેર ખબરનો ધંધો કલા અને વિજ્ઞાન ઉપર રચાયેલો છે અને તે વિષયના નિષ્ણાતોના મત પ્રમાણે પારસી કોમની ઘરાકી સંપાદન કરવી હોય તો તે કોમના છાપાઓ, માસિકો અને પુસ્તકોની મદદ લેવી જોઈએ. આટલી વિશિષ્ટતા પારસી કોમના અર્વાચીન નાટકકાર શ્રી અદી મર્ઝબાન સ્થાપી શકયા છે અને એમના નાટકો કેવળ મુંબાઇ

નહિ પણ મુંબાઇ બહારના વિસ્તારોમાં ભજવાય એમાં તે સંસ્કૃતિ અને તેમની ભાષાની અમુક પ્રકારની વિશિષ્ટતાને માટે અભિનંદન ઘટે છે.

તે ઉપરાંત શિષ્ટ ગુજરાતી સાહિત્યમાં પારસીભાઈઓનો ભાગ ઓછો નથી. 'પારસી સાહિત્યનો ઇતિહાસ' વિશે વિદુષી લેખિકા મીસ પીલાં મકાટીએ એક દળદાર પુસ્તક ન લખ્યું હોત તોપણ પારસી સાહિત્યકારો અને લેખકોની સાહિત્ય સેવા વિશે શંકા રહેતી નથી. ભાષા સાદી, સરળ અને લોકભોગ્ય હોવી જોઈએ એ વિશે તો મહાત્મા ગાંધીએ પ્રજાની ખાત્રી કરી આપી છે અને એમની જોરદાર અને લોકપ્રિય શૈલીએ સાદી સરળતા, શુદ્ધિ અને નવીનતા પાથરી છે. જોડણીકોશ, શબ્દકોશ અને સરળ વ્યાકરણના પુસ્તકોને લીધે ગુજરાતી ભાષામાં નિયામન, શિસ્ત અને શુદ્ધિ આવતાં જાય છે. સો વર્ષ પહેલાં પારસીભાઈઓ ગુજરાતી લખતાં હતાં તેનાં કરતાં વધારે શુદ્ધ અને આધારભૂત standard ધોરણો પ્રમાણે લખતા થઈ ગયા છે. શ્રી અરદેશર ખબરદારનું 'ગુણવંતી ગુજરાત' ગુજરાતી ભાષાને માટે અનન્ય મમતા અને પ્રેમ પ્રગટાવે છે.

હિંદુ મુસલમીન પારસી સર્વેમાત! અમે તુ જ બાળ,
અંગ ઉમંગ ભરી નવ રંગ કરીએ સેવા બહુકાળ.
અમારી ગુણવંતી ગુજરાત.

આ રીતે બીજા પારસી કવિઓ અને લેખકો ગુજરાતી સાહિત્યની સેવા કરે છે તેમની કદર પણ થાય છે. આ પ્રસંગે એટલું પણ યાદ રાખવું જોઈએ કે શિષ્ટ સાહિત્યના પણ ધોરણો હોય છે: ભાષા, વ્યાકરણ, જોડણી, વિચારશુદ્ધિ, શૈલી, વિવેક, ઉચિતતા, સંસ્કારિતાના પણ નિયમો હોય છે તેમાંથી બચવાની ઇચ્છા રાખનાર અને સરળતાને બદલે આળસ કે

ઉચ્છૃંખલતા કે vulgarityના આક્ષેપથી બચવા માટે સર્વ સાહિત્યકારોએ હમેશ મથતા રહેવું જોઈએ.

જગતના ઉચ્ચોચ્ચ સાહિત્યકારોને નોબેલ ઇનામ મળે છે તેમાં કવિવર ટાગોરનું નામ પ્રસિદ્ધ છે. વિજ્ઞાનના વિષયમાં આ ઇનામ પ્રાપ્ત કરનારા હિંદી ચાર નામોમાંથી શ્રી રમણ અને રામાનુજમ ઉપરાંત ભાભા અને વાડીઆ નામના બે પારસીભાઈઓના નામ પ્રસિદ્ધ છે, તેમની પ્રતિભા અને પરાક્રમ વિશે લખવાનો આ પ્રસંગ નથી પરંતુ એટલું જ કહેવાની જરૂર છે કે રચનાત્મક અને સર્જક લેખક કે વૈજ્ઞાનિકને બધાને શિસ્ત અને નિયમના આચારો પાળવા પડે છે. આ વિશે લુડોવિચિ નામના વિદ્વાને એક પુસ્તક લખ્યું છે તેમાં સાહિત્યના વિષયમાં ઇનામ મેળવનારા વિશે અમુક યોગ્યતા વિશે ઈશારો કર્યો છે. અમુક પ્રકારની સ્વાભાવિક પ્રતિભા genius ઉપરાંત સંગીન કલાદૃષ્ટિ craftsmanship અને નિયમ-પાલન, માતૃભાષા માટે સંપૂર્ણ માનપૂર્વક વિશ્વાસ, શૈલી અને શુદ્ધિની સંપૂર્ણતા માટે દૃઢ આગ્રહ અને માતૃભાષાની સંસ્કૃતિમાં સબળ વધારો કરવાની તીવ્ર ઇચ્છા હોય તો જ લેખકને આવું અપૂર્વ માન મેળવવાનો સંભવ રહે છે. ગુજરાતી ભાષાના કોઈ પણ લેખકને –પછીથી તે ભાઈ પારસી કે મુસ્લીમ કે હિંદુ હોય તોપણ– આવા કઠિન નિયમો પાળવા પડે છે. અને તે પળાય તો જ તેમને સફળતા અને યશ મળી શકે છે. આવી સફળતા નૈસર્ગિક રીતે પ્રાપ્ત થઈ શકે છે, તેમ જ ત્રુટિઓ પ્રયાસથી પુરી શકાય છે. તેમાં જૂની કહેવત છે કે Genius is 99% perspiration and 1% inspiration તે અનેક દિશામાં ખરી પડે છે. પારસીભાઈઓ અને વિદ્વાનો અનેક દિશામાં–અંગ્રેજી ભાષાના લેખક તરીકે સુપ્રસિદ્ધ અને ઉજ્જવળ કીર્તિ પ્રાપ્ત કરી રહ્યા છે. ઉદ્યોગના ક્ષેત્રમાં જમશેદજી ટાટા અને હોમી મોદી, રાજકારણના પ્રશ્નોમાં દાદાભાઈ

નવરોજી, સંશોધનના અને શિક્ષણના વિષયોમાં જીવણજી મોદી, રૂસ્તમ મસાણી અને હોમી ભાભા વગેરે વ્યક્તિઓ અમર રહેશે. આવા શક્તિશાળી સમાજમાંથી ઉત્તમ પ્રકારના સાહિત્યકારો મળી શકે એ કાંઈ અશક્ય અને અસંભવિત નથી. એ વાતનો અનેક પારસી વિદ્વાનો શ્રી મલબારી, ખબરદાર અને દેસાઇ જેવા કવિઓએ અનેક રીતે સિદ્ધ કરી આપ્યું છે. તેથી જ મને લાગે છે કે દરેક પ્રકારની વિદ્વત્તાનો સહકાર અને સંગઠન કેવળ શક્ય છે એટલું જ નહિ પણ આવશ્યક છે.

તેથી જ આજના ઉત્સવના પ્રસંગે આશા રાખું છું કે શિષ્ટ ગુજરાતી કે સંસ્કૃત, ગુજરાતી કે પારસી ગુજરાતી એવા વિભાગોને બદલે સાદી પ્રમાણભૂત (standard) ગુજરાતી ભાષાનો ઉદ્ભવ થાય અને એ કાર્યમાં જ્ઞાન પ્રસારક મંડળ સતત પ્રયાસ કરે. મહાત્મા ગાંધીએ એ વિષયમાં આપણને જે માર્ગદર્શન આપ્યું છે તે ભૂલવું ન જોઈએ.

## ૫. મારી સંસ્કાર યાત્રા ૧૯૫૨

સાધારણ રીતે હિંદમાંથી યૂરોપ કે અમેરીકા કે જાપાન જેટલો લાંબો પ્રવાસ કરનારાઓનો મુખ્ય હેતુ ધન કે આરોગ્યની પ્રાપ્તિ હોય છે. પરંતુ ચોસઠમા વર્ષે પૃથ્વી પર્યટનનું સાહસ અને ખર્ચ માથે ઉપાડવાનાં મારે માટે જુદાં કારણો હતાં. એક તો સાધારણ કુતૂહલ વૃત્તિ–તે પણ કેવળ પ્રાકૃતિક દૃશ્ય કે સુંદર સ્થળો જોવા પુરતી નહિ પણ જુદી જુદી પ્રજાના સંસ્કારજીવનનો બનતો અભ્યાસ કરવા માટે. બીજાં કારણ જુદા જુદા દેશોમાં સમાજ કલ્યાણ અને દેશોન્નતિ માટે શું શું યોજનાઓ અમલમાં આવે છે અને તેમાંથી આપણા દેશને શું વધારે ઉપયોગી છે તે જાણવા માટે. નીકળતાં પહેલાં ગુજરાત સંશોધન મંડળ તરફથી વાર્ષિક સભા સમયે જે શુભેચ્છાઓ દર્શાવવામાં આવી હતી તે મને આ કાર્યમાં પ્રોત્સાહન આપનારી નીવડી હતી. તેવી જ રીતે મુંબાઈની એન્થ્રોપોલોજીકલ સભા તરફથી યોજાયેલા મેળાવડા અને ભાષણો મને મારા પ્રવાસમાં અનેક રીતે પ્રેરક નીવડયાં હતાં. પાછા આવ્યા પછી મિત્રોના આગ્રહથી મારી સંસ્કાર યાત્રાના સંસ્મરણોને મૂર્ત સ્વરૂપ આપવું મેં યોગ્ય ધાર્યું છે.

મારા પર્યટનમાં સાધારણ દૃશ્યો જોવાં કરતાં મેં સંસ્થાઓ જોવામાં અને વિચાર વિનિમય માટે વધારે સમય ગાળ્યો હતો. નાયગરાના ધોધ કે ભવ્ય કેન્યોનની ખીણો કે યલોસ્ટોન પાર્ક

જોવા કરતાં માનવવંશની સંસ્કૃતિના સંગ્રહસ્થાનો કે વિદ્યામંદિરોના વિદ્વાનોની સાથે ચર્ચા મને વધારે ઉપયોગી લાગી હતી. વળી વેપાર ઉદ્યોગના કારખાનાંઓ જોવાને બદલે તે ઉદ્યોગમાં સમાજ કલ્યાણની યોજનાઓ અને તેનાં મૂલ્યાંકનની આવશ્યકતા વધારે લાગી હતી. જાહેર સભા અને જાહેર જીવનના કરતાં ગૃહજીવન અને સામાન્ય કુટુંબોની માહિતી મેળવવી એ વધારે મને ગમતું. દરેક દેશના સંસ્કારજીવનમાં પણ ત્રણ પ્રકારના પ્રશ્નો ઉપર વધારે ધ્યાન આપ્યું હતું. એક તો કેળવણીના યુનિવર્સિટીઓ તથા શિક્ષણની જુદી જુદી શાખાઓના અને ખાસ કરીને સ્ત્રી શિક્ષણના પ્રશ્નો. બીજું મધ્યમવર્ગની સહાયને માટે આરોગ્યશિક્ષણ અને રોગનિવારણની યોજનાઓ, ત્રીજું મનુષ્યવિદ્યાના પ્રશ્નો; અને તેમાં પછાતવર્ગો અને આદિવાસી જાતિઓની ઉન્નતિની યોજનાઓ. આ દેશના સંકુચિત વાતાવરણમાંથી છૂટીને આંતરરાષ્ટ્રીય વિચારોના સંપર્કને માટે મેકસીકોમાં રોટરી ઈન્ટરનેશનલ કોન્ફરન્સમાં, ન્યુયોર્કમાં આંતરરાષ્ટ્રીય મનુષ્યવિદ્યાના સીમ્પોઝીઅમમાં, જીનીવામાં આંતરરાષ્ટ્રીય શિક્ષણ પરિષદમાં અને વિયેનામાં મનુષ્યવિદ્યા અને માનવજાતિ વિદ્યાના આંતરરાષ્ટ્રીય પરિષદમાં હાજર રહી મેં ભાગ લીધો હતો. કુલ ૨૫,૦૦૦ માઈલ જેટલી લાંબી મુસાફરી થઈ હતી. તેમાં ૧૪ દેશો અને ૨૩ મોટાં શહેરોનો અનુભવ મેળવ્યો હતો. સઘળી મુસાફરી એરોપ્લેનમાં કરેલી હોવાથી કાલિદાસના મેઘદૂતનું પૃથ્વીનું વર્ણન યાદ આવે તેમ છે. પરંતુ તેની વર્ણનશક્તિ અને તેવો રસિક વિષય મારી પાસે ન હોવાથી આ વર્ણન ઘણાંને શુષ્ક અને નીરસ લાગે તો નવાઈ નહિ.

સત્તરમી એપ્રિલ ૧૯૫૨ના રોજ સવારના સાત વાગતાં સાન્તાક્રુઝ એરોડ્રોમથી સંબંધીઓ અને મિત્રોની શુભેચ્છાઓ સાથે પ્રયાણ શરૂ થયું. લગભગ સાડાનવ વાગ્યે વર્ધા ઉપરથી

જઈએ છીએ તેવા સમાચાર પાઈલોટે આપ્યા; ત્યારે ગાંધીગ્રામ, સેવાગ્રામ અને રાષ્ટ્રપિતા ગાંધીજીની વિચાર પ્રયોગશાળાના સંસ્મરણો ઊભાં થયાં અને ત્યાં કિશોરલાલભાઈના વિચાર આવ્યા અને તેમની સાથે છેલ્લાં બે મહિના સાથે રહેવાના પ્રસંગો યાદ આવ્યા. પ્રવાસમાંથી પાછા આવતાં મળીશ તેવી ખાત્રી મનમાં હતી. પણ તે વિચાર તેમના અવસાનને લીધે સિદ્ધ ન થયો, તે મને સદા ખુંચશે.

બપોરે કલકત્તા પહોંચ્યા પછી બર્માના પાસપોર્ટને માટે ખાસ તકલીફ લેવી પડી; આખી મુસાફરીમાં પાસપોર્ટ, કસ્ટમ્સ, નાણાં હુંડિયામણ અને ઇમીગ્રેશન ખાતાની અગવડો ઘણી વેઠવી પડતી. સમય અને નાણાંના ખર્ચ ઉપરાંત ત્રાસ પણ ઓછો નથી પડતો. પરંતુ જ્યાં સુધી પૃથ્વી ઉપર એક જ રાજ્ય સ્થાપવા જેટલો મનુષ્ય હૃદયમાં સંપ અને વિશ્વાસ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી તો આ અગવડો રહેવાની. તે છતાં લગભગ બધે ઠેકાણે એરોપ્લેનો ભરેલાં રહેતાં અને આ હેરાનગતિ વખતે પણ પ્રસન્નતાની વૃત્તિ જોવામાં આવતી.

કલકત્તામાં મનુષ્યવિદ્યાની પ્રયોગશાળા, સંગ્રહસ્થાન અને પુસ્તકાલય જોયાં. હિંદી સરકારે સંશોધનને માટે આ પ્રયોગશાળાને ઘણું ઉત્તેજન આપ્યું છે. થોડા વર્ષો પહેલાં હું કલકત્તામાં રહેતો તે વખતના કરતાં અત્યારે તે સંસ્થા લગભગ દસ ગણી વધી ગઈ છે. દસેક પ્રાધ્યાપકો અને વીસેક સંશોધકો (જેમાં પુરૂષ કરતાં સ્ત્રીની સંખ્યા વધારે છે), અને બીજા માણસો સંશોધન અને જાતિકુલોના અભ્યાસ માટે કામ કરી રહ્યા છે. કલકત્તાની શરીરમાપન અને માનસશક્તિ માપનની પ્રયોગશાળાઓ અને સંગ્રહસ્થાન મુંબાઈ શહેર અને મુંબાઇ પ્રદેશની યુનિવર્સિટીઓ આ વિષયમાં કેટલી પછાત છે તેનું ભાન કરાવે છે.

બ્રહ્મદેશ અને રંગુન હાલમાં તો ઘણી અવ્યવસ્થિત દશામાં છે. દેશની ફળદ્રુપતા અને સૃષ્ટિ સૌન્દર્ય અંદરના કલહોથી કિલષ્ટ થયેલા છે. છતાં નવા મળેલાં સ્વરાજ્યમાં આશાવાદ અને ઉત્સાહ સર્વત્ર દેખાય છે. સરકારી શિક્ષણ સંસ્થાઓમાં કાંઈ ફી લેવી નહિ એ નિર્ણય ઘણાંને ગમે છે. પરંતુ આવક વિના શિક્ષણ સંસ્થાનો, વિકાસ થતો નથી. હાઈસ્કૂલોમાં વિજ્ઞાન શિક્ષણને માટે યોગ્ય પ્રયોગ-શાળાઓ નથી. તેવી ફરિયાદ જીનીવા શિક્ષણ પરિષદમાં એક બર્મીઝ સ્ત્રી શિક્ષકે દયાજનક રીતે કરી હતી....રંગુનમાં હિંદીઓ અને ગુજરાતીઓ અગવડો વેઠવાં છતાં ફરીથી વ્યાપાર માટે સારી રીતે સારી સંખ્યામાં સ્થાપિત થયા છે.

થાઈલેન્ડની રાજધાની બેંગકોક દક્ષિણ-મધ્ય એશિયામાં દસ લાખની વસ્તીવાળું સૌથી મોટું અર્વાચીન શહેર છે. આખા થાઈલેન્ડનો વિસ્તાર બે લાખ ચોરસ માઈલ છે અને તેમાં વસતી પ્રજા અઢાર લાખ છે. બધી ખાધે પીધે સુખી છે. હજુ નવા ઉદ્યોગો મોટા પ્રમાણમાં સ્થપાયા નથી. મુખ્ય કામ ખેતીવાડી છે. તે દેશ ભૌગોલિક પરિસ્થિતિ અને સારા વરસાદને લીધે સારું ઉત્પાદન કરે છે અને ચોખાની નિકાસ કરી શકે એવી સ્થિતિમાં છે. ખનિજ માલની ઉપજ અને નિકાસથી પણ સારી આવક મળે છે. પ્રજા સુખી અને સહેલાણી છે. કોઈ અંગ્રેજે 'Moderate in everything including virtues' એ શબ્દો થાઈ પ્રજા માટે વાપર્યા છે.

સિયામ અને બર્મા વચ્ચે પ્રાચીન સમયથી વિગ્રહ ચાલતો આવે છે. તેનો પડઘો બેંગકોકમાં જોયેલા એક નાટકમાં સંભળાયો. નાટકનો મુખ્ય વિષય આ બે દેશના રાજાઓ વચ્ચેનો વિગ્રહ અને બંને બાજુના લશ્કર કેવી રીતે લડે છે, અને બર્મીઝ રાજાને કેવી રીતે કેદ કરે છે, એ હતો. બર્માના

જાતિકુલો, તિબેટનાં જાતિકુલોને વધારે મળતા આવે છે. અને થાઈ જાતિઓ, ચીના અને મંગોલિયન જાતિઓની સાથે વધારે સંબંધ ધરાવે છે. એ યાદ રાખીએ તો આ વિરોધનું કારણ સમજાય. સિયામની સંસ્કૃતિ અને નાટ્યકલા, હિંદની સાથે મળતી આવે છે. ખાસ કરીને નમસ્કારની પદ્ધતિમાં, નૃત્યમાં, પહેરવેશમાં અને ભાષામાં. ત્યાંની નૃત્ય મંડળી હિંદમાં આવીને નૃત્ય કરે તો તે આસામી હિંદીઓ જેવા લાગે. થાઈલેંડ પાસેનો પ્રદેશ ફ્રેન્ચ હિંદી ચીન, પ્રાચીન સમયમાં કમ્બોડિયા, એ નામથી ઓળખાતો, ત્યાં પણ બૌદ્ધ કરતાં હિંદુ સંસ્કૃતિનો વધારે પ્રચાર હતો. કૌન્ડિન્ય બ્રાહ્મણ મલાયાથી કમ્બોડિયા આવીને કમ્બોડિયાની રાણીને જીતીને પરણ્યાની હકીકત ચીનાઈ ઇતિહાસમાંથી મળે છે. અયોધ્યા, દ્વારામતી, ચંપા, શ્રીવિજય એવા નામો આ દેશમાં પ્રસિદ્ધ છે અને અંગકોરના મંદિરનો પ્રદેશ પ્રાચીન હિંદુ મૂર્તિઓના અવશેષો માટે અત્યારે પણ જગ પ્રસિદ્ધ છે.

હોંગકોંગ મુંબાઈના જેવો એક દ્વીપ છે. અને મુંબાઇના દ્વીપની માફક તે ટાપુનો વિકાસ અને વૃદ્ધિ બ્રિટીશ પ્રજાના સાહસ અને વ્યવહારકુશળતાને આભારી છે. છેલ્લા મહાયુદ્ધમાં હોંગકોંગ પણ મલાયા થાઇલેંડ અને બર્માની સાથે જાપાનીઝ હકુમતમાં ગયુ હતું. પણ તેમાંથી છૂટા થયા પછી હોંગકોંગની પ્રગતિ બ્રિટીશ હકુમતમાં પાછી સારી રીતે જામી છે. હોંગકોંગ સુરક્ષિત આંતરરાષ્ટ્રીય બંદર છે. દરિયો, પર્વતો અને બીજા નૈસર્ગિક અને સુંદર સાધનોનો સારો ઉપયોગ કરવામાં આવ્યો છે. ૩૦૧ ચોરસ માઈલના વિસ્તારમાં ૨૫ લાખની વસ્તી સુખી અને સમૃદ્ધ છે. રાજ્ય તરફથી યુનિવર્સિટી ચલાવવામાં આવે છે અને તેનો લાભ ચીનાઈ પ્રજા સારી રીતે લે છે. પ્રવાસીના અને સંસ્કૃતિના અભ્યાસની દૃષ્ટિએ હોંગકોંગ રસમય પ્રદેશ છે. ત્યાંથી ચીન અને રશિયાની મુસાફરી

કરવાનો મને પ્રસંગ ન મળ્યો, એ એક અસંતોષનું કારણ છે.

જાપાનમાં પગ મૂકતાં જ નવા વાતાવરણ અને નવીન સંસ્કૃતિનો અનુભવ થાય છે. ૧૯૦૪માં વડોદરામાં મેં પ્રોફેસર અરવિંદ ઘોષનું ભાષણ સાંભળેલું અને જાપાનની સુંદરતા અને જાપાની પ્રજાના ગુણગાન સાંભળેલા. તેમણે કહેલું કે Japan અને India વચ્ચે ઘણું સામ્ય છે; અંનેમાં પાંચ અક્ષરો છે. જાપાનની પ્રજાના ગુણોમાં સંપૂર્ણતાનો પ્રેમ, પરિસ્થિતિ સ્થાપકતા અને દેશભક્તિ -Thoroghness adabetalirity, and patriotism- એ ત્રણ મુખ્ય હતા. ત્યાર પછી સર મણીલાલ નાણાવટી જેવા ઘણા મિત્રો પાસેથી દેશના પ્રાકૃતિક સૌન્દર્ય અને પ્રજાની કાર્યદક્ષતા વિશે ઘણું સાંભળેલું અને પુસ્તકો પણ વાંચેલાં તેથી જાપાન જોવાની ઉત્કંઠા ઘણા વર્ષોથી સેવી હતી. નજરોનજર જાપાન જોયા પછી ધાર્યા કરતાં વધારે સંતોષ થયો. ઈ. સ. ૧૮૫૩ સુધી જે પ્રજા પ્રાશ્ચાત્ય સંસ્કૃતિના સંસર્ગમાં આવી જ નહોતી તે પ્રજાએ નવી અર્વાચીન પદ્ધતિથી નવા નવા ઉપકરણો, તોપો, જહાજો, એરોપ્લેનની સહાયથી ૧૯૧૨માં રશિયાને પોર્ટ આર્થરમાં અને પછી અમેરીકાને પોતાના દેશથી ૨૦૦૦ માઈલ જેટલા દૂર પર્લ હાર્બરમાં ૧૯૪૩માં સખ્ત હાર આપીને એ પૃથ્વીની સંસ્કૃતિના અને ખાસ કરીને પૌર્વાત્ય દેશોના ઇતિહાસમાં અદ્‌ભુત ઘટના જ ગણાય. આ વ્યાવહારકુશળતા અને વિજ્ઞાનવિજયશક્તિની સાથે છેલ્લા મહાયુદ્ધમાં જાપાની નિર્દયતા અને નિષ્ઠુરતાના અનુભવો પણ ઘણી પ્રજાઓને થયેલા છે. જાપાનની સરખામણીમાં હિંદ કેવી અને કેટલી સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે તે કેવળ તર્કનો વિષય નથી પરંતુ વ્યાવહારિક બુદ્ધિની કસોટી છે.

હાલમાં જાપાની લોકો એક પરાજીત પ્રજાની માનભંગ સ્થિતિ અનુભવે છે. જાપાનના રાજા મીકાડોનું ઈશ્વરતુલ્ય

ગણાતી વ્યક્તિનું ગૌરવ બધી રીતે ગુમ થયુ છે. પ્રત્યેક દિવસના શિક્ષણના પ્રારંભમાં દરેક શાળામાં મીકાડોની પ્રાર્થના કરવામાં આવતી હતી તે બંધ થઈ છે. હવે શહેનશાહને સાધારણ પુરુષ ગણવામાં આવે છે અને તેના લશ્કરી સરદારો અને સામ્રાજ્ય પ્રેમી વ્યાપારી સલાહકારોની આખી ટોળીનો નાશ કરવામાં આવ્યો છે. પ્રજાને યુદ્ધપ્રેમી વાતાવરણમાંથી દૂર રાખીને યુદ્ધ વિરોધી સુલેહ અને શાંતિના ઉપાસકો બનાવવામાં આવ્યા છે. યુદ્ધમાં જાપાનીઓએ પોતાનું સર્વસ્વ ગુમાવ્યુ છે. તે પાછું મેળવવા માટે શાંતિ અને સખ્ત મજૂરી સિવાય દેશ અને પ્રજાનો ઉદ્ધાર નથી એ વાત તેઓ સારી રીતે જાણે છે અને તેનો અમલ કરે છે.

નવી પરિસ્થિતિને અનુકૂળ થવાની જાપાની પ્રજાની અદ્ભુત શક્તિના ઘણા દૃષ્ટાંતો જોવા મળે છે. સાત વર્ષના અમેરીકન અમલમાં દેશમાં અંગ્રેજી ભાષાનો અને અમેરીકન જીવન પદ્ધતિનો ઘણે ઠેકાણે સ્વીકાર થયો છે. દેશને સ્વાશ્રયી બનાવવાના પ્રયત્નો, નવા કારખાનાઓ; નવી શોધો, રમતગમતમાં તેમ જ સાહિત્ય કવિતા અને રંગભૂમિ પર પાશ્ચાત્ય સંસ્કૃતિની છાયા બધે જણાય છે. જાપાની ઢબની હોટલો, ઓછી થતી જાય છે અને યુરોપીય પદ્ધતિમાં રહેવાને માટે સગવડો વધતી જાય છે; ઓસાકાથી ટોકિયોની રાતની ઊંઘવાની ગાડીમાં લગભગ સો વેપારીઓને યુરોપીય પહેરવેશમાં, હજામત વગેરે નિત્યકર્મથી પરવારીને સવારના સાત વાગે તૈયાર થતાં જોઈને મને તેમની કાર્યસ્ફુર્તિ માટે માન ઉપજ્યુ. કોલેજોમાં અને ઓફિસોમાં કામ કરતા યુવાનો અને યુવતીઓએ હવે યુરોપીય કપડાં સ્વીકાર્યાં છે અને કિમોનો એટલા ઓછા વપરાય છે કે મને તૈયાર કિમોનો મારા માપનો મળી શક્યો જ નહિ. જાપાની કારખાનાંઓમાં સ્વચ્છતા, કાર્યદક્ષતા અને મજૂરોની જરૂરિયાતો ઉપર અપાતાં ધ્યાન, એ નવા

યુગના પરિણામો ગણાય. જાપાની કારખાનાવાળાઓ પોતાના ઉદ્યોગ અને વ્યાપારના વિકાસને માટે અથાગ પરિશ્રમ ઉઠાવી રહ્યા છે; થોડા વર્ષમાં અમેરીકાની કન્ટ્રોલ નીતિ પ્રમાણે તેઓ આગળ આવશે અને તેમને માલ નિકાસ કરવાની છૂટ મળશે ત્યારે સસ્તા ભાવની ચીજો બજારમાં મૂકી શકાશે.

જાપાન દેશનું પ્રકૃતિસૌન્દર્ય જગપ્રસિદ્ધ છે. શહેરોમાં આઠ દસ માળના મકાનો, મોટા રાજહેમલો, વિદ્યાપીઠો, સંગ્રહસ્થાનો અને ભવ્ય મંદિરો જોવાના મળે, પરંતુ સુંદર સરોવરો અને પર્વતોની નૈસર્ગિક ભવ્યતા તો દેશના અંદરના ભાગમાં જ મળે. ફૂજીઆમાં (સાડાબાર હજાર ફીટ ઊંચો પર્વત) અને તેની તળેટીમાં ફૂજી સરોવર, હકો ને પર્વતો અને તેના ગરમ પાણીના ઝરાઓ અને આજુબાજુના પ્રદેશોમાંથી તેર રાષ્ટ્રીય સુંદર ઉપવનો બનાવવામાં આવ્યા છે. ઉદ્યોગપતિઓની લોભવૃત્તિ દેશના નૈસર્ગિક સૌન્દર્યને હાનિ ન કરે એટલા માટે રાજ્ય તરફથી ખાસ સંભાળ લેવામાં આવે છે. નિકો પાસેના કેગોન ધોધમાંથી વિજળી ઉત્પાદન કરીને કારખાનાંઓ ચલાવવામાં આવે છે. પણ તે ઉત્પાદન કાર્યમાં એવી ગોઠવણને માટે આગ્રહ રાખવામાં આવ્યો છે કે જેથી ધોધની સુંદરતા અને ભવ્યતાને જરાએ હાનિ ન થાય; અને ધોધ જોનારા લાખો મનુષ્યોને ખબર પડતી નથી કે ધોધનું જલ આવાં કાર્યોને માટે વપરાય છે.

પ્રકૃતિ સૌન્દર્ય જાપાની પ્રજાના નિત્ય જીવનમાં બીજા અનેક રૂપોમાં પ્રગટ થાય છે. તેમના પહેરવેશમાં, કપડાની ભાતમાં, ઘરના શણગારમાં, ફર્નીચરમાં, બેસવાની સાદડીઓમાં, ફૂલની ગોઠવણીમાં અને બીજી અનેક રીતે નિત્ય જીવનમાં તેમની સ્વચ્છતા, સુઘડતા અને સુંદરતાની ભાવનાનો અનુભવ થાય છે. જાપાનમાં સ્ત્રીઓનું જીવન ઘરમાં, રસોડામાં અને

બાલશિક્ષણમાં પ્રતીત થાય છે અને તેથી તે કાર્યને ઉપયોગી થાય તેવી કેળવણી મળે છે. તેમાં ઘરને ચિત્રોથી અને ફૂલ વગેરે સામગ્રીથી શણગારવાનું કાર્ય અગત્યનું ગણાય છે. તેની સાથે સંગીત, નૃત્ય અને પાકશાસ્ત્રના સારા અભ્યાસ માટે ગોઠવણ કરવામાં આવે છે. જાપાનમાં અંગ્રેજી ટીને માટે ચાહ શબ્દ વાપરવામાં આવે છે અને ચાહ બનાવવાની કલાને ચાનોયા (chanoya) કહેવામાં આવે છે. આ કલા મેં બે વખત જોઈ હતી. ચાહ બનાવવાને માટે જોઈતી ચીજો ચાહના પાંદડાનો ભૂકો, ગરમ પાણી, બધું એકઠું કરી રાખવામાં આવે છે. ત્યાર પછી ચાહનો એકેક પ્યાલો બનાવવાને માટે અમુક રીતે લાકડાના ચમચા વતી ચાહની ભૂકી લેવી, અમુક રીતે ગરમ પાણી રેડવું, અમુક રીતે પાણી અને ચાહની ભૂકી ભેગી હલાવવી, અને અમુક રીતે પ્યાલા રકાબીમાં મૂકીને તેનું ઉપાદાન કરવું એ સ્થિર પદ્ધતિમાં જરાયે મુખ ઉપર કોઈ જાતની ઊર્મિ કે લાગણીના ભાવ પ્રદર્શિત કર્યા વગર પોતાનું કાર્ય કર્યા જવું. એ આપણને તો નવાઈ જેવું લાગે. એમ કહેવામાં આવે છે કે આ ક્રિયાથી સ્ત્રીઓને સંયમ શાંતિ અને આત્મ-શ્રદ્ધા પ્રાપ્ત કરવાની ટેવ પડી જાય છે. જાપાની સંસ્કૃતિમાં આ ચાનોયાના જેવી બીજી ક્રિયાઓ પણ છે. ફૂલ ગોઠવવામાં વપરાતી કલા (ઈકેલાના) માટે પણ શિસ્તબદ્ધ શિક્ષણ આપવામાં આવે છે. વળી સંન્યાસની ક્રિયા (કુરૂયુ) તેમની શિષ્ટતાની લાક્ષણિકતા કહેવાય. પોતાનું સર્વસ્વ છોડીને પોતાના પતિ તરીકેના હક્ક અને ફરજો છોડીને દરેક સંસારી વાસનાનો ત્યાગ કરી સાધુ જીવન ગાળવાની પણ એક કળા છે. પોતાના માલિક માટે કે દેશને માટે પ્રાણ આપનાર-હારાકિરી કરનાર એર પાઈલેટો હજુ પણ મળી આવે છે એ જાપાની શિષ્ટતાની એક દિશા બતાવે છે.

નાટ્યકલામાં પણ સૌન્દર્ય ભાવનાની સાથે સુંદર અભિનય

ઉપરાંત સંયમદૃષ્ટિનો અનુભવ થાય છે. જાપાની નૃત્યકલા, ચિત્રકલા અને અભિનયકલામાં ધૈર્ય અને શાંતિ સ્પષ્ટ દેખાય છે. આખા પડદા પર એક પર્વતની રેખા દર્શાવવા માટે ત્રણ કે ચાર જ લીટીઓ દોરેલી હોય, દરિયાનો ભાસ કરાવવા માટે જુદા રંગની ત્રણ કે ચાર લીટીઓ દોરેલી હોય, આપણને આવા પડદા સાદા લાગે પરંતુ આંખને ચોંટી જાય એવી સ્પષ્ટતા અને વેધકતાથી આખું દશ્ય આપણી આગળ ખડું થાય છે. કાબુકી અને નોહા પ્રકારના પ્રાચીન જાપાની પદ્ધતિના નાટકો હજુ પણ ઘણા લોકપ્રિય હોય છે. તેમાં હજુ સ્ત્રીઓને બદલે પુરુષ એકટરો સ્ત્રીઓનો ભાગ સારી રીતે લે છે, તે છતાં જાપાની સ્ત્રી એકટરોએ યુરોપ અને અમેરીકામાં યુરોપીય સંગીત અને નૃત્યમાં પ્રવીણતા મેળવી છે. નવા યુગના સીનેમાના જાપાની નટ નટીઓ પણ અમેરીકન કલાને અપનાવી શકે છે. નવી પદ્ધતિના જાપાની નાટકોને માટે એક ખાસ નાટ્યભૂમિ ટાકારઝુકા ગામમાં બાંધવામાં આવી છે. તેના સ્થાપક ઈશીજો કોબાયાશીના મત પ્રમાણે પ્રાચીન ત્રણ તારી (સમીસેન) વીણા ઉપરાંત પ્રાશ્ચાત્ય વાદ્યોનો ઉપયોગ કરવો એ આવશ્યક છે. યુરોપીય સંગીત સાથેનું આ મિશ્રણ ઘણા જાપાનીઓને પસંદ પડતું નથી કારણકે તેમને તો શુદ્ધ જાપાની સંગીત અને વાદ્યો જ જોઈએ.

મારા મનુષ્યવિદ્યાના વિદ્વાન મિત્રોએ મારે માટે ખાસ મેળાવડા ગોઠવ્યા હતા. ડૉ. હસબે ૬૮ વર્ષના નિવૃત્ત અધ્યાપક છે; તેમણે પોતાના અધ્યાપક જીવનમાં ટોકિયો યુનિવર્સિટીમાં આ વિષયનું મહાન સંગ્રહસ્થાન એકઠું કર્યું છે અને નિવૃત્ત થયા પછી પણ સંગ્રહસ્થાનમાં સંશોધન માટે રોજ હાજર રહે છે. મને હસ્તલિખિત પચ્ચીસ વિદ્વાનોની જાપાની સહીવાળું માનપત્ર આપવામાં આવ્યું છે, તે મેં ઘણા અભિમાનથી સંગ્રહી રાખ્યું છે. મેં નમ્રતાપૂર્વક જવાબ આપતાં જણાવ્યુ

કે હું આ વિષયનો મોટો વિદ્વાન નથી. પછી તરત જ પ્રો. ઈમામુરાએ ઊભા થઈને જણાવ્યું કે તેમણે મારા લેખો Sarat-Chandra Ray Memorial volumeમાં અને Journal of Anthropological Society of Bombayમાં વાંચેલા છે અને મારી નમ્રતા ખોટી છે. આટલું દર્શાવવાનું કારણ એટલું જ કે જાપાની વિદ્વાનો હિંદમાં પોતાના વિષયમાં શું સંશોધન થાય છે તે જાણવાને માટે યોગ્ય ઈંતેજારી રાખે છે, પુસ્તકો સંગ્રહે છે અને તેનો અભ્યાસ કરે છે.

બીજો મેળાવડો નેશનલ લાયબ્રેરી અને નેશનલ મ્યુઝિયમમાં થયો હતો અને ત્રીજો મેળાવડો ઇન્સ્ટિટયૂટ ઓફ ઓરીએન્ટલ કલ્ચરમાં થયો હતો. હિંદ પ્રત્યે ખૂબ જ માન અને હિંદી વિદ્વાનો તરફ મહેમાનગીરી આવા પ્રસંગે પ્રદર્શિત થાય એ સ્વાભાવિક છે. તે ઉપરાંત જાપાનમાં ટોકિયો અને ક્યોટો યુનિવર્સિટીના મનુષ્યવિદ્યાના સંગ્રહસ્થાનો જોતાં અને ત્યાંના વિદ્વાન અધ્યાપકોની સાથે વાર્તાલાપમાં મારી ખાત્રી થઈ કે તે દેશની વિદ્વત્તા સર્વદેશીય છે અને વિદ્વાનો –પોતાને આવશ્યક વેતન મળતું નથી તેવી ફરિયાદ કરવા છતાં સંશોધન કાર્યમાં મસ્ત રહે છે. તેમના સંશોધન માસિકો અને પુસ્તકો પ્રસિદ્ધ કરવાને સારી ગોઠવણ મળી રહે છે. તેઓ હિંદ સાથે સહકાર માટે તત્પર છે.

જાપાનમાં યુરોપનો સંપર્ક ૧૮૫૨માં પહેલીવાર થયો. જાપાનની પ્રથમ યુનિવર્સિટી ટોકિયોમાં ૧૮૮૬માં સ્થપાઈ. હાલમાં જાપાન જેવા નાના દેશમાં ૫૮ યુનિવર્સિટીઓ છે. તેમાં સરકારી તો ફક્ત ચાર છે. તેમાંની એક ક્યોટો યુનિવર્સિટીની ટૂંકી માહિતી આપણને તો અજબ લાગે તેવી છે. ઈ. સ. ૧૮૯૭માં સ્થપાયેલી આ યુનિવર્સિટીમાં ૫૫૪૪ વિદ્યાર્થીઓ છે. તેમને માટે ૨૮૮ પ્રોફેસરો, ૨૪૨ આસિસ્ટંટ પ્રોફેસરો, ૧૫૪ લેકચરર એમ કુલ ૬૮૪ અને બીજા નોકરો

૨૫૯૭ રોકવામાં આવ્યા છે. ફીમાંથી રૂપિયા પંદર લાખ અને સરકાર તરફથી ૪૫ લાખ રૂપિયાની ગ્રાન્ટ મળે છે. પ્રમાણમાં ખર્ચ પણ સારુ છે. શિક્ષણ અને સંસ્કૃતિ માટે ૫૩ લાખ વહીવટી ખર્ચ માટે ૫ા લાખ અને સંશોધન માટે દોઢ લાખ, સંશોધન કાર્ય દેશને ઉપયોગી વિષય માટે જ થાય છે. દાખલા તરીકે ખેતી અને જંગલખાતા માટે ચાર સંશોધન સંસ્થાઓ, જ્વાળામુખી અને ધરતીકંપથી રક્ષણને માટે જુદી સંસ્થાઓ, ખોરાક અને પોષણવિદ્યા, સમાજવિદ્યા અને મનુષ્ય-વિદ્યા એમ દરેક વિદ્યા માટે જુદી જુદી સંસ્થાઓ.

જાપાની પ્રજા પ્રાચીન સમયથી જ હુન્નર અને કલામાં પ્રવીણ હતી. નારામાં વૈરોચન બુદ્ધની આશીરમૂર્તિ ઈ સ. ૭૪૯માં નિર્માયેલી હજુ મોજુદ છે. તે ૫૩ ફૂટ ઊંચી છે અને તેનુ વજન ૪૩૭ ટન છે. મુખ ૧૬ ફૂટ લાબુ છે અને કાનની લંબાઈ ૮ા ફૂટ છે. બીજી આનાથી નાની પણ સુંદર અમિતાભ બુદ્ધની મૂર્તિ કામાકુરામા છે. તે ૧૨૫૨માં સ્થાપેલી છે. તેનું વજન ૯૨ ટન. મુખની ૭ા ફૂટ અને આંખની પહોળાઈ સાડા ત્રણ ફૂટ અને આખી મૂર્તિ ૪૨ ફૂટ ઊંચી છે. બંને મૂર્તિઓ કાંસાની બનાવેલી છે જોકે બંને મૂર્તિઓ જુદાં જુદાં અંગો પૃથક પૃથક ઢળાયેલાં હશે. તે સમયની જાપાનની હુન્નરકળા અને કૌશલ્યની આજ તે સાક્ષીરૂપ છે.

આ સંસ્કાર સમૃદ્ધ, વૈજ્ઞાનિક અને હુન્નરી આવડતવાળી મહેનતુ, શ્રમજીવી પ્રજા લોભ અને મદથી મુક્ત રહે તો શું ન પ્રાપ્ત કરી શકે? આપણે તેમની પાસેથી ઘણું શીખવાનુ છે. આપણા દેશના દરેક રહેવાસીને પુરતો ખોરાક આપવો હોય તો આપણી અનાજની ઉપજ જે એકરે ચોખા માટે સરેરાશ ૮૦૦ રતલ છે-તે વધારીને જાપાનની ૨૩૦૦ રતલ જેટલી કરવી જોઈએ અને તેવી જ રીતે બીજા અન્નો વધારે પકવતાં શીખવવું જોઈએ. કારખાનામાં મજૂરોએ પણ વધારે

ઉત્પાદન કરવું જોઈએ. ગૃહ ઉદ્યોગો ખીલવીને તેમાંથી વધારે કમાતાં આપણા સ્ત્રી પુરુષોએ શીખવું જોઈએ. કાંતણ અને વણાટ કામ કરતા વધારે કમાણી આપનારા હાથ ઉદ્યોગો શીખવવા જોઈએ. દૂધ માખણ અને ઘી જેવા ખેતીના ધંધાઓમાંથી વધારે કમાતા શીખવું જોઈએ. કાગળ, પૂઠાં, રમકડાં, છત્રી વગેરે અનેક બારીક વસ્તુઓ બનાવતાં શીખવાડીને આપણા ગ્રામ્ય જીવનને વધારે સમૃદ્ધ બનાવી શકાય એમ છે. તેમ કરવામાં આપણે જાતમહેનત, ખંત, પ્રમાણિકતા અને દેશપ્રેમ પ્રગટાવીશું નહિ ત્યાં સુધી આપણી પ્રગતિ થવાની નથી.

જાપાનથી સાનફ્રાનસીસ્કો (૬૫૨૨ માઈલ) હવાઈ માર્ગે જવાને માટે રસ્તામાં વેક આઈલેંડ (પર્લ હાર્બર) ૨૨૯૬ માઈલે ઉતરવું પડે છે. વેક આઈલેંડ હાલમાં તો શાંત લાગે છે; એરોપ્લેનની આવજા સિવાય વધારે કામ થતું લાગતું નથી. પરંતુ આજ દ્વીપના એક ભાગમાં પર્લ હાર્બર નામનું અમેરીકન નૌકા સ્થળ આવેલું છે. તે સ્થાન ઉપર ૧૯૪૩ ના ડિસેંબરમાં જાપાની પ્રજાએ જહાજો અને એરોપ્લેનથી સખ્ત આક્રમણ કરી પોતાની બુદ્ધિ અને શૌર્યનું પ્રદર્શન કર્યું. પણ જેમ હીટલરે રશિયા ઉપર આક્રમણ કરીને પોતાની પડતી આણી તેવી રીતે જાપાની પ્રજાએ અમેરીકાની સાથે યુદ્ધમાં ઉતરીને બધી કીર્તિ, મેળવેલી સંપત્તિ અને હકુમત ગુમાવ્યાં. અમેરીકન પ્રજાએ જાપાન પર વિજય મેળવીને ત્યાં પાંચ સાત વર્ષ રાજ્ય કર્યું તે સમયમાં સંસ્કૃતિ વિનિમયમાં જાપાન અને અમેરીકાએ પરસ્પર ઘણી આપ લે કરી છે. સાથે હોનોલુલુ અને ફીલીપાઈન ટાપુ ઉપરની હકુમતને લીધે અમેરીકન સંસ્કૃતિએ પોલીનીશઅન અને બીજી સંસ્કૃતિ સાથે સારો સંપર્ક સાધ્યો છે. વળી જાપાની અને ચીનાઈ

લોકોની વસતી અમેરીકામાં વધતી જાય છે, અમેરીકામાં મળેલાં જાપાની લોકોમાં મને એવા પણ કેટલાએક મળ્યા કે જેમણે જન્મભર જાપાન જોયું નથી અને જોવાનો સંભવ પણ નથી. યુરોપથી આવેલી વિવિધ પ્રજાઓ જેવી કે અંગ્રેજ, જર્મન, આઈરીશ, ફ્રેંચ, સ્પેનીશ, પોર્ટુગીઝ વગેરેનું સંકીરણ અમેરીકામાં થયું છે; અને અમેરીકાની પ્રજાની આવી સંગઠિત સંસ્કૃતિ એ પૃથ્વીના મનુષ્યના ઇતિહાસની વિલક્ષણ ઘટના છે. અમેરીકન પ્રજાના સંગઠન માટે રાજ્યની નીતિ અને ખાસ કરીને વૉશીંગ્ટન, જેફરસન અને લીંકન જેવા દીર્ઘદૃષ્ટિવાળા રાજપુરુષોને આભારી છે. તેમણે રાજ્યબંધારણમાં દાખલ કરેલાં તત્વોમાં જ અમેરીકન પ્રજાની એકતા અને મહત્તાનો આપણને ખ્યાલ આવે છે.

General Washington stressed the necessity of firm union and a strong Central Government. 'The name American which belongs to you in your national capacity must exalt the just pride of patriotism more than any apellation derived from local discrimination'.

કેમ્બ્રિજના પ્રોફેસર બીનીઅનના શબ્દોમાં કહીએ તો, The differences of the European peoples have had no major political significance. The manner of settlement and the assimilative power of American civilisation reduced them from major to minor influences. Foreign elements are not grouped in such numbers as to capture the machinery of Government. Appeals to race feelings have been of local and temporary significance and not concerning great issues of national policy. The unifying influence of

political life varies with local circumstances but steadily prevails The American experiment has achieved an amazing success, the mutual assimilation of races continues, assimilation is not amalgamation, and we know too little about the fusion of races to visualise the America of future 'A nation', said Disraeli, is a work of art and a work of time The size of the country and the variety of its people make the process slow But the extent to which unification has taken place, and the firm faith and intention that it shall proceed, seem likely to make true the national motto *Pluribus unum*-one out of many

સાનફ્રાન્સીસ્કોના એરોડ્રોમ પર ઉતરતા જ અમેરીકન સંસ્કૃતિની વિશાળતા અને ભવ્યતાનો અનુભવ થયો અરોડ્રોમથી શહેરમા જતા રસ્તામા પણ તે પ્રજાની મહદ ભાવનાના અને ઊંચા ઊંચા મકાનો જોવાના મળ્યા રસ્તામા બંગલાઓ પણ બબ્બે માળના અને ઊંચા હતા શહેરમા ઓળખાણ નહિ હોવાથી પહેલા તો અતડુ લાગ્યુ પણ એકવાર નક્કી કરેલી હોટલમા દાખલ થયા પછી બધુ કાર્ય સરળ થઈ પડયુ હિંદી એલચી ખાતા તરફથી મારે જોવાના સમાજ સેવાના કેન્દ્રોને માટે ગોઠવણુ થઈ અને બીજા મિત્રોની મારફત બધી સગવડતા મળી ગઈ તેમા વિવેકાનંદ સોસાયટીવાળા સ્વામી સંપૂર્ણાનંદ તરફથી ઘણુ જાણુવાનુ મળ્યુ વેદાન્ત સોસાયટીની ઘણી શાખાઓ છે અને તેમા સાનફ્રાન્સીસ્કો અને ઑકલેંડ તેમ જ બરકલીમા સ્વામીજીના શિષ્યો અને મિત્રો તરફથી ખાસ સગવડ મળી હિંદુ ધર્મમા મૂર્તિ પૂજાની દૈનિક ચર્ચા સિવાય, પ્રાર્થના, ભાષણુ અને સત્સંગથી મનુષ્યના જીવનમા કેટલુ પરિવર્તન થઈ શકે છે વિદેશી પ્રજામા પણ હિંદુ ધર્મ

અને નીતિને માટે કેટલું માન અને શ્રદ્ધા ઉત્પન્ન થઈ શકે છે અને તેને માટે આપણા સ્વામીઓ અને સાધુઓ પણ પોતાના પહેરવેશમાં અને વર્તનમાં યોગ્ય ફેરફાર કરીને લગભગ ઇસાઈ પાદરીઓ જેવા હેટવાળા દેખાવા છતાં પણ હિંદુ સંસ્કૃતિની સારી સેવા કરી શકે એમ પુરવાર કર્યું છે. તે વિષે અમેરીકામાં ઘણું જોવાનુ મળ્યું છે. શીકાગોમાં સ્વામી વિવેકાનંદે હિંદુ ધર્મ અને હિંદુ તત્ત્વજ્ઞાન માટે જે કીર્તિ સંપાદન કરી તે આખા દેશમાં સારી રીતે જળવાઈ રહી છે. તેને માટે રામકૃષ્ણ મીશનને ઘણો ધન્યવાદ ઘટે છે. હિંદુ સિવાય પણ બીજા હિંદીઓ અને ખાસ કરીને શીખો સાનફ્રાન્સીસ્કોની ઉત્તરના પ્રદેશમાં અને દક્ષિણ લોસ એંજ-લોસના પ્રદેશોમાં સારી સંખ્યામાં વસે છે. લોસ એંજલોસ શહેરમાં પાંચ સાત પંજાબી કુટુંબોને મેં જોયા, તેઓ કરકસર અને કુનેહથી નાના મકાનો વસાવીને સારી સ્થિતિમાં રહે છે. તેમાંના ઘણા ખરા તો અમેરીકન બાઈઓને જ પરણેલા હતા અને હિંદમાં સ્વતંત્રતા મળ્યા પછી પાછા આવવાના તેમણે પ્રયત્નો કરેલા પરંતુ હિંદના કરતાં વધારે વ્યવસ્થિત ગૃહજીવન અને નગરરચના વગેરેના કારણોથી અમેરીકામાં રહેવાનુ તેમને પસંદ કરવું પડ્યું છે. હિંદી જીવન વિકાસની આ એક ગૂઢ સમસ્યા છે કે હિંદીઓ વિદેશમાં જઈને ત્યાંની વ્યવસ્થિત અને નિયમિત જીવનપદ્ધતિને પસંદ કરતા થઈ ગયા છે અને સ્વદેશમાં પાછા આવવાની ઈંતેજારી હોવા છતાં પણ વિદેશી ભૂમિમાં વિદેશી જીવનમાં રહેવાનું પસંદ કરે છે. તેવાં દૃષ્ટાંતો બર્મા, થાઈલેંડ કે જાપાન જેવા દેશોમાં જ નહિ પણ અમેરીકા યૂરોપ અને છેક બેરૂટ લેબનોનમાં પણ મને મળી આવ્યાં. તે જોઈને મને લાગ્યા વિના રહ્યું નહિ કે જ્યાં સુધી એઠું જુઠું, અસ્પૃશ્યતા, જ્ઞાતિભેદ અને એવી બીજી રૂઢિબદ્ધ ભાવનાઓ અને રિવાજો ત્યજી શકીએ નહિ

ત્યાં સુધી આપણે આંતરરાષ્ટ્રીય હરીફાઈમાં આપણા પોતાના દેશના વતનીઓને પણ સંતોષ આપી શકીએ તેમ નથી.

આટલું સાધારણ વર્ણન કર્યા પછી એમ લાગે છે કે અમેરીકા–યુનાઈટેડ સ્ટેટ્સના બધા શહેરોનું જીવન લગભગ એક જ પ્રકારનું ગણી શકાય. વ્યાપારી અને ઉદ્યોગી વસ્તીમાં જીવનનો પણ ફેરફાર જોવામાં આવે અને ત્રીસ લાખ ચોરસ માઈલ વાળા વિસ્તૃત દેશમાં 'બાર ગાઉએ બોલી બદલાય' એ ન્યાય પ્રમાણે બોલી અને રીતરિવાજ બદલાતાં જોવામાં આવે અને હવાપાણી તેમ જ નદીઓ અને પર્વતોની સ્થિતિને લીધે પણ જીવનનો ભેદ જોવામાં આવે. પરંતુ લગભગ બધા શહેરોની સમાજરચના અને કેળવણીની સંસ્થાઓ તો સરખાં જ લાગે. સ્ટેનફર્ડ, બર્કલી, શિકાગો, કોલંબિયા, સાનફ્રાન્સીસ્કોની વિદ્યાપીઠોની બાંધણી કે વિદ્યાર્થીની સંખ્યામાં અને રીતભાતમાં થોડો ઘણો ફેરફાર પડે પરંતુ બધે ઠેકાણે એક જ અમેરીકન સંસ્કૃતિના રૂપોમાં સામ્યતા જ દેખાય. તેથી આ બધા અમેરીકન શહેરોને માટે એક જ વર્ણન આપી શકાય કે તેમની વિશાળતા અને ઊંચાં ઊંચાં મકાનો, સુઘડ અને સુંદર રસ્તાઓ, સુંદર ઉપવનો અને ઉદ્યાનો, પુસ્તકાલયો અને સંગ્રહસ્થાનો, નાટ્યગૃહો અને સીનેમા, હોટલો અને નિવાસસ્થાનો, યંત્રવિદ્યાના ઉપકરણો, સ્ટેમ્પ કે મીઠાઈ વેચવાને માટે પણ યંત્રો; અને શહેર બહારના મોટાં કારખાનાઓ, અસંખ્ય મોટરો, ટ્રામ, બસ અને વ્યાવહારના સાધનો અને આખો દિવસ ચાલતું પ્રવૃતિ, ગતિ અને ધ્વનિમય વાતાવરણ સાર્વત્રિક હોય છે. તે છતાં આ ગતિમાં શહેરોમાં શાન્તિ અને નિરાંત મળે તેવાં સ્થળો ઘણાં હોય છે. સાધારણ કુટુંબો જીવનમાં શાંતિ મેળવવાના પ્રસંગો સાંજરે સાત વાગ્યાના જમણ પછીના સમયમાં મેળવી લે છે. ટેલીવીઝનની શોધથી દરેક કુટુંબમાં બાળકો મોડા સુવે છે અને તેના અવાજથી

શાંતિ ઓછી થાય છે એવી ફરિયાદ સંભળાય છે. દેશની બેતાલીસ ટકા જેટલી વસતી ખેતી ઉપર નિર્વાહ કરે છે. ખેતી પણ એટલા મોટા પાયા ઉપર એક જ માલિકના હજારો એકરોના ખેતરો ઉપર અનેક યંત્રો, ટ્રેકટરો અને એરોપ્લેનો રોજ વપરાતાં જોવામાં આવે. એકંદર અમેરીકન કૌટુંબિક જીવન સમૃદ્ધિ અને સંતોષનું વાતાવરણ ભોગવે છે, જોકે માંદગી ને ગુન્હાખોરી, સ્વાર્થી જીવનના દૃષ્ટાંતો પણ મળી આવે ખરાં. જીવન ધોરણ એટલું બધું ઊંચું હોય છે એટલે ખર્ચ એટલું બધું હોય છે કે કુટુંબના પોષણને માટે ઘણી વાર સ્ત્રી અને પુરુષ બંનેને પૈસા કમાવવાને માટે સખ્ત મહેનત કરવી પડે છે અને તેથી તેમને પોતાના કામ સિવાય બીજો વિચાર કરવાનો પણ સમય મળતો નથી. આ કારણથી સાધારણ રાજકારણમાં અમેરીકનો સ્વતંત્ર વિચારને બદલે પોતાના છાપાના અભિપ્રાય ઉપર આધાર રાખતા થઈ ગયા છે.

૧૯૫૩ના મધ્યસ્થ સરકારના બજેટના આંકડા અમેરીકન સંયુક્ત રાજ્યોની વિચાર પ્રણાલિકા દાખવે છે. ૭૬ બીલીઅન ડોલરની આવક પ્રજા પાસેથી લઈને પ્રજાના ખર્ચને માટે ૭૮ બીલીઅન ડોલરની ગોઠવણ કરવામાં આવી છે. એક બીલીઅન ડોલર એટલે પાંચ અબજ રૂપિયા. તેમાંથી ૫૧ બીલીઅન લશ્કર માટે, ૧૧ બીલીઅન આંતરરાષ્ટ્રીય કામો માટે, વ્યાજ માટે ૪ બીલીઅન, દેશના નૈસર્ગિક સાધનોના વિકાસને માટે ૩ બીલીઅન, આરોગ્ય, સમાજ વિકાસ અને સમાજ સમૃદ્ધિ માટે પોણાત્રણ, વ્યવહારના સાધનો માટે દોઢ, ખેતીવાડી માટે દોઢ, સરકારી કાર્યવાહી માટે દોઢ, શિક્ષણ અને દરખાંધણી માટે સવા, વેપાર અને મજૂર માટે એક બીલીઅન એટલું ખર્ચ કરવાનુ છે. કરવેરા એટલો ભારે છે કે સ્ત્રી પુરૂષ અને એક બાળકના કુટુંબ દીઠ ૫૩૮ ડોલર ઉઘરાવવાના છે. કુટુંબની સરેરાશ વાર્ષિક આવક લગભગ ત્રણ હજાર ડોલર

ગણાય છે તેમાં આટલો બધો કરવેરો, ખાવા પીવા રહેવાની સગવડો, રમતગમત, શિક્ષણ પ્રવાસ, અને માંદગી માટે ખર્ચ કર્યા પછી ભાગ્યે જ કોઈ સાધારણ કુટુંબ કાંઈ પણ બચાવી શકે. તેથી જ વૃદ્ધ, માંદા અને અશક્ત સ્ત્રી પુરૂષોની સંભાળ લેવી એ રાજ્યની ફરજ ગણાય છે. દેશમાંથી અજ્ઞાન, ગંદકી અને અનારોગ્ય દૂર કરવાને માટે સામાજિક અને વૈયક્તિક પ્રવૃતિ માટે રાજ્ય તરફથી ઘણું ખર્ચ થાય છે. બ્લુ ક્રોસ અને બ્લુ શીલ્ડ જેવી અનેક આરોગ્ય વીમા કંપની હોવા છતાં પણ દેશની ફક્ત પંદર ટકા જેટલી વસ્તીને માંદગીમાં જોઈતી મદદ મળે છે. તેના કરતાં ઈંગ્લંડની આરોગ્ય વીમા પદ્ધતિ વધારે ઉપયોગી ગણાય.

આ દેશમાં શિક્ષણ, પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો માટે અથાગ શ્રમ લેવાય છે, અને સારો ખર્ચ કરવામાં આવે છે. શિક્ષણ સંસ્થાના અધ્યાપકોના પગાર ઓછા હોવાની ફરિયાદ સંભળાય, પણ સંશોધન માટે, પુસ્તક પ્રસિદ્ધિ માટે, રહેવાની સગવડો અને આરોગ્ય માટે મળતી સહાયને લીધે તેમનું જીવન એકંદર સુખી ગણાય. વિદ્યાર્થીઓને નાપાસ કરવાને બદલે તેમને શીખવાડીને, તેમની પાસે દરેક અઠવાડિયે કામ કરાવીને, તેમને પાસ કરાવવામાં શિક્ષકો ઉમંગ અને રસ લે છે. આપણા હિંદી વિદ્યાર્થીઓ બુદ્ધિશાળી અને મહેનતુ હોય તો ત્યાં સારું કામ કરી જરૂર પડે તો પોતાનું ખર્ચ કમાઈ લેવાની શક્તિ પણ ધરાવે છે. પરંતુ ખાસ તીવ્ર બુદ્ધિ વિના અને તૈયારી વિના સાધારણ વિદ્યાર્થીઓને ઘણા ખર્ચે અમેરીકા સાધારણ ડીગ્રી માટે મોકલવા એ ઇષ્ટ નથી. તેનાથી તેમને આ દેશમાં જુદી પરિસ્થિતિમાં કામ લેવાની શક્તિ જલદીથી પ્રાપ્ત થતી નથી તેવા અનુભવો પણ મને મળ્યા છે. આપણા દેશમાં સારું શિક્ષણ લીધા પછી જ ફક્ત ઉચ્ચ શિક્ષણ માટે પ્રતિભાશાળી વિદ્યાર્થીઓને જ વિદેશ મોકલવા એ સામાન્ય

નિયમ ઘણો ઉપયોગી છે.

મેકસીકો અદ્‌ભુત પ્રદેશ છે. લગભગ સાત હજાર ફૂટ ઊંચાઈએ મેકસીકોનું પ્રાચીન શહેર આઝટેક સંસ્કૃતિના પ્રાચીન શહેરના ખંડેરો ઉપર બંધાયેલું છે. ત્યાં રોટરી કલબના સાત હજાર સભ્યોનું મોટું આંતરરાષ્ટ્રીય સંમેલન ભરાયું હતું તે પ્રસંગે શહેર તથા આગળ પાછળના પ્રદેશો જોવાનો રોટરીઅન તરીકે સારો પ્રસંગ મળ્યો હતો. પ્રદેશ આટલો ઊંચો હોવા છતાં ત્યાંનાં હવાપાણી, ઇકવેટર પાસે હોવાને લીધે વધુ કડક ન ગણાય. પ્રજા સમૃદ્ધ, હોંશીલી, રંગીલી અને વિલાસી છે. ત્યાંના સાર્વજનિક રમતગમતમાં બુલફાઈટ (એટલે ગોધો મરી જાય ત્યાં સુધી તેની સાથે માણસો ભાલાથી લઢે) ને બુલ રાઈડીંગ (ઘોડા ઉપર બેઠેલા પુરુષો દોડતા ગોધાને પાછળથી પૂછડીથી પકડીને પાડી નાખે તે) અને સ્પેનીશ નૃત્યો—એ મુખ્ય છે. આઝટેક માયા સંસ્કૃતિ અને હિંદુ સંસ્કૃતિની સામ્યતા વિશે એક જુદો નિબંધ લખવા વિચાર છે. રોટેરીઅન તરીકેનાં મારા સંસ્મરણો અન્ય ઠેકાણે પ્રગટ થશે.

મારો અમેરીકાનો પ્રવાસ અભ્યાસદૃષ્ટિએ ન્યુયોર્કમાં મળેલા આંતરરાષ્ટ્રીય મનુષ્ય વિદ્યાના સંમેલનને લીધે ઘણો જ અગત્યનો ગણાય. પૃથ્વી ઉપરના જુદાજુદા દેશોના વિદ્વાનોને નિમંત્રવામાં આવ્યા હતા. જાપાનના બે, થાઇલેંડનો એક, ઑસ્ટ્રેલિયાનો એક, ઑસ્ટ્રીઆથી બે, હિંદમાંથી બે (એક લખનૌવાળા ડૉ. મજમુદાર અને બીજો હું), ઈંગ્લંડમાંથી ચાર, ડેનમાર્ક સ્વીડન, વગેરે દેશોમાંથી એકેક એમ આંતરરાષ્ટ્રીય વિદ્વાનોને ભેગા કરવામાં આવ્યા હતા. તે ઉપરાંત અમેરીકાના ત્રીસેક વિદ્વાન સંશોધક મનુષ્યવેત્તાઓ હાજર હતા. પંદર દિવસ સુધી રોજ સવારના નવથી પાંચ સુધી આ વિદ્વાનો મળતા અને પહેલેથી છાપેલા ૪૦ નિબંધો ઉપર આડંબર

વિના સશોધનની દૃષ્ટિએ વિવેચન કરતા પચોતેર વર્ષના પ્રમુખ ડૉ ક્રોબર ગેર્જ બધી સભાઓમા હાજર રહેતા અને જ્યા વિવેચનમા બહુ તીવ્ર મતભેદ પડે ત્યા, રોજના પ્રમુખો જુદા હોવા છતા, પોતાના વિચારોથી સમાધાનનો પ્રયત્ન કરતા સભામા ચર્ચાયેલા વિષયો સકળ મનુષ્યવિદ્યાની બધી શાખાઓ ઉપર વિસ્તરેલા હતા મનુષ્યનો ઇતિહાસ હવે છ લાખ વર્ષ જેટલો પ્રાચીન ગણાય છે પ્રાગૈતિહાસિક કાળના નિર્ણય માટે નવી પદ્ધતિઓ વિશે સારુ વિવેચન થયુ હતુ તેમા હિમકાળ, ભુસ્તર બધારણનો સમય, રેડિયમ કાર્બન પદ્ધતિ, મુખ્ય હતી મનુષ્યજાતિના ખોપરીના અને બીજા અવશેષો ઉપરથી ઇતિહાસનો કાળ કેવી રીતે નિર્ણય થાય તે વિષય પણ રસમય રીતે ચર્ચવામા આવ્યો હતો ઉત્ક્રાન્તિવાદ અને મનુષ્યના ઇતિહાસનો વિષય પણ અગત્યનો હતો મનુષ્ય રોગવિદ્યા અને મનુષ્યના ઇતિહાસ અને વિકાસને અગે ચાલતા સશોધન અને તેના ભવિષ્યની સશોધન યોજનાઓના વિવેચનમા ડૉક્ટરો તેમજ બીન ડૉક્ટર મનુષ્ય વેત્તાઓએ સારો રસ જમાવ્યો હતો પ્રાચીન સમયમા પણ કેવા રોગો પ્રચલિત હતા તે અને ભવિષ્યની માનવ પ્રજાના પ્રગતિ અને વિકાસને માટે યોજનાઓ વિશે વિચારવત સશોધન ચાલી રહ્યુ છે, તે ખાસ જાણવાનુ મળ્યુ

ઐતિહાસિક ભાષાશાસ્ત્ર અને આદિવાસી પ્રજાઓની ભાષા વિશે સુદર ખ્યાલ મળ્યો ભાષાઓ, ભાષા અને સસ્કૃતિ, ક્ષેત્રસશોધન અને ભાષાશાસ્ત્ર, ભાષાના બધારણ, ભાષાશાસ્ત્ર અને ભાષાશિક્ષણ, સમાજ, સમાજનુ બધારણ, સસ્કૃતિ, વ્યક્તિ અને સમાજ, સસ્કાર મૂલ્યાકન, મૂલ્યાકનના સિદ્ધાતો, મનુષ્ય ભાવનાવિદ્યા, સમાજવિદ્યા અને માનવશાસ્ત્રના સબધો, મનુષ્યની રચના અને વિકાસ, રાજ્યકારણમા મનુષ્ય વિદ્યાનો ઉપયોગ, અને આવા બીજા વિષયો પણ ચર્ચવામા આવ્યા

હતા. તેમાં 'પછાત વર્ગોના સંબંધમાં મનુષ્ય વિદ્યાનો ઉપયોગ' વિષય આદિવાસીઓ અને હરિજનોના પ્રશ્ન સાથે ગાઢ સંબંધ ધરાવે છે. તેમાં ખાસ કરીને નીગ્રો જાતિ અને ત્યાંની આદિવાસી રેડ ઇંડિયનની જાતિના પ્રશ્નો વિશે ઘણી ચર્ચા થઈ હતી. અમેરીકાની નીગ્રો પ્રજા હવે આફ્રિકાની નીગ્રો પ્રજાથી જુદી પડી ગઈ છે. લગભગ બધા અમેરીકન નીગ્રો ઇસાઈ ધર્મ પાળે છે અને રહેવાની પદ્ધતિ અને જીવનનું ધોરણ લગભગ અમેરીકન જેવું થતું જાય છે. પરંતુ તેમની કમાણીનાં સાધનો બધાને માટે સરખા ન હોવાને લીધે હજુ તેઓ ઘણા પછાત છે અને ખાસ કરીને દક્ષિણનાં રાજ્યોમાં તેમને માટે હજુ પણ ટ્રામ, ટ્રેન અને હોટલોમાં ભેદ રાખવામાં આવે છે. રાજ્ય તરફથી સરખા હક આપવામાં આવ્યા છતાં તેમની સ્થિતિ હજુ સંતોષકારક ન ગણાય. પરંતુ તેમના કરતાં વધારે દયાજનક અને કલંકિત સ્થિતિ ત્યાંના આદિવાસી રેડ ઇંડિયનોની ગણાય. આ જાતિઓ દેશની મૂળ માલીક ગણાય અને ન્યૂયોર્ક શહેરની જમીન સન ૧૬૬૦માં ફક્ત ૪૬ પાઉન્ડમાં લઈને તેમને શહેરની દૂર કાઢવામાં આવ્યા હતા. તેમની ઘણી જાતિ અને ઉપજાતિઓ છે તેમાં ખાસ કરીને Novaho વગેરે જાતિઓનો અભ્યાસ મનુષ્ય વિદ્યાના વિદ્વાનોએ સારી રીતે કર્યો છે. રાજ્ય તરફથી પણ મિનિસ્ટ્રી ઓફ ઈંટીરીઅરમાં એક સ્પેશિયલ કમિશનરના હાથ નીચે ખાસ વિભાગ ખોલવામાં આવ્યો છે. તે ખાતા તરફથી એક નિબંધ તૈયાર કરવામાં આવ્યો હતો અને મનુષ્ય વિદ્યાના અભ્યાસકો આ વિષયમાં શું સહાય આપી શકે છે તેનું વર્ણન કરવામાં આવ્યુ હતું. આ વિષયમાં વૉશિંગ્ટનના રાજ્ય ખાતામાંથી મેળવેલી માહિતીના આધારે હું થોડું વિવેચન કરી શકયો. આ પ્રજાને તેમની સંસ્કૃતિના રક્ષણને બહાને જુદા સંસ્થાનોમાં રાખવામાં આવે છે, અને

તેમના શિક્ષણ, આરોગ્ય, અને બીજી જરૂરિયાતો માટે સ્વતંત્ર વ્યવસ્થા કરવામાં આવી છે. તે છતાં તેમની પ્રગતિ દેશને શરમાવે તેવી છે. નથી તેમનામાં જોઈતો શિક્ષણ કે આરોગ્યનો પ્રચાર; નથી તેમને માટે રોજગાર કે ધંધા; તેમના સંસ્થાનોથી કારખાના અને હુન્નરશાળાઓ દૂર હોવાથી તેમનો મુખ્ય ઉદ્યોગ ખેતી કે મજૂરી હોય છે. આનું કારણ એમ કહેવામાં આવ્યું કે મનુષ્ય વિદ્યા શાસ્ત્રીઓ સંશોધન કરી શકે છે પણ વહીવટનો અધિકાર તેમની પાસે નહોવાથી તેઓ તેમના ઉદ્ધારને માટે કાંઈ કરી શકે એમ નથી. ઇંડિયનો ફક્ત અમેરીકાના સંયુક્ત રાજ્યોમાં છે. એટલું જ નહિ પણ કેનેડામાં અને મેકસીકોમાં તેમ જ દક્ષિણ અમેરીકામાં બ્રાઝીલ, ચીલી, વગેરે રાજ્યોમાં સારી સંખ્યામાં છે. તેમને ઘણા પાછળ રાખવામાં આવ્યા છે અને તેમનો ઇતિહાસ અમેરીકન પ્રજાને માટે મોટા કલંકરૂપ છે. તે કલંક દૂર કરવાને માટે પ્રયત્નો થાય છે એ શુભ ચિહ્ન છે.

અમેરીકા છોડતાં પહેલાં તે દેશની આરોગ્યવર્ધક સંસ્થાઓના અભ્યાસ માટે ન્યૂયોર્કમાં ઘણું જોવાનું મળ્યું. વૉશિંગ્ટનમાં ફેડરલ સિક્યુરિટી એજન્સીનું વિશાળ ખાતું રાજ્ય તરફથી નિભાવવામાં આવે છે. પ્રેસિડન્ટ ફ્રેંકલીન રૂઝવેલ્ટના સમયથી દેશના આરોગ્યને માટે, અપંગો આંધળા અને વૃદ્ધોની સંભાળ માટે, બાળકો અને સ્ત્રીઓને માટે અને આખા કુટુંબો માટે, ઉત્તમ યોજનાઓ પ્રમાણે દેશભરમાં સારું કામ થાય છે. દરેક રાજ્યને પોતાની આવકમાંથી આરોગ્ય વિશે ખર્ચ કરવા ઉપરાંત મધ્યસ્થ સરકાર તરફથી પણ સારા પ્રમાણમાં મદદ મળે છે. વળી બ્લ્યુ ક્રોસ, બ્લ્યુ શીલ્ડ, ડૉક્ટરોની આરોગ્ય વીમાની સંસ્થાઓ, વૉશિંગ્ટન, ન્યૂયોર્ક અને સાનફ્રાન્સીસ્કોના શહેર માટેની વીમા કંપનીઓની યોજનાઓ મેં જોઈ હતી. તે વિશે એક સ્વતંત્ર લેખ તૈયાર

થશે. પરંતુ મુખ્ય નિર્ણયો નીચે પ્રમાણે જણાવી શકાય (૧) સમાજના આરોગ્યને માટે સમાજની વ્યક્તિઓએ જ શ્રમ ઉઠાવીને એ કાર્યમાં રસ લેવો જોઈએ (૨) રાજ્ય કે શહેર તરફથી તો સૂચના અને નિર્દેશ જ મળી શકે-જોકે આ કાર્યને પણ વિશાળ યોજનાની તૈયારી અને ધનની મદદ જોઈએ. વૉશિંગ્ટનની ફેડરલ સિક્યુરિટી એજન્સી તરફથી અનેક નિષ્ણાતોને રોકીને આખા દેશના ૨૭ રાજ્યોની આરોગ્ય સંસ્થાઓ અને હોસ્પિટલોના નિયામનમાં ખૂબ સાવધાનતા અને સહાયકવૃતિ રાખવામાં આવે છે. આરોગ્ય વિશે અને ખાસ કરીને માનસિક રોગોના સંબંધમાં સંશોધન સંસ્થાઓ માટે પણ અઢળક ધન ખર્ચવામાં આવે છે તેનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે ૧૯૫૩ના વર્ષમાં આરોગ્ય અને સમાજ વિકાસના કાર્યક્રમ માટે પાંચ અબજ રૂપિયા અને શાળાઓમાં ૭૦ લાખ બાળકોના ભોજન માટે એકતાળીસ કરોડ રૂપિયા ખર્ચવાનો અંદાજ છે.

ન્યૂયોર્ક છોડીને લંડન સુધી ઉડવાનું હતું. રસ્તામાં લાબ્રાડોર-ન્યૂફાઉન્ડલેન્ડના વિમાની મથક ગેન્ડર આયર્લેન્ડના શેનન પછી લંડન એરોડ્રોમ પર ઉતરવાનું હતું. ૧૯૩૫માં પહેલીવાર ડોવર જોયુ ત્યારે જેમ હિંદના શહેરો, સ્ટેશનો, ટ્રેનો અને બીજા વ્યવહારના સાધનોનું સામ્ય સ્પષ્ટ થયુ તેવી રીતે ઇંગ્લંડની પ્રજાની રીતભાત, શહેરના રસ્તાઓ અને મકાનોની બાંધણીની સામ્યતા તરત જ ધ્યાનમાં આવી ગઈ. મારા જૂના મિત્ર મણીભાઈ પટેલ અને ત્રિભુવનદાસ દવેએ ૧૭ વર્ષ પહેલાં હું મારા, પુત્ર અને પુત્રી સાથે રહેલો તે જ સ્થળે રહેવાની ગોઠવણ મારા માટે કરેલી તેને લીધે હિંદ વધારે યાદ આવ્યું. જૂનની પંદરમી તારીખે લંડનમાં તાપ પડવો પણ શરૂ થયો હતો. વચ્ચે વચ્ચે વાદળા થતાં અને વરસાદ પણ પડતો. બધી કોલેજોમાં અને યુનિવર્સિટીમાં રજા હોવાને

લીધે ઘણા ખરા અધ્યાપકો અને વિદ્વાનો લંડનની બહાર ગયેલા હતા. 'ગુજરાતના જ્ઞાતિકુલોનો ઇતિહાસ' એ પુસ્તકને માટે લંડનના પુસ્તકાલયો વાપરવાનો વિચાર મોળો થયો કારણકે ધારેલાં પુસ્તકો મળી શકયા નહિ. તેથી ફક્ત આરોગ્ય વિષયક સંસ્થાઓનો અભ્યાસ કરીને દસેક દિવસમાં ઈંગ્લંડ છોડવાનું નક્કી કર્યું.

પેકહામ કૌટુમ્બિક આરોગ્ય કેન્દ્રના સ્થાપકો ડૉ. વીલીઅમસન અને ડૉ. પીઅર્સનને તેમને ગામ ટનબ્રીજ વેલ્સ જઈ હું મળી આવ્યો. ઇંડિયા ઓફિસના ડૉકટર પસરીચાની મારફત બીજા સંપર્કો સાધીને અંગ્રેજી આરોગ્ય પદ્ધતિનો સારો અભ્યાસ થયો. આ આરોગ્ય સંરક્ષણ માટે એક જુદો લેખ કે પુસ્તિકા તૈયાર થવાનાં છે. તેથી આ સ્થળે તો એટલો જ ઉલ્લેખ કરવાની જરૂર છે કે અંગ્રેજ આરોગ્ય પદ્ધતિ અત્યારે પૃથ્વીના કોઈ પણ દેશ કરતાં વધારે વિચારપૂર્વક તૈયાર કરવામાં આવી છે અને ખર્ચ વધારે થાય છે તે દોષ દૂર રાખીએ તો આદર્શરૂપ ગણાવી જોઈએ. તેનાં મુખ્ય લક્ષણો આ છે. દરેક સ્ત્રી પુરુષ અને બાળક નિરોગી રહે તેવી યોજના કરવી અને રોગગ્રસ્ત થયા પછી રોગ દૂર કરવાના સાધનો અને ખર્ચ સરકારે આપવા. તેને માટે વધારાનો કર નાખવો, તેમાંથી ડૉકટરોને માણસ દીઠ અમુક રકમ આપવી. ડૉકટરોની સલાહ પ્રમાણે સાધારણ દવા, ચશ્મા, દાંત વગેરેનું ખર્ચ સરકાર આપે, હૉસ્પિટલમાં રહેવાની સગવડ અને સારવારનું ખર્ચ પણ રાજ્ય તરફથી અપાય. આ માટે ૪૦૦ મીલીઅન પાઉન્ડ સ્ટરલીંગ એટલે ૫.૩ અબજ રૂપિયા દર વર્ષે ખર્ચાય ત્યાં સુધીની મંજૂરી પાર્લામેંટ તરફથી મળેલી છે. તે રકમ ઉપર ખર્ચ વધી જવાથી ગયા વર્ષે દવાના પ્રિસ્ક્રીપશનનું ખર્ચ આપવાની સરકાર તરફથી બંધી થઈ છે. આ યોજના મુખ્યત્વે કરીને

પ્રજાની માંદગી શરૂ થયા પછી મદદ આપવા માટે છે. પરંતુ તેની ઘટના એવી બારીકાઈ અને સંભાળથી ગોઠવવામાં આવી છે કે માંદા પડયા પહેલાં પણ સફાઈ, ખોરાક સંબંધી જ્ઞાન, આરોગ્ય શિક્ષણ માટે શાળાઓમાં પ્રચાર, નિશાળે જતા બાળકોને માટે દૂધ અને ભોજનની વ્યવસ્થા, ગર્ભરક્ષણ અને સુવાવડને માટે બેહદ સંભાળ વગેરે સમાજકાર્યમાં ઘણી ચીવટ રાખવામાં આવે છે.

આ યોજનાનો મૌલિક સિદ્ધાંત એ છે કે જેવી રીતે પ્રજાના રક્ષણને માટે સૈન્ય નિભાવવાની રાજ્યની ફરજ છે તેવી જ રીતે પ્રજાના આરોગ્યના સંરક્ષણનો બધો પ્રતિબંધ કરવો એ રાજ્યનો ધર્મ છે.

મહાયુદ્ધ પછીના સંકટ અને સંતાપના વર્ષોમાં અંગ્રેજ પ્રજાના શરીરના બંધારણ અને વિકાસને માટે આવી યોજના થઈ ન હોત તો પ્રજાનું આરોગ્ય અને સ્વાસ્થ્ય સુધરત નહિ. હજુ પણ ઇંગ્લંડમાં ખોરાકની તંગી છે. એ ઉદ્યોગપ્રધાન દેશમાં અનાજ, માંસ, ઈંડાં અને માખણ હજુ વિદેશથી મંગાવવાં પડે છે. તેવી પરિસ્થિતિમાં ખોરાકના સંરક્ષણ માટે તેમ જ મનુષ્ય જીવનના સર્વદેશીય વિકાસને માટે શારીરિક સ્વાસ્થ્ય અને આરોગ્ય આવશ્યક છે એમ ધારીને અંગ્રેજ પ્રજાએ આ યોજના આદર્શમય બનાવી છે. પહેલાં ડૉક્ટરોને એમ લાગતું કે તેમની સ્વતંત્રતા ઉપર આક્રમણ કરવામાં આવે તો તેમનો સામનો કરવો આવશ્યક છે. પણ વધુ અનુભવથી હવે તેમનો વિરોધ શમી ગયો છે. તે છતાં પ્રજા તરફથી વધારે પ્રામાણિકતા દેખાડાય તો ખોટો ખર્ચ ઓછો થાય અને ખરી માંદગીના કેસોમાં વધારે સારી ગોઠવણ થઈ શકે. કુટુંબની ભાવનાને માટે રાજ્ય તરફથી એટલી ઝીણવટથી વ્યવસ્થા કરવામાં આવી છે કે બાળકવાળી

સ્ત્રી માંદી થાય અને ઘરકામ તેનાથી ન થઈ શકે તો સરકાર તરફથી એક મદદકાર બાઈ તેને ઘેર મોકલવામાં આવે છે અને તેને માટે સ્ત્રી પુરુષની ભેગી આવકના પ્રમાણમાં નાની રકમ કલાકના કામ પ્રમાણે વસૂલ કરવામાં આવે છે.... ખોરાકની તંગી હોવા છતાં એકંદર અંગ્રેજ પ્રજાનું આરોગ્ય સુધરતું જાય છે. જોકે હાલમાં અમેરીકન કે સ્વીસ પ્રજા જેટલું તેમનું શરીર સ્વાસ્થ્ય સારું ન ગણાય.

લંડનથી પેરીસ એરોપ્લેનમાં ભાગ્યે એક જ કલાક લાગે પણ પાસપોર્ટ, કસ્ટમ વગેરેની ધમાલમાં આ મુસાફરી માટે પાંચેક કલાક લાગ્યા. પેરીસ ૧૯૩૫માં જોયેલું હતું તેથી વધારે દિવસ રહેવાની જરૂર નહોતી, પણ યુનેસ્કો ઓફિસમાં શરીર સ્વાસ્થ્યની યોજનાઓ માટે અને મનુષ્યવિદ્યાના સંશોધન વિશે માહિતી મેળવવા માટે આઠેક દિવસ રહેવું પડયું. પેરીસ શહેર યુદ્ધમાં તોપ કે એરોપ્લેનના બોમ્બ પ્રહારથી બચી ગયું છે અને તેની વિલાસી જાહોજલાલી હજુ પણ અસંખ્ય મુસાફરોને આકર્ષે છે. સાધારણ મુસાફરો નાઈટ કલબના નાચો અને નગ્ન નૃત્યો વાળાં નાટ્ય ગૃહો જોઈને સંતોષ પામે છે અને સાધારણ રીતે ફ્રેંચ ભાષાના જ્ઞાન વિના ફ્રેંચ લોકોની ખરી સંસ્કૃતિ અને રાષ્ટ્રીય ભાવનાઓની સમજ પડે નહિ. સદ્ભાગ્યે મને મુંબઈના એક અધ્યાપક પેરીસમાં ડીગ્રી લેવા માટે આવેલા તેનો સંપર્ક થવાથી ફ્રેંચ જીવન વિશે થોડું જાણવા મળ્યુ. હજી ફ્રેંચ પ્રજા મહાયુદ્ધ પછીની આર્થિક મુશ્કેલીઓમાંથી બચી શકી નથી તે છતાં તેનાં વિદ્યાલયો, પુસ્તકાલયો અને સંગ્રહસ્થાનો જૂના મહેલો અને ભવ્ય પ્રાસાદો ઓછાં આકર્ષક નથી. જયૂલેટના સંગ્રહસ્થાનમાં ફ્રેંચ ઇંડોચીન પ્રદેશના ચંપા –કમ્બોડિયા– ખમેર જાતિની સંસ્કૃતિના અવશેષો સુંદર રીતે ગોઠવવામાં આવ્યા છે. તેમાં બૌદ્ધ ધર્મ કરતાં હિંદુ ધર્મ અને હિંદુ મંદિર–મૂર્તિના

અવશેષો વધારે સારા પ્રમાણમા છે આવુ સ ગ્રહસ્થાન હિંદભરમા પણ નથી

ફ્રાન્સની આર્થિક મુશ્કેલીઓ છતા ત્યા યુનિવર્સિટીમા ફી લેવાતી નથી અને લેવાય છે ત્યા ઓછા જ પ્રમાણમા શિષ્યવૃત્તિઓ અને હોસ્ટેલો માટે સારી સગવડ હોવાથી હિંદી વિદ્યાર્થીઓ અમેરીકા કરતા ઓછા ખર્ચે રહી શકે છે દક્ષિણ ફ્રાન્સના ગામડાઓમા જવાની યોજના થઈ શકી નહિ પણ વિશ્વલેખક મ ડળ પી ઈ એન સ સ્થાનુ પેરીસનુ પુસ્તકાલય અને સ સ્કાર કેન્દ્ર જોયા અતિખર્ચાળ પેરીસ શહેરમા સ સ્કાર વિનિમય અને નિવાસસ્થાન માટે આ કેન્દ્રનો દરેક સ સ્કાર યાત્રીએ લાભ લેવો જોઈએ

પેરીસના પુસ્તકાલયો અને સ ગ્રહસ્થાનો જોવા કરતા યુનેસ્કોની ઓફિસની વ્યવસ્થા તથા પુસ્તકાલય જોવામા અને ત્યાના હિંદી અમલદારો પાસેથી આપણા દેશના પ્રશ્નો વિશે ત્યા શુ કરી રહ્યા છે, તે જાણવામા વધારે રસ પડયો તેમા ખાસ કરીને મિ કીરપાલ શિક્ષણના વિષયમા અને ડૉ નૈડુ આરોગ્ય વિષયમા અને મનુષ્યવિદ્યાના પ્રશ્નોમા ખાસ ઉપયોગી થઈ પડયા મિ કીરપાલના આગ્રહથી જીનીવામા તે વખતે આતરરાષ્ટ્રીય શિક્ષણ પરિષદ ભરાતી હતી તેમા જવાનુ નક્કી કર્યું મુબાઈના માજી પ્રધાન શ્રી ખેર પણ પેરીસમા હતા તેમની સાથે હિંદમા સ્ત્રી શિક્ષણ સ બધી થોડી વાત કરીને જીનીવા તરફ પ્રયાણ કર્યું

જીનીવા આતરરાષ્ટ્રીય વિચાર વિનિમયનુ સ્થાન છે પેલેસ વિલસનના જૂના મકાનમા શિક્ષણ વિષયક સ સ્થાઓ ગોઠવાયેલી છે અને આ પરિષદના અ ગે ત્યા એક સારુ પ્રદર્શન તૈયાર કરવામા આવ્યુ હતું પરિષદમા બે વિષય ઉપર ચર્ચા ખાસ કરવાની હતી એક તો સ્ત્રીઓના શિક્ષણ વિશે અને બીજુ

શાળાઓમાં વિજ્ઞાનના શિક્ષણના વિશે. આ બંને વિશે મારે ખાસ ભાર દેવાનો હતો કે નિત્ય જીવનમાં ઉપયોગી શરીર વિજ્ઞાન, પોષણવિજ્ઞાન અને માનસિક આરોગ્ય વિજ્ઞાન એના ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. આ સંબંધી મારે ઘણા સભ્યો સાથે અંગત ચર્ચા થઈ અને તેને ઘણો ટેકો મળ્યો. આ વિષયમાં ચર્ચા કરતાં આપણા હિંદી પ્રતિનિધિ શ્રીમતી આશાદેવી આર્યનાયકમ્‌નો અભિપ્રાય મને જાણવાનો મળ્યો, તે એ છે કેઃ 'યૂરોપ કે અમેરીકાના દેશો પાસેથી આપણને આપણા દેશને ઉપયોગી કોઈ વસ્તુ મળી શકે તેમ નથી. આપણને જે ગાંધીજી શીખવાડી ગયા છે તેના કરતા વધારે કોઈ શીખવી શકે તેમ નથી.' પરંતુ ગાંધીજીની પાયાની કેળવણી હિંદમાં વ્યાપક રીતે રાજ્ય તરફથી સ્વીકારાઈ નથી તે જોતાં યૂનેસ્કોની 'ફંડામેંટલ' શિક્ષણની યોજનામાંથી આપણે ઘણું શીખવાનું છે. તેમાં પણ પાયાની કેળવણી હાથ કામથી અપાય છે અને શીખવવાનાં વિષયોમાં ખેતી સિવાયના શહેરના ઉદ્યોગો પણ દાખલ કરવામાં આવ્યા છે. પરિષદમાં સ્ત્રી કેળવણી માટે વધારે ભાર મૂકવામાં આવ્યો હતો, પણ તેમાં સ્ત્રી શિક્ષણ ચર્ચા કરતાં સ્ત્રીઓના હકો ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો હતો.

જીનીવામાં જગત આરોગ્ય સંસ્થાનો વિશાળ મહેલ Palais de Nationsના નામથી ઓળખાય છે. પાંચ માળના પાંચસો કરતાં વધારે ઓરડાવાળા મહેલમાં કામ કરવાને માટે, પુસ્તકાલયો માટે, સભાઓ માટે, જમવાને માટે, ટપાલ ટિકિટ અને બેંક માટે ઘણી સારી વ્યવસ્થા કરવામાં આવી છે. ત્યાંના પુસ્તકાલયમાં પંદરેક દિવસ કામ કર્યું તેટલામાં તો હું ત્યાંનો જ કોઈ નવો અમલદાર હોઉં તેવી રીતે બીજા અધિકારીઓ સાથે ઓળખાવા લાગ્યો. જગતભરના બધા દેશો વિશે માહિતી એકઠી કરવામાં આવી છે અને દરેક દેશના પ્રશ્નોના ઉકેલ માટે વિચારણા કરવાને માટે કમિટીઓ અને

અમલદારો નીમવામાં આવ્યા છે. જે આંતરિક આદર્શોથી ગુજરાત સંશોધન મંડળ કુટુંબ આરોગ્ય કેન્દ્ર નભાવી રહ્યું છે તે આદર્શોને માટે મને ત્યાં ઘણો સહકાર મળ્યો. તેમાં ડૉ. સ્વરૂપ-નામના હિંદી આંકડાશાસ્ત્રી સાથે થયેલા મેળાપથી મને ઘણું પ્રોત્સાહન મળ્યુ. આ ભાઈ કેટલાએક વર્ષોથી સંશોધન મંડળીની પ્રવૃત્તિમાં રસ લે છે અને રાષ્ટ્રીય માપન યોજના (National Biometric Plan) વિશેના મારા લેખની નકલ તેમણે મારી પાસેથી મંગાવીને ખાસ સંઘરી રાખી હતી. તે સંબંધી વધુ વિચાર કરતાં બીજા અધિકારીઓને મળીને આ વિષયમાં વધારે મસલતો કરવાના પ્રસંગ મળ્યા. છેવટે એ સંસ્થાના ડીરેક્ટર જનરલ ડૉ. ચિશોમ સાથે વાત કરતાં તેમણે પણ મદદ કરવાનુ વચન આપ્યુ. તેઓ હિંદમાં ઘણી વાર આવી ગયા છે અને હિંદની આરોગ્ય વિષયકમાં પરિસ્થિતિથી સારી રીતે વાકેફગાર છે. તેમણે કબૂલ કર્યું કે Unicefની સંસ્થા તરફથી બાળકો આરોગ્યના વિષયમાં ખાસ ભાર મૂકાય છે, તેવી જ રીતે સ્ત્રી સંસ્થાઓની ચળવળને લીધે તેમના પ્રશ્નોની પણ સારી રક્ષા થાય છે, પરંતુ કુટુંબને સમાજના એકમ તરીકે સ્વીકારી તેના અભ્યુદય માટે યોજનાઓ તૈયાર કરવાને માટે હજુ WHO રાહ જુએ છે. વળી એમણે કહ્યું કે મારી સંસ્થા તરફથી પત્રવ્યવહાર કરવામાં આવે તો હિંદી સરકાર મારફત પગલાં લેવાને માટે તે ખાસ પ્રયત્ન કરશે.

જીનીવા છોડીને બર્ન અને ઝુરીક એ બે સ્વીટઝરલેન્ડના શહેરોમાં થોડો સમય ગાળ્યો. અત્યાર સુધીની બધી મુસાફરીમાં એક શહેરમાં આઠ દસ દિવસ કરતાં વધારે રહેવાનો સમય મળતો નહોતો તેથી બર્ન શહેરમાં લગભગ મહિનો એક જ ઠેકાણે રહીને થાક ઉતારવાનો અને વાંચવા લખવાનો અને ગોલ્ફ રમવાનો પ્રસંગ મળ્યો. શહેરથી દૂર ગોલ્ફ કોર્સ

પાસે જ હોટલમાં રહેવાને લીધે સ્વીસ પ્રજાના ગ્રામ્યજીવનનો પણ મને અનુભવ મળ્યો અને રોજ સાંજે ગોરજ સમયે ચરીને ઘંટાના મધુરરવ સાથે પાછી આવતી ગાયો જોવાનાં અને અમારા પર્વત ઉપરથી રોજ સાંજે સૂર્યાસ્ત જોવાના પ્રસંગો મળ્યા. સ્વીસ પ્રદેશ ગિરિશૃંગો અને મનોહર સરોવરોથી આચ્છાદિત સુંદર ભૂમિ છે અને સુઘડ અને સ્વચ્છ હોટેલોની પદ્ધતિથી મુસાફરોને આકર્ષે છે, વળી દેશની આબોહવા આરોગ્યને વધારે છે; માંદાને માટે પ્રવીણ અને પ્રામાણિક ડૉકટરો અને સેનેટોરીઅમો પણ દેશીવિદેશી રોગીઓને આશ્રય આપે છે. લગભગ મુંબઈ શહેર જેટલી ચાલીસ લાખ માણસોની કુલ સ્વીસ વસ્તી ૧૫૦૦૦ ચોરસ માઈલના વિસ્તારમાં અમદાવાદ કે પૂના જિલ્લાના વિસ્તારમાં રહે છે. દેશમાં પર્વતો અને સરોવરોને લીધે ખેતીના પાક માટે જોઈતી જમીન નથી તેથી ચાલીસ ટકા જેટલું અનાજ બહારથી લાવવું પડે છે; દેશમાં નથી કોલસો કે નથી કાચું લોખંડ. દેશમાં ચાર મુખ્ય ભાષાઓ બોલાય છે તેથી નથી ભાષા કે સંસ્કારની એકતા; નથી વહાણો કે નથી નૌકાદલ, નથી રાજકીય સંસ્થાનો કે જ્યાંથી ગુલામો કે ખંડણી કોઈ વખતે પણ મળી હોય. આ વિલક્ષણ પરિસ્થિતિમાંથી સ્વીસ પ્રજાએ રાજકીય એકતા અને ઔદ્યોગિક કાર્યદક્ષતા સંપાદન કરી છે. સ્વીસ દેશમાં મોંઘવારી ઘણી છે. નિત્ય જીવન માટે ખર્ચ વધારે છે. અઠવાડિયાના પચાસ કલાક કામ કરનાર અશિક્ષિત માણસને કલાકના ૨ા અને સૂતાર રંગારી, કડિયાને ૩ા થી ૫ ફ્રાંક મળે છે: એટલે મહિને પાંચસો ફ્રાંક (૧ ફ્રાંક એટલે રૂ. ૧-૧-૦) કમાયા વિના જીવનનિર્વાહ અને ટેક્સ આપવાનું અશક્ય થઈ પડે છે. તે છતાં માણસ પોતાની ઉત્પાદન શક્તિ અને કાર્યદક્ષતા ઉપર એટલું ધ્યાન આપે છે કે છેલ્લાં પંદર વર્ષમાં કારખાનાવાળા અને મજૂરોની વચ્ચે હડતાલ પડવાનો

પ્રસંગ ઉત્પન્ન થયો નથી

સ્વીસ પ્રજાને માટે લોર્ડ બ્રાયસના શબ્દો વાસ્તવિક છે

The most interesting lesson Switzerland teaches is how traditions and institutions taken together may develope an average man to in extent never reached before the qualities that make a good citizen—shrewdness, moderation common sense, and a sense of duty to the community It is because this has come to pass in Switzerland that the democracy, there, is more truly democratic than in any country

ભાષાવાદીઓ સ્વીસ પ્રજામા વપરાતી ચાર ભાષાના પ્રયોગથી વિસ્મિત થાય છે જર્મન, ફ્રેંચ અને ઇટાલિયન એ ત્રણ મુખ્ય ભાષાઓ ઉપરાત રોમાનીઝ (ભાષકોની સખ્યા ફક્ત દસ ટકા હોવા છતા) ને કબૂલ રાખવામા દેશના નેતાઓની દીર્ઘદૃષ્ટિ છે ભાષાને, વેશભૂષા કે આહાર કરતા વધારે અગત્યનુ સ્થાન વ્યાવહારમા હોવું ન જોઈએ એ સિદ્ધાત સ્વીકારીને પ્રજાએ પોતાની વ્યાવહારકુશળતા બતાવી છે આ ચારમાથી બે ભાષાઓ તો દરેક સ્વીસ જાણે છે અને તે ઉપરાત અંગ્રેજી જાણવાને તત્પર રહે છે હિંદમા ભાષાવાદીઓ એક ભાષાવાદ ને બદલે સ્વીસ પ્રજાનો અનેક ભાષાવાદ સ્વીકારે તો હિંદી પ્રજાનુ સગઠન સત્વર થઈ શકે છેક ૧૮૦૨ની સાલમા નેપોલીઅન બોનાપાર્ટે સ્વીસ પ્રજા સમક્ષ કહેલા શબ્દો આપણે હાલમા હિંદમા યાદ રાખવા જેવા છે Nature has made your State Federal To try to overcome nature is not the part of wisdom

દેશાભિમાન એ સ્વીસ પ્રજાનુ ખાસ લક્ષણ છે દેશને માટે અનેક પ્રકારના બલિદાન આપવાને તે પ્રજા તત્પર છે દરેક પુરુષ ૧૮ વર્ષથી ૬૦ વર્ષ સુધી લશ્કરનો સિપાઈ રહે

છે અને તેને માટે તેની શક્તિ, વય અને સામર્થ્યને યોગ્ય કામ સોંપવામાં આવે છે. છ મહિના સુધી સામાન્ય પાયાની કેળવણી આપવામાં આવે છે. ત્યાર પછી દર વર્ષે કવાયત અને અનુભવ માટે બોલાવવામાં આવે છે. આ કવાયત પછી થતી પરેડ અને દરેક સિપાઈને મળતા ઇનામના મેળાવડાના પ્રસંગે યોદ્ધાઓના માતાપિતા સ્ત્રી અને બાળકો હાજર રહીને ઉત્તેજન આપે છે. તે ઉપરાંત દર શનિવારની કવાયત માટે પુરજનો ઉમંગથી બંદૂક લઈને જવામાં તત્પર રહે છે. જેવી રીતે પુરુષોને લશ્કર કામ માટે અને બીજા ધંધા અને ઉદ્યોગોને માટે શિક્ષણ આપવામાં આવે છે તેવી રીતે સ્ત્રીઓને પોતાના યોગ્ય ધંધા ઉપરાંત ઘર કામને માટે ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. આવી ફરજિયાત શાળા મેં ઝુરીકમાં જોઈ. ત્યાંની બધી બાલિકાઓને ઘર કામને માટે ઉચ્ચ પ્રકારનું શિક્ષણ ફરજિયાત હોય છે, અને ૧૬થી ૨૦ વર્ષ સુધીની વયમાં આ શિક્ષણમાં છ મહિના લાગલાગટ અથવા છૂટાછૂટા બસો કલાક અનુભવ લેવાનું આવશ્યક ગણાય છે. આ આવશ્યક વર્ગોમાં નીચેના વિષયો ઉત્સાહથી શીખતી યુવતીઓને જોઈને મને આશ્ચર્ય લાગ્યુ કારણકે આપણી છોકરીઓને તો તે વિષયમાં કાંઈ શીખવાની જરૂર સમાજને દેખાતી નથી–રાંધણકળા, પીરસણ કળા, ઘરશણગાર કળા, સીવણ અને ગૂંથણ ઉપરાંત થીંગડકળા, ડાઘા કાઢવાની કળા, ખોરાકનુ રસાયન, રાસાયનિક સાધનોથી સાફસૂફ કરવાની કળા, સંડાસ અને ઘરનું રાચરચીલુ સાફ કરવાની અને રિપેર કરવાની કળા, ગાલીચા, પથારીઓ, કબાટો સાફ રાખવાની કળા, કપડાં ધોવાની અને અસ્રી કરવાની કળા, બાગમાં શાક, ફળ, ફૂલ અને વૃક્ષ રોપવાની કળા, ઘરમાં ફૂલનો શણગાર કરવાની કળા જાપાની કરતાં સ્વીસ લોકોને વધારે સારી રીતે શીખવવામાં આવે છે. સ્વીસ સ્ત્રીઓની શિક્ષકો તરીકે,

ગૃહિણી અને માતા તરીકે અને બીજા ધંધામાં કાર્યદક્ષતા એટલી બધી હોય છે કે તેની અસર આખી પ્રજા ઉપર સીધી રીતે પડે છે. રાજકીય જીવનમાં તે સ્ત્રીઓ આગળ ન આવે તો પણ તેમના અભિપ્રાયની અસર પ્રજાજીવનના દરેકે દરેક અંશમાં પ્રબલ રીતે પડે છે. મેં એક મ્યુનિસિપલ અધિકારીને કહ્યું કે તમારું શહેર ઘણું સ્વચ્છ અને સુંદર છે. તેણે ઉત્તર આપ્યો કે અમારી સ્ત્રીઓ અમારા ઘર એટલા સ્વચ્છ અને સુઘડ રાખે છે કે અમારે અમારા શહેર અને જાહેર સંસ્થાઓને પણ અમારે તેનાં કરતાં વધારે સારા રાખવા પડે છે. આ વ્યવસ્થાને લીધે આ સ્વીસ દેશમાં નાનાં ગામડાંઓમાં પણ સ્વચ્છતા સર્વવ્યાપી હોય છે, અને બાળકો, સ્ત્રીઓ કે પુરુષોના કપડાં સ્વચ્છ, ઈસ્ત્રી કરેલાં અને ફાટેલાં હોય તો સુંદર રીતે રફુ કરેલા અથવા બેમાલૂમ રીતે થીંગડા દીધેલાં હોય છે. ગરીબાઈને ઢાંકીને પણ સ્વચ્છતા, સુઘડતા અને જીવનમાં અને વર્તનમાં સંતોષ અને આનંદ ઠેરઠેર એ પ્રજામાં જોવા મળે છે. સખ્ત મહેનતથી સારી કમાણી કરનાર પ્રજાને પ્રસન્નતા અને પ્રામાણિકતા પ્રાપ્ત થાય છે. સ્વીસ જીવનની કર્તવ્યપરાયણતા, કાર્યદક્ષતા, હુન્નર કુશળતા, સંશોધન પ્રવૃત્તિ, સંતોષવૃત્તિમાંથી આપણા દેશને ઘણું શીખવાનું મળે એમ છે.

સ્વીટ્ઝરલેંડ પછી ઓસ્ટ્રિયાનો અને વિયેનાનો અનુભવ મળ્યો. વિયેનાની આંતરરાષ્ટ્રીય મનુષ્ય વિદ્યા અને માનવજાતિ-વિજ્ઞાનની પરિષદમાં દસેક દિવસ ખૂબ કામમાં ગયા. 'આંતરરાષ્ટ્રીય મનુષ્યમાપનનાં ધોરણો' વિશે અને "હિંદમાં સ્થપાતી સાંસ્કૃતિક એકતા' વિશે એમ બે નિબંધો મેં વાચ્યા હતા. તેની ઉપર ચર્ચા પણ સારી થઈ હતી. આ બધી પ્રવૃત્તિનો અહેવાલ મુંબઈની એન્થ્રોપોલોજીકલ સોસાયટીના જર્નલમાં મેં પ્રસિદ્ધ કર્યો છે. પણ આ પ્રસંગે એક જ

નોંધ ખસ છે. કોંગ્રેસના ઉદ્દઘાટન સમારંભમાં ફક્ત કોંગ્રેસના પ્રમુખ અને કમિટીના સભ્યો પ્લેટફોર્મ ઉપર બીરાજ્યા હતા. ઓસ્ટ્રિયન લોકરાજ્યના ખીત્તેર વર્ષના વયોવૃદ્ધ રાષ્ટ્રપતિ નીચે બેઠેલા હતા. જ્યારે એમને ઉદઘાટન પ્રવચન કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે જ તે ઉપર જઈને બેઠા અને પોતાનું પ્રવચન પૂરુ થયા પછી પાછા નીચે આવ્યા. તેવી જ રીતે શિક્ષણ ખાતાના પ્રધાન પોતાનુ પ્રવચન કરતી વખતે ઉપર પ્લેટફોર્મ પર ચઢીને પાછા નીચે આવ્યા. આવી નમ્રતા અને શિસ્ત આપણા દેશમાં કયારે જોવામાં આવશે?

ઓસ્ટ્રિયાના પર્વતોમાં પાંચસો માઇલની મોટરની મુસાફરી પછી લાગ્યું કે તે દેશની પ્રજા હજુ છેલ્લા મહાયુદ્ધની વિકટ પરિસ્થિતિમાંથી બહાર નીકળી શકી નથી. પ્રજાની સાંસ્કૃતિક પ્રવૃત્તિ, કોલેજો, વ્યાખ્યાનો, સંગ્રહસ્થાનો અને સંશોધન પ્રવૃત્તિમા વિદ્વાનો રસ લે છે અને તે પણ સારી જાગૃતિ સાથે, પરંતુ આર્થિક સ્થિતિ સારી નહિ હોવાને લીધે અને દેશનો મોટો ભાગ રશિયનોના હાથમા હોવાને લીધે વેપાર ઉદ્યોગમા ઉન્નતિ બદલે ઉદ્વેગનુ વાતાવરણ સ્પષ્ટ દેખાય છે પ્રજાના મુખ ઉપર પોષણવિહિનતા ઉપરાંત ચિંતાની છાયા જોવામા આવે છે. ઓસ્ટ્રિયન પ્રજા ભલી છે અને હિંદીઓ તરફ સારી માયા ધરાવે છે. ચારસો વર્ષ સુધી યુરોપનુ સંસ્કૃતિ કેન્દ્ર રહ્યા પછી ઓસ્ટ્રિયન સામ્રાજ્યની ભવ્યતા અને વિશાળતા સાચવતા આ નવી લોકસત્તાને ઘણી મૂશ્કેલી નડે છે યુદ્ધમા નાશ પામેલા પ્રાચીન મહેલો, સંગ્રહસ્થાનો અને નાટકશાળાની પુનર્ઘટનામા પ્રજાની કલા ભાવના, સ્થાપત્ય અને શિલ્પકલાને મળતુ ઉત્તેજન એ સ્તુત્ય છે ઓસ્ટ્રિયન પ્રજાની ઈજનેરી કલા હજુ પણ નવા નવા ઉદ્યોગોમા વ્યક્ત થાય છે અને તેથી તે પ્રજાનુ ભવિષ્ય ઉજ્જવળ છે વિયેનાના મહેલમા મહારાણી મેરાયા થેરેસાએ

૧૭૭૯માં સંગ્રહેલાં હિંદના ચિત્રો ખાસ નોંધવા લાયક છે. લગભગ સો ચિત્રોનો આ સંગ્રહ રાજપુત અને મોગલ પદ્ધતિના ઉત્તમ નમૂના છે અને હિંદી કલાના ઇતિહાસમાં આ ચિત્રોનો કાળ નક્કી કરવામાં માર્ગસ્તંભ રૂપ થઈ પડયા છે.

વિયેનાથી થોડા દિવસ જર્મનીમાં ફ્રેન્કફર્ટમાં જવાનો પ્રસંગ મળ્યો. જર્મનીનો વિનાશ અમેરીકન બોમ્બોને લીધે થયેલો ઠેરઠેર જોવામાં આવે છે. દેવળો, મંદિરો, નાટકશાળાઓ, રાજ્ય કાર્યાલયોના પુનર્ઘટનમાં ધીમેધીમે પ્રગતિ થઈ રહી છે, પરંતુ આ સ્થુલ પુનર્ઘટન કરતાં માનવ કુટુંબોના પુનર્વસનના પ્રશ્નો ઉપર ખાસ ધ્યાન રાખવામાં આવે છે. ત્યાંના નિર્વાસીતોએ તૈયાર કરેલું એક પ્રદર્શન જોવાનો મને લાભ મળ્યો હતો. તેમાં જર્મન પ્રજાની કાર્યદક્ષતા અને કાર્યસિદ્ધિ શક્તિ માટે આપણને માન ઉપજ્યા વિના રહેતું નથી. રેડિયોના છૂટા ભાગોમાંથી એકાદ રેડિયો બનાવતા કુટુંબો પોતાની હુન્નર કળાને લીધે હવે મોટા કારખાનાના કાર્યવાહકો બન્યા છે. તેમને રાજ્ય તરફથી નાણું ધીરવામાં આવે છે અને સાધનોની ખરીદીમાં બીજી મદદ કરવામાં આવે છે. અમેરીકાએ પણ આ દેશની સમૃદ્ધિ સ્થાપવા માટે કરોડો રૂપિયાની મદદ કરી છે પણ જર્મનો અભિમાનથી એમ કહે છે કે અમેરીકાએ અમને ૭ બીલીઅન માર્ક જેટલી મદદ આપી છે પણ હમે ૪૭ બીલીઅન માર્ક અમારા અંગત કમાણીમાંથી ખર્ચ્યા છે. દેશના ઉદ્યોગો અને વેપારોને ઉત્તેજન આપવાને માટે પ્રજાએ અથાગ પ્રયત્નો કર્યા છે. રાજ્ય અને પ્રજાના સહકારને લીધે પ્રગતિના નિશાનો દેખાય છે. સંશોધનને માટે આ પ્રજાને એટલો પ્રેમ છે કે ત્યાંના ઉદ્યોગપતિઓની મદદથી હિંદથી જર્મની સો વિદ્યાર્થીઓને મોકલવાને માટે શિષ્યવૃત્તિઓ આ વર્ષે આપવાની છે. તે છતાં જર્મન પ્રજાને રંગની સુગ છે. અને ભવિષ્યની

રાષ્ટ્રરચનામા વિશ્વવ્યાપી એકતા એ તેનુ ધ્યેય નથી, પણ કેવળ યુરોપીય રાજ્યો એક થાય અને જર્મનીને પોતાના જૂના સસ્થાનો પાછા મળે તો જ તેને સતોષ થાય ઘણા જ પ્રાચીન સમયથી જર્મન પ્રજાની આક્રમણનીતિ પ્રસિદ્ધ છે અને હજુ પણ ભવિષ્યમા એ આક્રમણનીતિથી જ જગતની શાતિનો ફરીથી ભંગ થાય તો નવાઈ નહિ

ફ્રેન્કફર્ટથી ઇસ્તબુલ એક રાતનો રસ્તો હવાઈ માર્ગે હતો સવારના ચાર વાગ્યે જ્યારે એરોપ્લેનમાથી ઊતરીને શહેરની હોટલમા અમને ઊતારવામા આવ્યા ત્યારે શહેરની નાની પથ્થર જડેલી ગલીઓ અને વાસ મારતા રસ્તાના અનુભવથી પહેલા તો ત્રાસ લાગ્યો પરતુ જૂના ઇસ્તબુલમા જૂના મહેલો, મસ્જીદો, મદિરો, કિલ્લાઓ અને ખજાનો જોતા ટર્કીશ પ્રજાની પ્રાચીન જાહોજલાલીનો ખ્યાલ આવ્યો ટર્કીએ લગભગ પાચસો વર્ષ સુધી યુરોપમા રાજ્ય કરેલુ અને છેક સ્પેન સુધી મુસ્લીમ ધર્મ પ્રસારેલો તે પહેલા એટલે મુસ્લીમ ધર્મના જન્મ પહેલા ખ્રિસ્તી સસ્કૃતિને પણ ત્યાની કલાવાન પ્રજાએ સારી રીતે વિકસાવેલી લગભગ ત્રીજા સૈકામા બાધેલુ સેટ સોફીઆનુ દેવળ તે સમયની અદભૂત ચિત્રકલા અને સ્થાપત્યનો નમૂનો છે અને જગતની સાત સૌથી અદભૂત વસ્તુઓમા તાજમહાલની સાથે ગણાય છે પરતુ તે સુદર ચિત્રો ઉપર ચૂનો લગાડીને અને બીજા ફેરફાર કરીને મુસ્લીમ સમયમા એ દેવળને મસ્જીદમા ફેરવી નાખવામા આવ્યુ હતુ છેલ્લા થોડા વર્ષોમા સશોધકોના આગ્રહથી જૂના ચિત્રો અને જૂનુ શિલ્પકામ ફરીથી સજીવન કરવામા આવ્યુ છે અને હાલમા નથી મસ્જીદ કે દેવળ તરીકે વપરાતુ પણ એક પ્રાચીન ઇમારત તરીકે સસ્કાર, સરક્ષણ અને સશોધનનો લાભ ઉઠાવે છે

ઇસ્તંબુલ શહેર ટર્કીના યુરોપના વિભાગમા છે અને ટર્કીનો મોટો ભાગ હવે એશિયામા છે પ્રાચીન સંસ્કૃતિ અને પ્રાચીન રૂઢિઓને વશ થયેલી અને સુલતાનોના સમયથી એશઆરામ અને મોજમાં લપટાયેલી પ્રજાને સુધારવામા કમાલપાશાને ઘણી મહેનત પડેલી તે ઇતિહાસ અને તેનુ જીવનચિત્ર તુર્કીમા મુસાફરી કરનારના મનમા જીવંત રૂપમા ખડા થાય છે જૂનવાણી પ્રજાને બચાવવા માટે પહેલા તો જૂના શહેરથી થોડે દૂર નવું શહેર વસાવ્યુ પણ તેનાથી સંતોષ ન મળતા આખી રાજ્યધાની તે અંકારા નામના પ્રાચીન કિલ્લાની પાસે નવું શહેર વસાવીને ત્યા લઈ ગયો નવું તુર્કી બીજા બધા ઇસ્લામી પ્રદેશો કરતા જુદા જ પ્રકારનો દેશ છે સુલતાનો અને પાશાઓને પદભ્રષ્ટ કરવામા આવ્યા અને લોકરાજ્યના પહેલા પ્રમુખ કમાલને આતાતુર્ક (તુર્કશ્રેષ્ઠ) કહેવામા આવે છે અને તેને પાશા કહેવામા તુર્કી લોકો અપમાન ગણે છે ગાધીજી હિંદના રાષ્ટ્રપિતા છે હિંદ મોટો દેશ છે અને તેની સાથે સારી દોસ્તી છે તે સાધારણ તુર્ક ટેક્સીવાળો પણ જાણે છે કમાલ આતાતુર્કે ફેઝ ટોપીનો બહિષ્કાર કરીને આખા દેશના સ્રી પુરુષોને યુરોપીય કપડા અપનાવ્યા, અને જાહેર કર્યું કે ટર્કી એક યુરોપીય પ્રજા છે અને યુરોપીય પ્રજાના બધા હકો તેમના છે તેટલુ જ નહિ પણ નિત્ય જીવનમા, વ્યાપાર જીવનમા, ખાવાપીવામા, યુરોપીય પદ્ધતિ સ્વીકારવાની પ્રથા શરૂ કરી વર્ષોના વિરોધ પછી તે પદ્ધતિ લોકપ્રિય થઈ પડી છે અને દૂર દૂરના ગામડાઓમા પણ અર્વાચીન પદ્ધતિના લાકડાના બારીબારણાને બદલે કાચના બારીબારણા મૂકાતા જોવામા આવે છે અને સ્રીઓ પણ બુરખો કાઢીને લાબો કોટ, બૂટ, મોજા અને માથા ઉપર કાળો રૂમાલ બાધતા ગામડાઓમા પણ જોવામા આવે છે શહેરોમા તો યુરોપીય ફ્રૉક સ્રીઓ સાધારણ રીતે

પહેરે છે અને પુરુષો યુરોપીય સૂટ અને ચપટી હેટ પહેરે છે. મસ્જીદોમાં મૌલવીઓ આવા સૂટ અને ચપટી ગોઆનીઝ હેટ પહેરીને હાથમાં માળા રાખીને ડોક ધુણાવતાં ધુણાવતાં કુરાન પઢતાં દેખાય છે. તે ઉપરાંત લશ્કર, નૌકાદળ અને હવાઈદળમાં અને ઉદ્યોગ હુન્નરમાં, વૈજ્ઞાનિક શિક્ષણમાં, સંશોધનમાં યુરોપીય પ્રજા સાથે ટક્કર ઝીલી શકે તેવા વિદ્વાનો તૈયાર કરવામાં આવે છે. આ અર્વાચીનતા ઈસ્લામ ધર્મના પાશમાંથી છૂટયા વિના આવત નહિ. હજુ પણ ટર્કી પોતાને યુરોપીય પ્રજા ગણવાનો આગ્રહ કરે છે અને આરબ મુસ્લીમ લીગ સાથે જોડાવા તૈયાર નથી. અરબસ્તાન, ઈજીપ્ત, પાકીસ્તાન જેવા મુસ્લીમ રાજ્યોની સરખામણીમાં તુર્ક પ્રજાનું દ્રષ્ટિબિંદુ વધારે આંતરરાષ્ટ્રીય ગણાય.

ટર્કીના એશિયા માઈનોરવાળા ભાગમાં ઈઝમીર શહેર મારમોરાના સમુદ્રતટે આવેલું છે. તે અર્વાચીન ઉદ્યોગ અને વ્યાપારનું મથક છે. ત્યાં દર વર્ષે કલા પ્રદર્શન થાય છે અને તેમાં હિંદી વિભાગ ખાસ આકર્ષક હતો. ઈઝમીરથી એફીસીસનું પ્રાચીન ખંડિયેર શહેર જોવા પંચોતેર માઈલ હું ગયેલો. રસ્તા અને મોટરો સારા હોવાથી કાંઈ હરકત પડી નહોતી. પ્રાચીન રોમન સંસ્કૃતિના અવશેષોમાં ડાયના (સરસ્વતી)ની મૂર્તિ શિલ્પકલાનો આદર્શ નમૂનો ગણાય છે અને એક વખતે જગતની સાત અદ્‌ભુત વસ્તુઓમાંથી એક ગણાતી. અત્યારે તો પડી જવાથી સંગ્રહસ્થાનમાં રાખવામાં આવી છે. બીજા અને ત્રીજા સૈકાની રોમન સંસ્કૃતિના અવશેષો ત્રણ ચોરસ માઈલ જેટલા વિસ્તારમાં પ્રસરેલા છે. મોટું ત્રણ માળવાળું પુસ્તકાલય; વીસેક હજાર માણસો બેસી શકે તેવા બે સ્ટેડિયમ, હજાર થાંભલાવાળી દુકાનો અને ગોડાઉનના અવશેષો, મજબૂત પથ્થરના, પચાસ માણસો વાપરી શકે તેટલા વિશાળ સાર્વજનિક સંડાસગૃહો, ગરમ પાણીથી નાહવાના હોજો

અને સ્નાન કર્યા પછી વાપરવાના શણગાર ગૃહો અને અલકારો મૂકવા માટે મેક કસ્ટડી ઓરડાઓ વગેરે રોમન સંસ્કૃતિની જાહોજલાલી અને વિશાળતાનું ભાન કરાવે છે. ઈફેસસ શહેર ઈસુ ખ્રિસ્તના સમયના ઇતિહાસના પણ સંસ્મરણો કરાવે છે. સેંટ જોન અને સેંટ પીટર (કેદમાં) અહીં રહ્યા હતા અને ઈસુના મૃત્યુ પછી તેની માતા મેરી અહીં આવેલી અને તેનું મદિર પણ અહીં બતાવવામા આવે છે

ઈઝમીરથી પાછા પ્લેનમાં ઇસ્તબૂલ થઈને લેબનાન પ્રદેશની રાજ્યધાની બેરૂટમાં ત્રણ દિવસ રહેવાનો પ્રસંગ મળ્યો બેરૂટ શહેર પૂર્વમાં આવેલા બેંગકોક શહેરના જેવું મોટું આતરરાષ્ટ્રીય બંદર ગણાય છે. શહેરની વસ્તી ચાર લાખ કરતાં ઓછી છે પણ લગભગ પચાસ હજાર મોટરકારો ફરતી જણાય છે. દેશ ફળદ્રુપ છે બાઈબલમા વર્ણવેલો 'દૂધ અને મધનો દેશ' છે નારગી, કેળા અને ઓલીવના કુજો લેબનોનના ગિરિશૃગોને શોભાવે છે લેબનોનના સીડર વૃક્ષો ના વન ૬,૦૦૦ વર્ષ જેટલા પ્રાચીન જણાવવામા આવે છે ઇજીપ્તના મોટા કબ્રસ્તાનો અને રોમન વહાણો બાધવામા આ દેશનુ લાકડુ વપરાતું જ્યુપીટરના બાવન સ્તભવાળા અને તેની પાસેના બૅકસ અને વીનસના મદિરોના ખડિયેરો ત્રણસો વર્ષની રોમન સ્વચ્છદી સસ્કૃતિની યાદ આપે છે. આ પ્રદેશ બાલબેક નામથી ઓળખાય છે તે પ્રદેશમા ફીનીશયન, હીટાઈટ, ગ્રીક, રોમન, ઇસાઈ અને મુસ્લીમ સસ્કૃતિના અવશેષો સાથે જ જોવામા આવે છે, પ્રાચીન સમયથી જ વ્યાપાર અને સસ્કૃતિનો કેન્દ્ર ગણાતો આ પ્રદેશ પ્રાચીન અવશેષોથી પરિપૂર્ણ છે અને લગભગ ત્રણ માઈલ જેટલા વિસ્તારમા આ બધી સસ્કૃતિઓના ઇતિહાસનુ પ્રત્યક્ષ ભાન કરાવે છે ઈજીપ્તની ચિત્રલેખન પદ્ધતિ પછી અક્ષર લેખનની શોધ ફીનીશયન પ્રજાએ કરી છે, ફીનીશીઆ

અને હિંદની વચ્ચે સંસ્કૃતિ અને વ્યાપાર વિનિમય ઘણા વર્ષોથી થતો અને દક્ષિણના ચિત્પાવન બ્રાહ્મણો ફીનીશીઆથી કોંકણમાં આવ્યા હતા એવો એક મત છે. તે હકીકતોથી પણ આ પ્રદેશ અગત્યનો ગણાય.

પ્રાકૃતિક સૌન્દર્ય અને પ્રાચીન ઇતિહાસના સ્થળ ઉપરાંત લેબનોન પ્રદેશ મધ્ય પૂર્વમાં આંતરરાષ્ટ્રીય રાજપ્રકરણમાં આગળ પડતું સ્થાન ભોગવે છે. આ નવો દેશ પ્રથમ યુરોપીય મહાવિગ્રહ પછી ૧૯૧૭માં લીગ ઓફ નેશન્સની મારફત સ્થપાયો અને અરબસ્તાનની મુસ્લીમ રિયાસતોમાં આ રાજ્ય ઇસાઈઓની હકૂમત ચલાવે છે. ૪૨ ટકા જેટલી આરબ પ્રજા ઇસાઈ બહુમતિ સામે આગળ વધી શકી નથી. એક બાજુ સિરિયાની પણ ઇસાઈ પ્રધાન સરકાર અને બીજી બાજુ ઇઝરાયલની યહૂદી સરકારના મોરચા દક્ષિણ આરબ પ્રજાના ઈસ્લામી ઝનૂનને કાબૂમાં રાખી શકે છે. લેબનોનની પ્રજા વિલાસી છે અને મહેનત કર્યા વિના પૈસા કમાવાના રસ્તા શોધે છે. આંતરરાષ્ટ્રીય વ્યાવહારના સ્થાન તરીકે સોના, ચાંદી, મોતી, મોટરકાર જેવી કિંમતી ચીજોના વ્યાપારમાં જ લોકો સારું કમાય છે. પરંતુ પ્રજા બધી રીતે સુસ્ત નથી અને મારા ત્રણ દિવસના પ્રવાસમાં પ્રજાસત્તાક રાજ્યના મુખ્ય પ્રધાનને ચાર દિવસની શાંત પણ સક્રિય હડતાલ પછી શાંતિથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો હતો તે પણ અનુભવ યાદગાર રહેશે. ટર્કી અને લેબનોન દેશોની રાજ્યપદ્ધતિમાં એ મુખ્ય જોવાનુ મળ્યુ કે ઇસ્લામના ધર્મચુસ્ત વાતાવરણમાંથી બચીને ધર્મવિરક્ત બીનમઝહબી રાજ્યતંત્ર વધારે પ્રગતિમય અને કાર્યદક્ષ બની શકે છે. ધર્મ અને ભાષાવાદના ઝનૂનમાંથી આપણો દેશ બચી રહે એ ઘણું ઈષ્ટ છે.

બેરૂટથી મુંબાઇ આવતાં કરાંચી લગભગ અઢાર કલાક રોકાવું પડયું હતું. પાસપોર્ટની મુશ્કેલીઓ પતાવ્યા પછી રાત્રે

૯ા વાગે હોટલમાં ઊતરવાની સગવડ મળી; તે જ હોટલમાં દિલ્હીના લાલા શ્રીરામ અને ભરતરામે આપેલાં ખાણાના પ્રસંગે તેમનો મેળાપ થયો. સવારના નીકળતાં પહેલાં મારા જૂના મિત્ર અને રીઝર્વ બેંકના ગવર્નર જનાબ ઝાહીદ હુસેન સાથે નાસ્તો લેવાનું આમંત્રણ મળ્યુ અને પાકિસ્તાનની આર્થિક ઉન્નતિ માટે શું શું તૈયારીઓ ચાલી રહી છે, જિલ્લાવાર સર્વે થાય છે વગેરે માહિતી મળી. પછીથી જાણવામાં આવ્યુ કે તે દેશના નવા બંધારણમાં ઇસ્લામી ધર્મગુરુઓને અગત્યનું સ્થાન આપવામાં આવ્યું છે અને તેમની છેવટની અનુમતિ સિવાય બંધારણ કે કાયદામાં ફેરફાર થઈ શકે નહિ. આવું શેરીયતધર્મબદ્ધ વાતાવરણ અર્વાચીન સમયને અનુકૂળ થઈ શકશે કે કેમ એ મોટો ચિંતાનો પ્રશ્ન છે.

કરાંચીથી અમદાવાદ અને ત્યાંથી મુંબાઇ આવતાં મારો પ્રવાસ પૂરો થયો. ફરી એકવાર સ્વજનોનો પ્રેમ અને સત્કારનો અનુભવ થયો અને जन्मभूमि स्वर्गादपि गरीयसी। એ સત્ય યાદ આવ્યું. આપણા દેશમાં કસ્ટમ્સમાં ખાસ કાળજી લેવાતી હોવાથી મુસાફરોને ત્રાસ થાય છે તેને માટે કેટલાએક મુસાફરોનું જ વર્તન જવાબદાર છે. સ્વદેશ આવતાં ખાત્રી થઈ કે હિંદે સ્વરાજ્યના પાંચ વર્ષોમાં બીજા દેશોની સરખામણીમાં સારી પ્રગતિ કરી છે અને આપણી અપૂર્ણતાઓ અને મુશ્કેલીઓ નસીબ કે કિસ્મતને આધીન નથી પણ આપણા જ કર્મોનો પરિપાક છે.

આ પર્યટનનું પરિણામ શું એ વિશે મારા વિચારો દર્શાવું? સંસારચક્રની ગતિ કોઈ વિશ્વનિયંતા બળોથી જ વિના પ્રયાસે નિર્માણ થાય છે એ માન્યતા સંસ્કૃતિના અભ્યાસકો હવે માનતા નથી. દરેક પ્રજાનું ભવિષ્ય તેના પોતાના સંસ્કારબળો ભૌતિક અને નૈસર્ગિક પરિસ્થિતિ ઉપર કેટલો વિજય મેળવી શકે છે તેની ઉપર આધાર રાખે છે તેનો પ્રત્યક્ષ અનુભવ આ પર્યટનમાં

થયો. બીજા રાજ્યો અને બીજી પ્રજાઓ પોતાની આજીવિકા, પોતાના આરોગ્ય અને પોતાના સાંસ્કૃતિક વિકાસ માટે જે પ્રયત્નો કરે છે તેનો સારી રીતે અભ્યાસ કર્યા વિના આપણે આપણા દેશની ઉન્નતિ સાધી શકીએ તેમ નથી. રાષ્ટ્રપિતા ગાંધીજીના સત્ય અને અહિંસાના આદર્શવાદને લીધે અને પંડિત જવાહરલાલની એશિયાના દેશોની સ્વતંત્રતાને માટેની રાજ્યનીતિને લીધે હિંદની સંસ્કૃતિ અને હિંદી પ્રજાને માટે સર્વત્ર માનની લાગણી છે. બ્રિટીશ રાજ્યના સમયથી જ પ્રસરેલી નિર્ધનતા અને અજ્ઞાનના વાતાવરણમાંથી છૂટવાના નવા લોકરાજ્યના પ્રયત્નો તરફ બીજી પ્રજાઓ સહાનુભૂતિ અને સંતોષ દર્શાવે છે. હિંદ અને દક્ષિણપૂર્વ એશિયાના પ્રદેશોની સાધન સંપત્તિના વિકાસને માટે ખાસ પ્રયત્નોની જરૂર છે એ વસ્તુસ્થિતિમાં આપણને વિદેશી સહાય વિના ચાલે તેમ નથી. આંતરરાષ્ટ્રીય દષ્ટિ આપણે કેળવીશું નહિ અને तातस्य कूपोऽयमिति ब्रुवाणा । क्षार जलं का पुरुषाः पिबन्ति ॥ એ વૃત્તિ જ્યાં સુધી દૂર કરીશું નહિ ત્યાં સુધી આ દેશની નિર્ધનતા, અજ્ઞાન અને રોગિષ્ટ પરિસ્થિતિમાંથી છૂટી શકીશું નહિ. આપણે અમેરીકા કે જાપાન કે સ્વીટઝરલેંડના પ્રયત્નો સમજીને અટકવાનું નથી પરંતુ રશિયા અને ચીન શું કરે છે તેને પણ વાસ્તવિક રીતે સમજીને આપણા દેશના પ્રશ્નોનો નિકાલ કરવાનો છે.

મનુષ્યજાતિ એક આંતરરાષ્ટ્રીય સંઘ છે—મનુષ્યજાતિ બીજા પ્રાણીઓ કરતાં Homo Sapiens તરીકે ડાહી ગણાય છે—એક જ ઇશ્વરના બાળકો, બધા ભાઈઓ હોવા છતાં તેમનામાં જોઈતો સંપ નથી, વિશ્વાસ નથી. દરેક દેશના રાજકીય બંધારણમાં, કસ્ટમ, પાસપોર્ટ, પોલીસ અને નાણાં સંબંધી હકુમતમાં મનુષ્ય સ્વભાવની ભિન્નતા જોવામાં આવે છે. આ પરિસ્થિતિમાં સંયુક્ત પ્રજાસંઘને કામ કરવું મુશ્કેલ છે. એ યુનો, યુનો આર્થિક પરિષદ, યુનેસ્કો, જગત આરોગ્ય સંસ્થા, કૃષિ અને

આહાર સંસ્થાના કાર્યક્રમો જોવાથી જણાયું. વિશ્વશાંતિ અને ભ્રાતૃભાવની વાતો થાય છે પરંતુ દરેક દેશ લશ્કર અને લશ્કરી તૈયારી માટે અઢળક નાણાં ખર્ચે છે. સ્વીસ પ્રજાને પણ લશ્કર રાખવું પડે છે. તુર્ક પ્રજા પોતાનું લશ્કર છે તેનાં કરતાં ચાર ઘણું મોટું કરવા માંગે છે. મધ્ય યૂરોપમાં રશિયન પ્રજાની આપખુદીનો ત્રાસ ભયાવહ છે. ઇરાન, મિસર અને આરબ પ્રદેશોમાં અસંતોષ છે. કોરિયા ઉપરાંત જાપાન, ફોર્મોસા અને ચીનના તેમ જ ફ્રેન્ચ, હિંદ ચીનના પ્રશ્નોને માટે હજુ યુદ્ધબળ વાપરવાની વાતો ચાલે છે. વર્ષોના સંશોધન, મનન અને ચિંતન પછી માનવવંશશાસ્ત્રીઓએ મનુષ્યજાતિ જીવવિદ્યાની દૃષ્ટિએ ભિન્ન નથી એ વાદ તૈયાર કર્યો હતો તેને દક્ષિણ આફ્રિકાની સરકારે વિરોધ કરીને વિશ્વ શાંતિનો ભંગ કરવાની તૈયારી કરી છે. આવા અશાન્તિના વાતાવરણમાં હિંદી પ્રજાએ પણ પોતાના ખુશ્કી, તરી અને હવાઈ સૈન્યને માટે શારીરિક અને વૈજ્ઞાનિક તૈયારીની જરૂર છે. આવી સચેત તૈયારી વિના વિશ્વ શાંતિમાં હિંદ સક્રિય ભાગ લઈ શકે નહિ.

હિંદમાં આરોગ્ય માટે જે કાંઈ કરવામાં આવે છે અને તેને માટે જોઈતાં નાણાં મળતાં નથી એ ફરિયાદ તો મધ્યસ્થ આરોગ્ય પ્રધાન રાજકુમારી અમૃતકુંવર તરફથી પણ થઈ છે અને દર વર્ષે થાય છે. આરોગ્યના પ્રશ્નો વિશે ગુજરાત સંશોધન મંડળ જે પ્રયાસો કરી રહ્યું છે તેને નવો વેગ આપવા અને દેશભરને માટે નવી યોજના તૈયાર કરવાને માટે એક જુદો લેખ મેં લખ્યો છે અને તેને વિશે જગતની આરોગ્ય સંસ્થા સાથે પત્રવ્યાવહાર શરૂ કર્યો છે.

મનુષ્યવિદ્યાના અભ્યાસ વિશે મુંબાઇની એન્થ્રોપોલોજીકલ સોસાયટીના જર્નલમાં અપાયેલા મારા લેખોમાં વધારે માહિતી મળશે. આપણી શિક્ષણ પ્રણાલિકાઓ બદલવા માટે અને સમાજની જરૂરિયાત પ્રમાણે કાર્યક્રમની યોજના કરવાને માટે

વધારે ચિંતનની જરૂર છે અને તેમાં બીજા દેશોના અનુભવોનો લાભ લેવો જોઈએ, તે વિશે જુદી લેખમાળા તૈયાર થશે.

ગાંધીજીના અહિંસા, સત્ય, અસ્તેય, નૈષ્ઠિક બ્રહ્મચર્ય, અસંગ્રહ, શરીરશ્રમ, ભયવર્જન, સ્વદેશી અને સ્પર્શભાવનાના વ્રતોના ધોરણ પ્રમાણે બીજી પ્રજાની સંસ્કૃતિ માપીએ તો પૃથ્વીપરની બીજી પ્રજાઓની ઉન્નતિના કારણો સમજી શકાય છે. યુદ્ધમાં પ્રવૃત્ત થયેલી પ્રજાઓ પણ અહિંસા અને સત્યની બાહ્ય પૂજા તો કરે છે અને તેમની ઉન્નતિ સ્વદેશી અને શરીરશ્રમના પ્રમાણમાં જ વિકસે છે. પરંતુ આ નૈતિક વર્તન ઉપરાંત આપણે આપણી કાર્યદક્ષતા વધારવા માટે શારીરિક અને આર્થિક સંપત્તિ, જ્ઞાન અને વિજ્ઞાનથી, શ્રમ અને પરિશ્રમથી વધારવી જોઈએ. તેમાં પણ જૂની પ્રણાલિકાઓથી દૂર રહેવાની અને સ્વતંત્ર વિચાર કરવાની સંશોધનવૃત્તિ કેળવવાની જરૂર રહે છે. સંશોધનવૃતિના ઉત્તેજન માટે દરેક પ્રજાએ પોતાની આવકનો ઓછામાં ઓછો એક ટકો ભાગ તો વાપરવો જોઈએ, અને તે ઉપરાંત ખાનગી સંસ્થાઓ, યુનિવર્સિટીઓ અને ઉદ્યોગપતિઓએ પણ તે કાર્યને ઉત્તેજન આપવું જોઈએ. સંશોધનવૃતિ વિના પ્રગતિ નથી. પણ સંશોધન દેશના વિકાસને માટે વપરાવું જોઈએ. એરોપ્લેનથી અંતરો કપાયા છે અને આપણો દેશ, શહેરો કે ગામડાંઓ હવે એકાકી કે વિભક્ત રહી શકે એમ નથી. વિદેશી કલા-વિજ્ઞાનનો પૂરેપૂરો લાભ લીધા વિના આંતરરાષ્ટ્રીય હરીફાઈમાં આપણાથી ટકી શકાવાનુ નથી. આપણા ભૌતિક અને નૈસર્ગિક તેમ જ માનસિક શક્તિના સાધનોના સંપૂર્ણ વિકાસને માટે ભાગ્યવિધાતાની શોધને બદલે કર્મની સિદ્ધિ મેળવવા માટે કર્મકૌશલનો યોગ સાધવો જોઈએ. આપણાં હળ, તકલી કે ચરખાને સંશોધનથી નવું રૂપ આપવું પડશે; જૂનવાણી વિચારણામાંથી નીકળીને, આપણી પ્રાચીન સંસ્કૃતિને ભૂલ્યા

વિના, આપણા સાધનો અને પદ્ધતિઓને આંતરરાષ્ટ્રીય હરીફાઈને યોગ્ય સ્વરૂપ આપવું પડશે અને તેના માટે સંશોધન-વૃત્તિની અખંડ સેવા કરવી જોઈશે અને તે પણ આપણી દેશભક્તિની ભાવનાઓને ભૂલ્યા વિના.

લલિતકુંજ, મુંબઈ-૨૧ પો. ગો. શાહ
૨૫-૧૨-૧૯૫૨

## ૯. હિંદી સંસ્કૃતિના પ્રાચીનતમ અવશેષો

મનુષ્ય સ્વભાવ નવીનતા અને પ્રાચીનતા એ બંનેના સીમાંતો વિસ્તારવા સતત યત્ન કરે છે, અંગ્રેજીમાં કહે છે તેમ 'રેકર્ડ' તોડવા મથે છે. કલાકે કલાકે નવા સમાચાર આપનાર વર્તમાનપત્રો આ નવીનતાનો પ્રચાર કરવા ઇચ્છે છે અને પૌરાતનિકો ભૂતકાળનાં અંધકારને ભેદીને દૂરદૂર પ્રકાશનાં કિરણો પ્રસારીને પ્રાચીનતાના સીમાંતો પાછા હઠાવવા પ્રયત્ન કરે છે. મારા છેલ્લા સિંધના પ્રવાસમાં આ બંને જાતના સીમાંત છેદનનો અનુભવ થયો હતો. એક તો સક્કર પાસે, પ્રાચીન અને પુનિત સિંધુના જલપ્રવાહને અર્વાચીન રીતે રોકનાર અપૂર્વ બંધનુ બાંધકામ અને તેની સાથે યંત્રોથી ખોદાતી નહેરોનું ખોદકામ; બીજું લારકાના પાસે મોહેંજોડડો નામની અપ્રસિદ્ધ નાની ટેકરી ઉપર પુરાતન શોધખોળ ખાતા તરફથી થતું ખોદકામ. પહેલું કાર્ય અર્વાચીન યંત્રકળાના સીમાંતો છેદે છે અને પૂર્ણ થયા પછી સિંધની ખેતીવાડી, ઉદ્યોગ અને આબાદીમાં પરિવર્તન કરશે. બીજું કાર્ય પ્રાચીન હિંદના ઇતિહાસના અંધકારમય સીમાંતો છેદે છે અને તે પણ પૂર્ણ થયા પછી હિંદના પ્રાચીન ઇતિહાસમાં પરિવર્તન કરશે.

મોહેંજોડડો પાસે ખોદકામ કરતાં મળી આવેલા અવશેષો પ્રાચીનતમ ગણાય છે; અને તેમનો કાળ લગભગ ઈ. સ. પૂર્વે

૩,૦૦૦ જેટલો પ્રાચીન હશે, એમ ધારવાને સબળ કારણો છે. લોકમાન્ય તિલકે અનેક જાતનાં અનુમાનોથી આર્યોની પ્રાચીનતા ઈ. સ. પૂર્વે ૫,૦૦૦ જેટલી ગણાવી: તે છતાં ઇ. સ. પૂર્વે ત્રીજા શતક પહેલાંના આર્યોના સંચારના ભૌતિક અવશેષો મળતા નહોતા. પરંતુ તે પહેલાં હિંદમાં વસનારી પ્રજાઓની સંસ્કૃતિ અને પ્રગતિ અવિરત ચાલુ હતી તે વિશે શંકા નથી. તેમનાં ઘરો અને પાઠશાળાઓ, શિલ્પકળા અને ચિત્રકળા, તેમના સિક્કાઓ, શિલાલેખો, મુદ્રાલેખો વગેરેના અવશેષો મળવાની આશા હતી. સારનાથ અને તક્ષશિલાની શોધો પ્રસિદ્ધ છે; પરંતુ તેના કરતાંયે પ્રાચીન સમયના અવશેષો મદ્રાસ તરફ તિનેવેલી જિલ્લામાં આદિત્તનલ્લુર નામના ગામ પાસેના એક પ્રાચીન કબ્રસ્તાનમાં મળી આવ્યા હતા. લાંબાં માટીનાં વાસણોમાં આખાં હાડપિંજરો અને તેની સાથે ખાવાની વસ્તુઓ, કપડાં, કાંસાનાં વાસણો અને લોખંડનાં હથિયારો વગેરે અવશેષો ઈ. સ. પૂર્વે ૧,૦૦૦ના સમયના હશે એમ ધરાય છે. ત્યાર પછી વધારે પ્રાચીન વસ્તુઓ પંજાબમાં હરાપ્પાં (હરપદ–હરપાદ?) નામના સ્થળે શોધાઈ હતી. આ સ્થળથી લગભગ ચારસેં માઇલ દક્ષિણે મોહેંજોડડો આવેલો છે અને આ બંને સ્થળે મળી આવતા અવશેષોમાં ઘણા પ્રકારનું સામ્ય છે. આ વિશે મેં 'મૉર્ડન-રીવ્યુ'માં એક વખત વાંચેલું; અને ત્યાર પછી પુરાતન શોધખોળખાતાના મુંબાઇ ઇલાકાના ઉપરી મારા મિત્ર મિ. દીક્ષિતની સાથે કેટલીએક વાર વાતચીત પણ થયેલી. તેમના સ્નેહાળ આમંત્રણથી ગયા માર્ચ માસમાં તેમની સાથે મોહેંજોડડોનું શોધકામ અને ત્યાં મળેલા પ્રાચીન અવશેષો પ્રત્યક્ષ જોવાને હું ભાગ્યશાળી થયો હતો. આ પ્રસંગે જે કાંઈ જોયેલું અને જે કાંઈ વિચાર સ્ફુરેલા તે આજે 'ગુજરાતી'ના વાંચક સમક્ષ મૂકતાં મને આનંદ થાય છે.

મોહેંજોડડો* જવાને માટે લારકાના શહેરની પાસેના ડોકરી રેલવે સ્ટેશનથી સાત માઇલ જવું પડે છે સિંધમાં પથ્થરના અભાવને લીધે પાકા રસ્તા ઘણા જ થોડા છે. તેથી આ સાત માઇલનો રસ્તો ગાડીને લાયક નથી. રસ્તામા ઠેર ઠેર ખાડા અને બધે ઠેકાણે દોઢ બે વેત જેટલી ઊંડી રેતી, બે ઘોડાવાળો ટાંગો ચાલે, એટલે રેતી ઉડે તે તમારા મોમાં આવે અને તમારા રૂપરંગ ફેરવી નાખે, રસ્તામા ખાડા પણ એટલા કે કમાનવાળી ગાડીમા બેઠા છતા ઘોડા ઉપર બેસીને કુદતા હોઈએ તેવું લાગે. આ રીતે બે કલાક મુસાફરી કર્યા પછી મોહેંજોડડોનો ક્ષુલ્લક દેખાતો ટેકરો દેખાયો. ઉજ્જડ, લીલોતરી વિનાનો, તૂટેલી ઇંટો અને ધૂળથી ઢંકાયેલો, આ ટેકરો જરાયે આકર્ષક લાગતો નથી. તેનો ખ્યાલ ધૂળ, રેતી અને રોડાથી છવાયેલી આ ટેકરીમા કાંઈ પણ જોવાનું હોઈ શકે નહિ એમ ધારીને ઘણાએ મુસાફરો પાછા ગયા હશે અને પ્રાચીન શોધ ખાતાવાળા અમલદારો પણ એકવાર પાછા ગયા હતા પરંતુ આ સંબધમા વધુ તપાસ કરવાનું માન મિ બેનરજીને ઘટે છે સિંધમા રે હરી

* મોહેંજોડડો એ અર્વાચીન સિંધી નામને માટે અને તેના અર્થને માટે પૌરાતનિકોમા મતભેદ છે! અંગ્રેજીમા તેને મોહન જો–ડેરો લખાયુ છે તેથી ઇસ્લાઈમ–જો–ડેરોની પેઠે તેને મોહનનુ ગામ એ અર્થ અપાય છે ડૉ વાડન તેને 'માગનો દરિયો' અથવા 'મહિષીનો દરિયો' એટલે જંગલી ભેંસોનુ તળાવ 'Lagoon of wild Buffaloes' કહે છે! અને મિ રખાલદાસ બેનરજી તેને મોટા (અધિકાર)નો ટેકરો એટલે ભૂતોનુ સ્થાન ગણે છે આમાથી એકે અર્થમા મને શ્રદ્ધા નથી નજીક રહેનારા લોકોમા પ્રચલિત (લોકવાયકા) લોકનાકયો પ્રમાણે, આ સ્થળ મોહે એટલે મોહન, રાજાનો ડગ એટલે ટેકરો અથવા મોહન નામના જમીનદાર અથવા સાધારણ મનુષ્યનો ટેકરો એ સાદી ઉત્પત્તિ મને તો સરળ અને ઉત્તમ લાગે છે

પાસે અરોરા–અલુર (અલ–ઉર) નામના પ્રાચીન શહેરના અવશેષો અને શેહવાનમાં મળેલા અવશેષો જોઈને એવાં લગભગ ૮૦ સ્થળોએ શોધકામની જરૂર મિ. બેનરજીને જણાઈ છે. સિંધમાં મહમદ કાસમની સરદારી નીચે ઈ. સ. ૭૧૧માં આરબોનું પ્રથમ આક્રમણ થયું તે વખતે અરોર, હિંદુ રાજા ડાહેરની રાજ્યધાની હતી: તે છોડીને ડાહેરે નવું ગામ ડાહેરકી વસાવ્યું તે હાલમાં પણ તાલુકાના મથક તરીકે મોજૂદ છે. તેના જેવું જ ગામ મોહન રાજાનું હશે, અને પ્રાચીન રાજ્યના નાશ પછી તેને 'મોહેંજોડડો'થી ઓળખાતું હશે પરંતુ હાલમાં તો નજીકમાં ગામ નથી અને ત્રણ ચાર માઇલ સુધી બજાર પણ નથી.

ટેકરીના શિખર ઉપર દેખાતું ગોળ બાંધકામ એ બૌદ્ધ સમયના સ્તૂપનો અવશેષ છે. મીરપુર ખાસની નજીક કાહુ–જો–ડડો નામનો એક ટેકરો છે. તેને પણ ખોદતાં અંદરથી સ્તૂપ અને તેની નીચે મંદિર મળી આવ્યાં છે. આ બૌદ્ધ સમયનું મંદિર સુંદર છે. સિંધમાં પથ્થર મળવો મુશ્કેલ હોવા છતાં આ સમયના કલાકારોએ નિરાશ ન થતાં પથ્થરના જેવી જ કારીગરી શિલ્પી માટીમાં ઘડીને પકવીને કલાને મૂર્તિમાન કરી છે. દીવાલો, ગોખલાઓ, બારશાખો, કોનીંસ વગેરેમાં જ્યાં જ્યાં બને ત્યાં ત્યાં માટીમાં નકશી જોવામાં આવે છે; અનુકૂળ હવામાનને લીધે આ બધું કામ સુવ્યવસ્થિત રીતે રહ્યું છે. ત્યાંના જેવું સુંદર કારીગરીવાળું કામ મોહેંજોડડોના ખોદકામમાં મળી આવ્યું નથી. અહીં તો ફક્ત સાદી ઇંટો–યંત્રકળાની દૃષ્ટિએ ધોરણસર ઉત્તમ માપ (૨॥×૫॥×૧૧ ઇંચ)ની દીવાલો, ઓરડીઓ, નીકો, નહેરો, ચોક વગેરે કામમાં વપરાયેલી જોવામાં આવે છે. આ સાદી બીન નકશીદાર કામગીરી વધારે પ્રાચીન સમયની હશે એમ સ્પષ્ટ લાગે છે. સાધારણ દૃષ્ટિએ ખોદકામની જગ્યા ઉપર

લગભગ માઇલ ઉપર ફરીએ તે છતાં કાંઈ ખાસ નોંધવા જેવું જડે તેમ નથી. તે છતાં નીચેનાં લક્ષણો ધ્યાનમાં રાખવાં જેવાં છેઃ

૧ ઇંટોની દીવાલો ઉપરાછાપરી અવ્યવસ્થિત રીતે ગોઠવાયેલી છે; ઓછામાં ઓછી ચારપાંચ જુદી જુદી જાતની બાંધણી જુદા જુદા સમયે થએલી લાગે છે. જૂના મકાનની પડેલી ભીંતો ઉપર નવી ભીંતો બાંધવામાં આવી છે અને તેમાં પણ જૂની ભીંતોનો પાયા તરીકે બધે ઠેકાણે ઉપયોગ કરવામાં આવ્યો નથી. કોઈ ઠેકાણે આ દીવાલો આઠ ફૂટ પહોળી છે.

૨ દીવાલોની ઉપર છત કે બારશાખ કે બારણાંનાં કાંઈ પણ ચિન્હ નથી. કયાં તો લાકડું વપરાયુ જ હોય નહિ અથવા તો હજારો વર્ષના સમયમાં આ લાકડું કાંઈ પણ નામનિશાન વિના નષ્ટ થયું હોય. મારા ધારવા પ્રમાણે ઓરડીઓ નાની હોવાને લીધે પીઢો કે લાકડાંની જરૂર જ નહિ હોય; અને બારણાં બનાવવાની પણ તે સમયમાં આવશ્યકતા નહિ હોય. લોખંડનાં ઓજારોનું નિશાન નથી, તેથી સુતારની કારીગરી ખીલવા પણ પામી ન હોય!

૩ કોઈ કોઈ ઠેકાણે કૂવા મકાનની અંદર બાંધેલાં જોવામાં આવે છે. આ કૂવાને માટે કઠેરો અને થાળ, તેમ જ પાણી જવાને માટે લાંબી લાંબી ઢાંકેલી નીકો પણ શોધાઈ છે. આ પ્રાચીન કૂવાઓ હજુ તદ્દન શુષ્ક નથી. તેને સાફ કરીને તેમાંથી મજૂરોને પાણી પણ કાઢતાં મેં જોયા છે. આ કૂવાની બાજુમાં પાણી જવાના રસ્તા ઉપર ઢાંકેલી નીકોની પાસે મંદિર હતું. એમ કેટલાએક પૌરાતનિકો તર્ક કરે છે; અને જળાધારીનુ પાણી જવાનો રસ્તો હતો એમ બતાવે છે. પરંતુ આ નીકો ઘણે લાંબે સુધી પથરાયેલી

હોવાથી કોઈ પ્રાચીન મહેલના સાધારણ હમામખાના કરતાં વધારે વિલક્ષણ સ્થાન કલ્પવાની જરૂર નથી.

૪ એક ઠેકાણે મોટા સભામંડપ જેવી ગોઠવણીવાળી ચોરસ જગ્યા નીકળી છે; આ ચોક પૂરેપૂરો ખોદાઈ રહેશે ત્યારે તેમાંથી કાંઈ નવીન પ્રકાશ પડે તેવી હકીકતો મળશે.

૫ કાંઈ પણ જાતની કારીગરી કે નકશી ન હોવા છતાં પણ આ સાદી ઈંટો અર્વાચીન ઈંટોના કરતાં ઘણી સફાઈથી બનાવવામાં આવી છે. હજારો વર્ષ સુધી વપરાવા છતાં તેના કાટખૂણાની સફાઈ હજુ એવી ને એવી છે; કોઈ ઠેકાણે વર્તુલાકારમાં ગોઠવવાને (Radial) અણીદાર ઈંટો એવી સફાઈથી કાપવામાં આવી છે કે તેનું કામ હાલમાં ભાગ્યે જ જોવામાં આવે છે.

બહારની રચનાની વિવિધતા કરતાં ખોદતાં મળી આવેલાં અવશેષો વધારે અગત્યનાં અને વધારે વિવિધ પ્રકારનાં છે. ઘણુંખરું આ વસ્તુઓ માટીના વાસણમાં દાટી મૂકેલી મળી આવે છે. તે ઉપરાંત કેટલીએક મુદ્રા વગેરે વસ્તુઓ ગટરના રસ્તા ઉપરની માટીની ભેગી હોય છે અને ફક્ત શોધાવાની રાહ જોતી હોય એમ લાગે છે.

૧ પાકી માટીનાં વાસણો, કોઠીઓ, બરણીઓ, ઘડાઓ, હાંલ્લાંઓ અસંખ્ય મળી આવ્યાં છે. તેમાનાં કેટલાંએક હાથથી બનાવેલાં અને કેટલાંએક ચાક ઉપરથી ચઢાવેલાં હોય છે; કેટલાંએક સાદાં અને કેટલાંએક રંગીન નકશી અથવા ચિત્રોવાળાં હોય છે. કુંભારને પ્રજાપતિ કહેવામાં અને સંસ્કૃતિમાં અગત્યનું સ્થાન આપવામાં કાંઈક પ્રયોજન સમજાય છે! આ વાસણો સંબંધી એટલી વિલક્ષણતા નોંધવા જેવી છે કે તેમનો પ્રકાર પંજાબમાં હરપ્પામાં મળી આવતાં તેમ જ પ્રાચીન બલુચીસ્તાનનાં ખોદકામમાં મળી આવેલાં માટીનાં વાસણોનાં જેવાં જ ગણાય છે.

૨ હલકી જાતનાં કાચનાં વાસણો અને તેની જાડી બંગડીઓ તેમ જ શંખની બંગડીઓ પણ જોવામાં આવે છે. હરપ્પામાં મળી આવેલી સંપૂર્ણ બંગડીઓ જેવી જ બંગડીઓ મોહેંજોડેરોમાં પણ મળી છે.

૩ લોખંડનું નામનિશાન નથી, પણ ચકમક (ફ્લીન્ટ)નાં પથ્થરનાં હથિયારો સંખ્યાબંધ મળી આવે છે. તેથી નૂતન શિલાયુગના અંત સમય જેટલો પ્રાચીન કાળ આ અવશેષોનો ગણી શકાય. પરંતુ થોડા વખત પહેલાં એક મ્હોટા દેગડામાંથી ત્રાંબાની આરી –જેની ધાર કટાયા છતાં પણ શુદ્ધ દેખાય છે તેવી– મળી આવી હતી. તેથી અનુમાન થાય છે કે લોખંડ શોધવાનું જ્ઞાન પ્રાપ્ત થયું નહિ હોય, પરંતુ સોનું અને ત્રાંબું ગાળવાનો હુન્નર તો આ સમયમાં પ્રાપ્ત થયો હશે જ.

૪ હાથીદાંતના રમવાના પાસા અને શેતરંજના મ્હોરા ઉપર સુંદર કારીગરી કોતરવામાં આવી છે અને તે ઉપરાંત મિનાકારી (ઇન્લે) કામ પણ જોવામાં આવે છે. આ ઝીણા કામની સાથે કેટલાંએક માટીનાં પુતળાંની કારીગરી ઘણા હલકા પ્રકારની લાગે છે; એમ પણ હોઈ શકે કે આ સાધારણ પુતળાં હલકાં માણસોના વપરાશને માટે હશે અને સુંદર હાથીદાંતનું કામ અને સુવર્ણનાં આભૂષણો રાજા અને બીજા ધનવાનો માટે વપરાતાં હશે.

૫ આ ઉપરાંત તોળવાને માટે નાનાં વજન અને કેટલાએક તાંબાના સિક્કા મળી આવ્યા છે. આ સિક્કા ઉપર ખાસ લેખ નથી. પરંતુ ફક્ત નિશાનીઓ છે અને તેને Punch-Marked coin કાર્ષાપણ કહેવાય છે. આ સિક્કા છે એમ વાસ્તવિક રીતે સિદ્ધ થાય તો તે જગતમાં સર્વથી પ્રાચીન જાતના સિક્કા ગણાશે. કારણકે હાલમાં તો લીડીઆમાં મળી આવેલા ઈ. સ. પૂર્વે સાતમા શતકના સિક્કા કરતાં વધારે પ્રાચીન સિક્કા જણાયા નથી.

૬ પરંતુ આ સર્વેથી વધુ રસમય વસ્તુઓ તો મુદ્રાઓ છે. આ મુદ્રાઓ સામાન બંધ કરીને ઉપરથી સીલ કરવા માટે વપરાતી હોય એમ લાગે છે.

ઉપરના વર્ણનની વિગતો રસમય ન લાગે તે છતાં વિસ્તારથી આપવામાં એક હેતુ સમાયેલો છે. પૌરાતનિકો આ પ્રાચીન અવશેષોને અપૂર્વ ગણે છે અને તેમાં દ્રાવિડી સંસ્કૃતિની છાયા દર્શાવે છે. આ અપૂર્વતા કેવા પ્રકારની છે? આ અવશેષો પ્રાચીનતમ શા માટે ગણાય છે? તેમનો અને દ્રાવિડી સંસ્કૃતિનો શો સંબંધ છે? એ પ્રશ્નો બરાબર સમજવાને માટે ઉપરનું વિસ્તૃત વર્ણન આવશ્યક છે.

છેલ્લો પ્રશ્ન પહેલો લઈશું. આ અવશેષો દ્રાવિડ સંસ્કૃતિના છે, એ અભિપ્રાયમાં મને તો ઘણી જ શંકા રહે છે. દ્રાવિડી સંસ્કૃતિ પ્રાચીન આર્ય સંસ્કૃતિના સમયમાં ભિન્ન હતી કે કેમ અને તે કેટલા અંશે, એ પ્રશ્ન હજુ સુનિશ્ચિત નથી. શ્રીયુત અરવિંદ ઘોષે આ સંબંધી થોડુંએક અન્વેષણ કર્યું છે અને તેમના અભિપ્રાય પ્રમાણે દ્રાવિડી અને આર્ય સંસ્કૃતિ વચ્ચે મૌલિક ભેદ નથી. મોહેંજોડડોમાં મળી આવેલા અવશેષોમાં વપરાયેલી લિપિ પ્રાચીન છે અને અત્યાર સુધી જણાયેલી આર્ય પ્રજાઓમાં વપરાયેલી લિપિના કરતાં જુદા જ પ્રકારની છે; એ વિશે વધારે વિવેચન પછી કરીશું. આ લિપિની ભિન્નતા ઉપરાંત દ્રાવિડી પ્રજાની સાથે સંબંધ દર્શાવવાનું બીજું મુખ્ય કારણ એ ગણાય છે કે મોહેંજોડડોનાં ખંડિયેરોમાં દાટવાના રિવાજનાં ચિન્હો મળી આવ્યાં છે. એક તો એક નાની કબરમાં હાડપિંજર મળી આવ્યું હતું: પરંતુ અંગ્રેજીમાં કહેવત છે કે એક ચકલીએથી ઉનાળો થતો નથી, તેવી રીતે એક જ કબરથી આખી પ્રજામાં દાટવાનો રિવાજ હતો એમ સિદ્ધ થતું નથી. પ્રથમ તો આ કબર અને તેમાંથી મળી આવેલા હાડપિંજર અને ખોપરીનું

વૈજ્ઞાનિક રીતે વાસ્તવિક અન્વેષણ થયું જ નથી. નથી લેવાયાં તેમના બહારનાં માપ અને નથી ખાત્રી કરવામાં આવી કે તે હાડપિંજર પ્રાચીન સમયનું હતું કે અર્વાચીન સમયનું. આ કબરનું સ્થાન છેક ઉપરના સ્તરો ઉપર છે. લગભગ બૌદ્ધ સમયના સ્તૂપની નજીક છે. અને આ કબરના સ્થાનની નીચેના ભાગમાંથી એક માટીના વાસણમાં ઈ. સ. બીજા શતકના સમયના કુશન સિક્કા મળી આવ્યા છે. તેથી આ કબર અને હાડપિંજર તેના પછીના જ કાળનાં હોવા જોઈએ એ સુનિશ્ચિત છે. વળી દાટવાનો રિવાજ આર્ય પ્રજાઓમાં નહોતો કે નથી એમ ભાગ્યે જ કહી શકાય. હાલમાં પણ કર્ણાટકના લિંગાયતો માંસાહારનો ત્યાગ કરે છે, પણ તેમનાં મડદાંઓ દાટે છેઃ બંગાળ અને દક્ષિણમાં પણ કેટલાએક હિંદુઓમાં દાટવાનો રિવાજ છે. મોહેંજોડેરોમાં મળી આવેલી કબર એટલી તો નહાની છે કે તેમાં અર્વાચીન સમયના આખા મનુષ્યનું મડદું ભાગ્યે જ રહી શકેઃ તેને માટે એમ કહેવાય છે કે પ્રાચીન સમયમાં મડદાંને વાળીને સુવાડવામાં આવતું! તેમ હોય તો પણ તે સમયનાં મળી આવેલાં સ્ત્રીઓનાં આભૂષણો જોતાં તે સમયના મનુષ્યો કદાવર અને વિશાળ બાંધાના હોવા જોઈએ એમ લાગે છે અને તે આવી નાની જગ્યામાં ભાગ્યે જ સમાઈ શકે. પરંતુ સર્વથી વધારે અગત્યની માહિતી તો આદિત્તનલ્લુરના દ્રાવિડ સમયનાં અવશેષો સરખાવવાથી મળે છે; ત્યાંની દ્રાવિડ કબરોમાં મડદાંને Sarcophagusમાં ઢાંકીને રાખવામાં આવતાં; આ માટીનાં કફન ખાસ લંબગોળાકારનાં છે તેમાંનું કાંઈ મોહેંજોડેરોમાં મળી આવતું નથી. માટીનાં વાસણોમાં હાડકાં અને રાખ જોવામાં આવી છે, તે વાત ખરી છે. પરંતુ તેથી એમ સિદ્ધ નથી થતું કે તે વખતે દાટવાનો રિવાજ હતો. ઊલટું હાડકાં અને રાખથી તો એમ જણાય છે કે તે સમયમાં મડદાં

બાળવાનો રિવાજ એ સ્થળે પ્રચલિત હતો. આ બધી પરિસ્થિતિ જોતાં મોહેંજોદડોના અવશેષોની સમજૂતીમાં દ્રાવિડી સંસ્કૃતિનો સંબંધ સિદ્ધ કરવાની ઉતાવળની જરૂર મને તો લાગતી નથી.

પરંતુ એટલુ તો સિદ્ધ છે કે મોહેંજોદડોના અવશેષો ભારતીય સંસ્કૃતિના પ્રાચીનતમ અવશેષો ગણવા જોઈએ. તે શી રીતે? આ પ્રાચીનતાનો આધાર ત્યાં મળી આવેલા મુદ્રાલેખો ઉપર છે. પરંતુ તેના કરતાં ઉત્તમ મુદ્રાઓ પાછળથી મળી આવી છે. તેમાં વપરાયેલી લિપિ ઘણી જ પ્રાચીન હોવી જોઈએ. અશોક રાજાના લેખો બ્રાહ્મી લિપિમાં અથવા તો ખરોષ્ઠી લિપિમાં લખાયેલા છે, તેના કરતાં આ લિપિ ઘણી જ વિલક્ષણ છે; કારણ કે તેમાં નથી અક્ષરો કે શબ્દો. દરેક ચિન્હ સ્વતંત્ર ચિત્ર-લેખ (Pictograph) છે; તેમાં પણ દરેક ચિત્ર એ શબ્દ છે, કે સંજ્ઞા છે, કે વિચારદર્શક (ideograph) છે તે પણ હજુ સિદ્ધ થયું નથી. પરંતુ મુદ્રામાંની સંજ્ઞાઓ અને ચિત્રો ઉપરથી તેની પ્રાચીનતા વિશે ખ્યાલ આવે છે. આ વિષયમાં પ્રવીણ યુરોપીય વિદ્વાનોના મત પ્રમાણે આ સંજ્ઞાઓ આશરે પાંચ હજાર વર્ષ જેટલી જૂની હોવી જોઈએ, એટલે તેમનો કાળ ઈ. સ. પૂર્વે ૩૦૦૦નો ગણી શકાય.

આ કાળનિર્ણયની પદ્ધતિ અત્રે સમજાવવી અગત્યની છે. આ મુદ્રાઓ પ્રથમ તો બેબીલોનના પ્રદેશમાં ખાસ કરીને સુસા અને સુમેર નામનાં શહેરોની પાસેથી મળી આવેલી મુદ્રાઓના જેવી જ છે. તેમનાં ચિત્રો ખાસ કરીને ખુંધ વગરના બળદનાં ચિત્રો અને તેમનાં શિંગડાં, ગરદનના આકાર વગેરે સુમેરી બળદને ઘણાં જ મળતાં આવે છે. બળદના મુખ પાસે જે ચીજ છે તેના ખરા અર્થ વિશે મતભેદ છેઃ કોઈ કહે છે કે તે ખાવાનુ વાસણ છે; કોઈ કહે છે કે તે ધ્વજાનુ રૂપ છે; પરંતુ

એટલું તો નક્કી જ છે કે તે વસ્તુના જેવી જ વસ્તુઓ સુમેરી મુદ્રામાં પણ મળી આવે છે. બ્રિટીશ મ્યૂઝિયમના આ વિષયના નિષ્ણાત વિદ્વાનો ગેડ અને સ્મીથના અભિપ્રાય પ્રમાણે આ શબ્દચિત્રોનો અર્થ સુમેરી પદ્ધતિથી કરવામાં આવે તો આ નિર્ણય પ્રમાણે કરવામાં આવેલો અર્થ વાસ્તવિક છે કે નહિ તે વિશે શંકા રહે છે. પરંતુ સંજ્ઞાઓના સામ્ય ઉપરથી એટલું તો નિર્ણીત થઈ શકે કે પ્રાચીન સુમેરી સંજ્ઞાઓના કાળના કરતાં આ સંજ્ઞાઓ ઓછી પ્રાચીન હોવી ન જોઈએ. સંખ્યાંકની પદ્ધતિનું સામ્ય પણ સ્પષ્ટ ગણાય છે. આ મુદ્રાઓ ઉપરથી એમ સિદ્ધ થયું ગણી શકાય તે મોહેંજોડડોમાં રહેનારી પ્રજા અને સુમેરી પ્રજામાં ચિત્રકલાની શૈલીનું અને અમુક પ્રકારની સંસ્કૃતિનું સામ્ય છે; ચિત્રો અને મુદ્રાઓ ઉપરાંત ઈંટોના વપરાશમાં અને નીકો વગેરે બાંધકામમાં પણ આ સામ્ય સ્પષ્ટ છે. માટીનાં વાસણો અને મૃત્યુ પછીની ક્રિયામાં તેમનો વપરાશ એ પણ પ્રાચીન સુમેરી પ્રજાના રીતરિવાજ સાથે મળતાં આવે છે. આ બધી હકીકત જોતાં આ પ્રજાઓ વચ્ચે સંસ્કૃતિ વિનિમય વિશે આપણને ખાત્રી થાય છે.

પરંતુ આ સંસ્કૃતિ વિનિમય કેવાં પ્રકારનો હતો તે ચર્ચાસ્પદ છે. એક મત પ્રમાણે ઈ. સ. પૂર્વે બીજા અને ત્રીજા સહસ્રકના સમયમાં ભૂમધ્ય સમુદ્રની સમીપ રહેનારી પ્રજાઓની સંસ્કૃતિ ક્રીટ, પ્રાચીન ગ્રીક, પ્રાચીન બેબીલોન, બલુચિસ્તાન વગેરે માર્ગે થઈને હિંદમાં આવી હતી: બીજા મત પ્રમાણે આ સંસ્કૃતિ સ્વયંભૂ હતી અને આર્યોના આગમન પહેલાનાં સમયની સ્થિતિ દર્શાવે છે. એમ પણ હોઈ શકે કે આર્યોથી કોઈ નવા જ પ્રકારની મૂળ જાતિની aboriginal tribes શોધનાં સાધન મળી આવે. આ જાતિને દ્રાવિડી કહેવી કે કેમ તે વિશે મારી શંકા તો મેં ઉપર દર્શાવી છે. તે છતાં વેદમાં વર્ણવેલી પ્રજાઓ અને વેદમાં વપરાતી ભાષા અને સંસ્કૃતિથી મોહેંજોડ-

ડોના સ્થળે રહેનારી પ્રજાની સંસ્કૃતિ જુદા જ પ્રકારની હતી
ઈ સ પૂર્વે ૧૦૦૦ થી ૧,૪૦૦ના કાળમા હિંદુ સંસ્કૃ
મેસોપોટેમીઆમા પ્રસરેલી હતી એમ બે પ્રમાણથી જણાય છે
એક તો તે સમયમા અશ્વકળાના વિષયમા ત્યા લખેલી ઇ
(tablet)મા સંસ્કૃતના મળતા આવે તેવા સંખ્યાકો છે
અને બીજુ તે સમયમા ત્યા ઇંદ્ર, વરુણ અને અશ્વિનિકુમા
પૂજાતા આ અનુમાન ઉપર આધાર રાખીએ તો પછી એ
પણ ધારી શકાય કે મોહેં જોડડોની સંસ્કૃતિ પશ્ચિમ તરફથ
આવી નહોતી, પરંતુ તે તે સમયની પાશ્ચાત્ય સંસ્કૃતિના મૂ
કારણરૂપ હતી આ વિચાર આપણા દેશાભિમાનને પણ એ
રીતે પોષે છે પરંતુ હજુ આ વિષયમા નિશ્ચિત પરિણામે
સિદ્ધ થયા પહેલા ખોટા અનુમાનો બાધવા એ ખરી વૈજ્ઞાનિ
પદ્ધતિ ન ગણાય

ડૉ વૅડેલ નામના એક અગ્રેજ વિદ્વાને મોહેંજોડડોન મુદ્રાલેખો ઉકેલીને તે વિશે હમણા જ એક પુસ્તક લખ્યુ છે ટિબેટન સંસ્કૃતિના વિષયમા કરેલા એમના અન્વેષણના આધારે તેમની ખ્યાતિ ઘણી જ સારી છે તેમના અભિપ્રાય પ્રમાણે તો આ મુદ્રાલેખોમા વૈદિક સમયના આર્ય રાજાઓ અને ઋષિઓના નામ છે આ અનુમાન ખરુ નીકળે, તો પછી આર્ય સંસ્કૃતિ અને વેદના કાળનો પણ નિર્ણય થાય અને દ્રાવિડી પ્રજાના સંબંધની સાથે કાઈ પણ લેવાદેવા રહે નહિ પરંતુ આ અભિપ્રાય સામે હિંદી પૌરાતનિક શ્રી બેનરજીએ સખત વાધો ઉઠાવ્યો છે અને મોહેંજોડડોના મુદ્રાલેખો ઉકેલવા એટલા સહેલા નથી, એમ જણાવીને હજુ છેવટના નિર્ણય માટે થોભી જવાની ભલામણ કરે છે

મોહેંજોડડોમા મળી આવેલા અવશેષો વિશે ઘણુ શોધવાનું બાકી છે, ઘણુ વિચારવાનુ બાકી છે, હજુ વધુ અભ્યાસ,

ટીકા* અને વિવેચનની જરૂર છે. તે સબંધી હજુ સુધી નિર્ણયાત્મક ગણી ન શકાય તેથી નિરાશ થવાનું નથી. આ રસિક અને કઠિન વિષયના અભ્યાસનો હાલમા તો આરભ જ થાય છે અને દસ પદર વર્ષ સુધી નિર્ણય આવે તેવી આશા રાખવી વ્યર્થ છે પરતુ આ ટૂંકા લેખથી આ વિષયમા ગુજરાતી વાચકો વધારે રસ લેતા થશે તો મારુ કાર્ય સફળ ગણાશે પુરાતન શોધખોળ ખાતું શું કરે છે તે વિશે આપણે વધારે રસ લેવો જોઈએ, મોહેંજોડેરોમા મળેલા અવશેષો ક્યા રાખવા–કલકત્તા, દિલ્હી કે પૂનામા તે વિશે ચર્ચા છાપામા થોડા વખત પહેલા થઈ હતી છે ગુજરાતમા કોઈને દરકાર કે તે ક્યા રાખવા જોઈએ?

[તા ૧૧–૧૦–૨૫]

ઑક્ટોબર ૧૯૨૫મા છપાયેલો ઉપરનો લેખ ૧૯૬૫મા ઘણો ફેરફાર માગે છે તેમા મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે છે

૧ મોહેંજોડેરોના સિંધુ સસ્કૃતિના કરતા વધારે પ્રાચીનતમ અવશેષો હવે ગુજરાતમા સાબરમતી નદી ઉપરના લાંઘણેજમા મળી આવ્યા છે અને પછી સૌરાષ્ટ્રમા લોથલ પાસે સિંધુ સસ્કૃતિના વધારે સારા અવશેષો-ઘરો, સ્નાનગૃહો, ગટરો ઇત્યાદિ મળી આવ્યા છે લોથલમા મળી આવેલા મકાનોમા તો માલ ઉતારીને સગ્રહને માટે ગોદી Dockyard જેવુ મકાન મળી આવ્યુ છે આ સ્થળ સિંધુ નદીની સસ્કૃતિના સમયમા સૌરાષ્ટ્રનુ એક બદર હતું અને ભરૂચ સૌરાષ્ટ્ર વચ્ચેના વ્યાપારનુ એક સાધન હતુ આ સસ્કૃતિનો સમય ઈ સ

* ટિપ્પણ જુઓ મૉડર્ન રીવ્યુ ડિસેમ્બર ૧૯૨૪ તે ઉપરાત Illustrated London News 20th September 1924, 27th September 1924 અને 4th October 1924 જોવા જોઈએ The Indo-Sumerian Seals Deciphered By L A Waddel (Luzac & Co London) 1925

પૂર્વે ૨,૫૦૦થી વધારે પ્રાચીન ગણાતો.

૨ લાંઘણેજમાં મળી આવેલા પ્રાચીન સમયના અવશે ઘણા જ પ્રાચીન છે. પહેલાં તો ફક્ત Microliths મળ હતા. પરંતુ થોડા વર્ષ પહેલાં ખારેક હાડપિંજરો ત્યાં મળ્યા છે. તે સંશોધન ઉપરથી હવે ગુજરાતમાં આદિમાનવનો કાળ હજારો વર્ષ જૂનો હોવાનો સંભવ છે. આ સંશોધનમ આર્ગોન-પોટાશિયમ પદ્ધતિ વાપરીને માનવજીવનનો કાળ ગણવામાં આવ્યો છે.

૩ આ સંશોધનમાં હજુ સુધી લેખોની લિપિનું વાંચન થઈ શક્યું નથી પરંતુ સિંધુ નદી સંસ્કૃતિના શહેરો મોહેંજોડડો અને હરપ્પા ઈ. સ. પૂર્વે ૨,૦૦૦–૩,૦૦૦નો સમય ગણાય છે. ઈ. સ. પૂર્વે ૧૭૫૦ની આસપાસના સમયમાં તેનો નાશ થયો હશે એમ મનાય છે. એમ કહેવાય છે કે મોહેંજોડડો શહેરને આગ લગાડવામાં આવી હતી અને ત્યાર પછી કોઈ નવા તેમ જ રહેવાસીઓની કતલ કરવામાં આવી હતી અને ત્યાર પછી કોઈ ત્યાં રહેવા જઈ શક્યું નથી.

મોહેંજોડડોના પાસે પરિચય કરાવતી વખતે એક બીજી વાત કરવાની રહી જાય છે. મોહેંજોડડોમાં શ્રી દીક્ષિત સાથેના પરિચય પછી તેઓ જ્યારે મુંબાઇ આવે ત્યારે તે મારી સાથે રહ્યા વિના કે મળ્યા વિના જતા નહિ. આ કારણને લીધે ૧૯૪૧માં લાંઘણેજના સંશોધનના કામના અહેવાલ માટે તેમનો સહકાર બહુ ઉપયોગી થયો હતો. લાંઘણેજના સંશોધનથી એટલુ સિદ્ધ થાય છે કે ત્યાંના આદિમાનવની સંસ્કૃતિ હજારો વર્ષ જેટલી પ્રાચીન છે. એ દૃષ્ટિએ મોહેંજોડડોના કરતાં ગુજરાતમાં વધારે પ્રાચીનતમ સંસ્કૃતિના અવશેષો મળ્યા છે.

તા. ૩૦–૧૦–૬૫

## ૭. શ્રાદ્ધવિધિનું હિંદુ સંસ્કૃતિમાં સ્થાન

ભારતની નવરચનામાં ધર્મનું સ્થાન શું રહેવું જોઈએ એ એક ફૂટ પ્રશ્ન છે: આંતરપ્રાંતીય અને આંતરરાષ્ટ્રીય વાતાવરણ રાજ્યકારણને અંગેજ ઉત્પન્ન થાય છે અને તેનો ધાર્મિક વર્તન કે વાતાવરણ સાથે સંબંધ નથી. રાજ્ય ધર્મથી પર છે અને હિંદી-ભારતી રાજ્ય હિંદુ ધર્મ સાથે સંકલિત નથી એ પણ સંપૂર્ણ રીતે માન્ય છે. પરંતુ, અર્વાચીન ભારતમાં હિંદુ ધર્મ, હિંદુ સંસ્કૃતિ અને હિંદુ આચાર વિચારને સ્થાન જ નથી એમ કોણ કહે? ઉલટું, મુસલમાન રાજ્ય જુદું સ્થપાયા પછી, હિંદુ સંસ્કૃતિ-હિંદુ સભ્યતા-હિંદુ સંસ્કાર-એ ભારતનું મુખ્ય અંગ બને છે, અને દરેક હિંદુને પોતાનો દેશ, પોતાની જાતિ, પોતાનું કુલ, પોતાનો કુલ ધર્મ, નિત્ય સંસ્કારોને માટે અભિમાન અને ગૌરવ વધતું જાય એ સ્વાભાવિક છે, તે છતાં તે સંસ્કાર વર્તુલમાં કાંઈ દોષ નથી, અથવા તો સંશોધન કે વિચારને માટે સ્થાન નથી, એમ તો નહિ કહી શકાય.

વહેમ અને સંસ્કારની વચ્ચેનો ભેદ સમજવો એ અગત્યનું છે: માનવવંશ શાસ્ત્રીની દૃષ્ટિએ દરેક મનુષ્યના સમૂહો-જાતિઓ ઉપજાતિઓ-જ્ઞાતિઓનાં સંસ્કૃતિ અને આચાર વિચારમાં જે કાંઈ વિશિષ્ટતાઓ હોય છે તેનાં મૂળ અમૂક વહેમ, Taboos, રૂઢિઓ સુધી જોઈ શકાય છે. આવાં વહેમ અને રૂઢિઓને

સમાજ પોતાની, પોતાના દેશની અને સમગ્ર સૃષ્ટિની પ્રગા સાથે બદલી શકે છે તો તે પોતાની ઉન્નતિ પણ સાધી શ છે. હિંદની સંસ્કૃતિના મૂલ્યાંકનના ઇતિહાસમાં અને ખાઃ કરીને બ્રિટીશ વર્ચસ્વના સમયમાં એવી સમજ હતી જે કોઈ પણ હિંદુ આચાર યુરોપીય કે અંગ્રેજ નિત્ય જીવનથ જુદાં પડે કે અગવડભર્યાં લાગે તો તે ન્યૂનતા હિંદી સંસ્કૃતિને માથે નાંખવામાં આવતી. રાષ્ટ્રપિતા ગાંધીજીના યુગથી અને હિંદી લોકરાજ્ય સ્થપાયા પછી આ મૂલ્યાંકનમાં પરિવર્તન થયુ છે. તે વિચારસૃષ્ટિમાં પણ હિંદુત્વ કરતાં હિંદીત્વને વધારે પ્રાધાન્ય આપવામાં આવતું; અને હજુ પણ એવો એક મત છે કે હિંદી-ભારતીય સંસ્કૃતિના વિકાસ ને ઉત્તેજન મળે તો હિંદુત્વનો ભોગ આપવામાં શિથિલતા ન રાખવી. પરંતુ દેશના જ્યોતિર્ધરોનો ધર્મ છે કે હિંદુત્વનાં જે કાંઈ અંશો ભારતીય સંસ્કૃતિના વિકાસમાં વિક્ષેપ લાવતા હોય તો તેમા યોગ્ય રૂપાંતર કરવાં. તેને માટે યોગ્ય અભ્યાસ અને સંશોધન કરવું.

હિંદુ જન્મ વખતથી રડે છે, તેના લગ્ન સંસ્કારમાં ધાંધલ અને શોર મચે છે, અને તેના મૃત્યુ પ્રસંગે અંત્યેષ્ટિ સંસ્કારોમાં પણ ત્રાસ અને કષ્ટનાં જ બીજ જોવામાં આવે છે. તે છતાં પણ હિંદુ સંસ્કૃતિનો ઇતિહાસ અને વિકાસ તપાસતાં આ બધા અશાન્ત અને કષ્ટમય વાતાવરણમાં ઊંડુ રહસ્ય રહેલું છે અને તે હિંદુ જીવનનું રહસ્ય સહેલાઈથી પ્રાપ્ત થઈ શકે એમ નથી. શ્રાદ્ધના પ્રસંગનો ઊંડાણુથી અભ્યાસ કરીને, તેનો અને હિંદુ જીવનનો આંતરિક સંબંધ શોધી તેના આવશ્યક અંગો શું છે, રૂઢિપ્રધાન અશુદ્ધ કર્મકાંડ કેટલું છે, હિંદુત્વને પોષક અને આવશ્યક તત્ત્વો શાં છે અને ભારતદેશની નવી આંતરરાષ્ટ્રીય સ્થિતિ અને જવાબદારીઓ ઉપાડવાને માટે હિંદુઓના સંસ્કારોમાં કેટલો અને કેવો ફેરફાર કરવો જોઈએ, એ

આજના લેખનો વિષય છે. આ પ્રસંગે સ્પષ્ટ કરવાની જરૂર છે કે આ વિષય માનવજીવનના ઇતિહાસ, તુલનાત્મક માનવ-વંશશાસ્ત્ર અને મનુષ્ય સંસ્કૃતિના સમગ્ર ઇતિહાસની દૃષ્ટિએ છણવાનો છે. મૃત્યુનો વૈજ્ઞાનિક અર્થ શું, મૃત્યુ પછીની સ્થિતિ વિશે વિજ્ઞાનને શું કહેવાનું છે, અને અર્વાચીન દૃષ્ટિએ સ્વર્ગ અને નર્કની કલ્પનાઓ માટે શું વિચાર કરી શકાય તેનું વિવરણ કરવાનું આ સ્થાન નથી. હિંદુ સંસ્કૃતિના આવશ્યક અંગો કેટલા અંશે અર્વાચીન જીવનને માટે યોગ્ય કે માન્ય છે એ સમાજવિદ્યા અને સમાજની ઉન્નતિના આદર્શોની સાથે ચર્ચી શકાય; પણ હિંદુ-પ્રજા જાતિ સમૂહ-એકમની સંસ્કૃતિના દ્યોતક અને આવશ્યક અંગોના સંશોધનમાં હિંદુ સંસ્કૃતિની સાતત્ય અને અસ્મિતાના રક્ષણ ઉપર વધારે ભાર મૂકીએ તે આદરણીય છે.

આ લેખના ચાર વિભાગ કરવામાં આવ્યા છે. પહેલાં ખંડમાં મારા અંગત અનુભવ છે; શ્રાદ્ધવિધિ મારા કુટુંબમાં કેવી પળાય છે તેનું વર્ણન છે. ૪ થી જૂન ૧૯૪૭ના સવારના બે વાગે મારા પત્નિનું હૃદય બંધ થવાથી અચાનક અવસાન થયું ત્યારે એમની શ્રાદ્ધવિધિ મારે જાતે કરવી એવો મેં બે કારણથી નિશ્ચય કર્યો: એક તો મરનારનાં હિંદુ સંસ્કૃતિના આગ્રહને માન આપીને બધી ક્રિયા સંપૂર્ણ રીતે કરવી એ વિચારથી: અને બીજું આ સંપૂર્ણ ક્રિયામાં અભ્યાસવૃત્તિ અને સંશોધનવૃત્તિ સાચવીને માનવવંશવિદ્યાની દૃષ્ટિએ સ્વતંત્ર અધ્યયનનો વિચાર. શ્રાદ્ધ કરતી વખતે અનેક પુસ્તકો ભેગા કરેલાં, ઘણું વાંચેલું વિચારેલું અને પછી છ વર્ષે આ વિશે લેખ લખવાનું નક્કી કર્યું ત્યારે પણ ફરીથી પુસ્તકો વાંચવાનો અને વિદ્વાનો સાથે વિવેચન કરવાનો લાભ લીધો હતો.

મરણ સમય  મરનારનો દેહ ડાક્ટર આવે તે પહેલા ૯ શૂન્ય પડ્યો હતો  મૃતદેહને પલગ ઉપર જ સવારના બેથી આઠ વાગતા સુધી રાખવામા આવ્યો હતો  તે પહેલા ગગાજળ અને યમુનાજળ મુખમા મૂકવામા આવ્યા હતા ત્યાર પછી નીચે જમીન ઉપર ગોમૂત્ર છાટીને અને ગોછાણથી લીપીને મૃતદેહને મૂકવામા આવ્યો  ગગાજળથી દેહને સ્નાન કરાવીને કપડા બદલાવીને, સૌભાગ્ય ચિહ્નો—ચાદલો અને આડથી મુખને સુશોભિત કરીને બીજા સબધીઓ અમદાવાદથી એરોપ્લેનમા આવે ત્યા સુધી આ મૃતદેહને શણગારીને દર્શન માટે સાડાદસ વાગ્યા સુધી રાખ્યો હતો  ત્યાર પછી હાથે બાધેલી ઠાઠડી બાણુની ઉપર આ દેહ બાધવામા આવ્યો જમણા હાથમા સમણુ લાડવો, અને બાજુમા છરી વગેરે સામાન મૂકવામા આવ્યો હતો  નીકળતી વખતે પોક સસ્કાર 'મારી ભાભી રે' એ શબ્દોથી પ્રસિદ્ધિ કરવાનો સસ્કાર મારા ભાઈ નગ્વરલાલે કર્યો હતો

ઘરમાથી નીકળતી વખતે આગળ દૃણી (સળગતા છાણાનુ માટલુ) મારા પુત્ર કાન્તિલાલે લીધેલુ અને તે અગ્નિથી અગ્નિદાહ કરવામા આવ્યો હતો  બીજા માટલામા મીઠાઈ લેવામા આવી હતી તેમાથી રસ્તામા કુતરા વગેરે પ્રાણીઓને આપવામા આવતી

શબ ઉપાડવાની ક્રિયામા અગતના સગાઓએ પહેલા હાથ આપ્યા પછી વારાફરતી બીજા મદદ કરે એવી પ્રથા છે સ્મશાનમા પહોચ્યા પછી શબને દક્ષિણોત્તર દિશામા મૂકવામા આવ્યુ અને લાકડાની ચિતા ખડકાઈને તૈયાર થાય તેટલા સુધીમા શબનુ મો ધોવા વગેરેની લૌકિક ક્રિયા પુરી થઈ ઉપરની શાલ અને કપડા વગેરેનુ દાન અપાયા પછી શબનુ માથુ

દક્ષિણ તરફ મૂકવામાં આવ્યું. જમણા હાથમાં પિંડ મૂકવામાં આવ્યો હતો. આ પ્રેતપિંડ પ્રદાન પછી અને મોં અને પગ ઉપર ઘી ચોપડયા પછી ડાબી પ્રદક્ષિણા કરીને ઘાસના પૂળા વતી મોં ઉપર મેં અગ્નિદાહ દીધો. તુલસીકાષ્ઠ એ ધાર્મિક ચિન્હ અને સુખડનો કકડો પ્રેમનું ચિન્હ ગણીને હાજર રહેલાંઓએ પોતપોતા તરફથી ચિતામાં અર્પણ કર્યાં હતાં. અગ્નિ સારી રીતે પ્રગટ થયા પછી ઘણાખરા વ્યવસાયી મિત્રોએ સ્મશાનમાંથી રજા લીધી પણ નિકટના સંબંધીઓ તો આખું શબ બળી ગયા સુધી હાજર હતા. ચિતાનો તાપ એટલો પ્રજ્વલ હતો કે અસ્થિના ટુકડા છેવટે ઘણા જ નાના થઈ ગયા હતા. આ અસ્થિને ઠંડા કરવાને માટે દૂધ અને પાણી છાંટવામાં દુગ્ધોદકદાન વિધિ કરવામાં આવી. પછી અસ્થિના ટુકડા બે કોડિયામાં કાથીની દોરીથી બાંધીને ઘેર લઈ જવામાં આવ્યા, તેને અસ્થિસંચય વિધિ કહેવામાં આવે છે. સ્મશાન છોડતી વખતે ફરીથી પાછું ન આવવું પડે એવા સંકલ્પથી ઘટસ્ફોટન વિધિ કરવામાં આવી. પાણીના ઘડાને બે પગની વચ્ચે મૂકીને પથ્થરથી ફોડીને પાછું જોયા વિના ઘર તરફ પ્રયાણ કરવામાં આવ્યું.

ઘેર ગયા પછી ડાઘુઓ હાથ મોં ધોઈ કોગળા કરી છૂટા પડયા અને પોતપોતાને ઘેર નહાવા ગયા. ત્યાર પછી દશ દિવસ સુધી ઘરમાં ખાસ ધાર્મિક ક્રિયા કરવાની નહોતી. મૃત્યુસ્થાન ઉપર રોજ દીવો કરવામાં આવતો. ત્રીજે દિવસે ઉઠમણું કરવામાં આવ્યું હતું તે સમયે સાંજના પાંચથી સાત સુધીના સમયમાં મિત્રો આવીને દિલાસો આપવાને માટે મળી ગયા. પણ ધાર્મિક ક્રિયા કરવાની નહોતી. દશાહ શ્રાદ્ધ પહેલાંનાં સમયમાં અંત્યેષ્ટિ શ્રાદ્ધ વિશે ઘણું વાંચી લીધું અને હિંદુ ધર્મની પ્રચલિત રૂઢિ અનાવશ્યક કે અગવડભરી લાગે તો પણ સંપૂર્ણ રીતે પ્રતિપાલન કરવાનો નિશ્ચય કર્યો. ગોર

દિનમણિશંકરે સૂચવેલું પુસ્તક સુરતવાળા જગન્નાથ દ્વિવેદીનું 'શ્રાદ્ધકૌમુદી' કેટલાએક અંશે અશુદ્ધ હોવા છતાં પણ પ્રચલિત હોવાને લીધે પાસે રાખવામાં આવ્યુ. પરંતુ તે ઉપરાંત સંસ્કૃત અને અંગ્રેજી પુસ્તકો પણ પાસે હતાં. મારા મિત્ર મહામહોપાધ્યાય કાણેના ધર્મશાસ્ત્રના ઇતિહાસના પુસ્તકો વાંચ્યાં હતાં અને તેમની સાથે શ્રાદ્ધની આવશ્યકતા વિશે ચર્ચા પણ ઘણીવાર કરી હતી. સાધારણ રીતે ગરૂડ પુરાણ વાંચવામા આવે છે પણ અમારે ત્યાં આ દશ દિવસ રોજ ભગવદ્‌ગીતાનો પાઠ કરવામાં આવ્યો હતો.

## दशाह श्राद्ध

આ શ્રાદ્ધ જુહુ દરિયા કિનારે મારા મિત્ર શ્રી મણીલાલ મોદીના બંગલાની છૂટી જમીનમાં કરવામાં આવ્યુ હતું.

દશાહ શ્રાદ્ધનો મુખ્ય ભાગ તો યાતના દેહના અવયવના બંધારણને માટે પિંડ આપવાનો હોવાથી તેને અવયવ શ્રાદ્ધ કહે છે. પરંતુ આખુ ક્રિયાકાંડ ઘણું લાંબું કરી નાખવામાં આવ્યું છે, પણ મેં તેમાં ટૂંકાણ ન કરવો એ નિશ્ચય કર્યો હતો.

આ ચારે દિવસના શ્રાદ્ધમાં દર વખતે આરંભમાં નિત્યતર્પણ કરવામાં આવતું. તેમાં પ્રથમ તો તીર્થઆહવાહન એટલે પુષ્કર, ગંગા, વારણસી, કનખલ, ગોદાવરી, નર્મદા, ગોમતી, તાપી, મહી વગેરેનાં આહ્‌વાહન. પછી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદોને નમસ્કાર અપાયા. ત્યાર પછી બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, પ્રજાપતિ અને બધા દેવોને, છંદ, વેદો, ઋષિઓ, પુરાણાચાર્યોને, ગંધર્વ, ઇતરાચાર્યો, સંવત્સર સાવયવ એ પિતૃઓને, દેવીઓ, અપ્સરાઓ, દેવાનુગો, સાગરો, પર્વતો, નદીઓ, નાગો, મનુષ્યો, યક્ષો, રાક્ષસો, પિશાચો, સુપર્ણો, પશુઓ, વનસ્પતિઓ, ઔષધિઓ, ભૂતગ્રામ,

ચતુર્વિદો; વળી સનંદ, સનાતન, કપિલ, અસુર, બોઢ, પંચશિખ વગેરે ઋષિઓ; પિતૃલોકમાંથી કવ્યવાલ, નલ, સોમ, યમ, અર્યમ્ણ, અગ્નિ આદિ પિતૃઓ, સોમપિતૃઓ, બહિર્ષદ પિતૃઓ; યમલોકમાંથી યમ, ધર્મ, ધર્મરાજા, મૃત્યુ, અંતક, વૈવસ્ત, કાળ, સર્વરાજ, ઔદુમ્બર, દધ્ન, પરમેષ્ઠિન, વૃકોદર, ચિત્ર, ચિત્રગુપ્ત, એ સર્વને નમન કરીને જલનું તર્પણ કરવામાં આવ્યુ હતું.

પછી પિતૃઓનું આહ્‌વાહન કરવામાં આવ્યું. તેમાં ત્રણ પેઢીથી વધારે પિતૃઓને આહ્‌વાહન કરવામાં આવતું નથી. ફક્ત પિતૃ, પિતામહ, પ્રપિતામહ, માતામહ, પ્રમાતામહ, વૃદ્ધપ્રમાતામહ એ બધાંને સપત્નીક આહ્‌વાહન કરીને તર્પણ કરવામાં આવ્યુ. તે વખતે પિતૃઓનું નામ દઈને ત્રણ ત્રણ અંજલિ આપવામાં આવી.

હિંદુ ધર્મની ઉપકારી વૃત્તિ એકલા પિતૃતર્પણથી સંતોષ પામતી નથી. લુપ્તપિંડા, પુત્રદ્વારા વિવર્જીતા, જ્ઞાતાજ્ઞાતકુલોને, પિતૃકુલે માતૃકુલે જન્મેલા બધાંને અને બંને વંશોનાં નોકરો, આશ્રિતો, સેવકો, મિત્રો, શિષ્યો, પશુઓ, વૃક્ષો અને જાણુતા અને અજાણુતા ઉપકાર કરનારાઓ, અને જન્માન્તરે પણ સંસર્ગમાં આવેલા એ બધાને સ્વાધ જળ આપવામાં આવ્યું હતું. વળી બ્રહ્મથી સ્તમ્ભ પર્યંત દેવો, ઋષિઓ અને માનવો અને સર્વ પિતૃઓ અને સપ્તદ્વિપનિવાસી અતીતો બધાને તિલોદક આપવામાં આવ્યું. શ્રાદ્ધ કરનારના કુળ અને ગોત્રમાંથી અપુત્ર મરનારના બધાની મુક્તિને માટે પોતાના ઉપવસ્ત્રોના છેડામાં પાણી નીચોવીને 'વસ્ત્ર નિષ્પીડન ઉદક'નું તર્પણ કરવામાં આવ્યુ હતું અપુત્રોની કષ્ટમય મુક્તિને માટે આ પ્રમાણે નિચોવીને જળ તર્પણ કરવામા ખાસ મહેનત અને લાગણી પ્રકટ થાય છે.

બ્રહ્મા, વિષ્ણુ, વરુણ, મૈત્ર, રુદ્ર અને સવિતા એ છ દેવોનુ 'ષડ્દલ' તરભાણુના પાણીમાં કરવામાં આવ્યું અને તેમાં અંગૂઠો ફેરવીને તેમની પ્રદક્ષિણા કરવાનો સંકલ્પ યોજાયો.

સૂર્યોપસ્થાનમ્-ઉંચા હાથ કરીને સૂર્યોપસ્થાન-સૂર્યપૂજા આસન, પાદ્ય, અર્ધ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, ફલ, તામ્બૂલ, દક્ષિણા વગેરેનું સમર્પણ કરવામાં આવ્યુ.

દિગ્દેવતાની પૂજા-પ્રાચ્ય પૂર્વ દિશામાં ઇંદ્ર, અગ્નિ દિશામાં અગ્નિ, દક્ષિણ દિશામાં યમ, નૈઋત્ય દિશાના દેવ નૈઋત્ય, પશ્ચિમ દિશામાં વરૂણ, વાયવ્ય દિશામાં વાયુદેવ, ઉદીચ્ય દિશામાં સોમ, ઇશાન્ય દિશામાં ઇશાનદેવ, ઉર્ધ્વ દિશામાં બ્રહ્મા, અવાચ્ય (નિમ્ન) દિશાયે અનન્ત; આ પ્રમાણે દશ દિશાઓના દિગ્પાલનું વર્ણન અને પૂજન કરવામાં આવ્યુ. તેમાં હિંદુઓની દેવદિશાની ભાવનાની સમજ મળે છે. પણ છેવટે અર્પણવિધિ સમસ્ત પિતૃસ્વરૂપી જનાર્દન વાસુદેવને કરવામાં આવી. કુટુમ્બની વૈષ્ણવમાર્ગની આમાં સ્પષ્ટતા દેખાઈ.

આમ તર્પણ થયા પછી વિષ્ણુપૂજન કરવામાં આવ્યુ દર્ભથી બનેલા ઘટ ઉપર વિષ્ણુની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. વૈશ્યોને વેદોક્ત કર્મ કરવાનો આ યુગમાં અધિકાર નહિ હોવાથી વેદોક્ત મંત્રોને બદલે પુરાણોક્ત વિધિથી પુરાણોક્ત ફલ પ્રાપ્તિને માટે વિષ્ણુનું પૂજન સ્થાપના સાદા મંત્રોથી પ્રેતની અસદ્‌ગતિ વિનાશ અને સદ્‌ગતિ પ્રાપ્તિ માટે પ્રાર્થના કરવામાં આવી. વૈશ્ય તરીકે મારે માટે વેદોક્ત મંત્રો કે પૂજાનો નિષેધ હતો પરંતુ મને જનોઈ પહેરાવામાં આવી હતી.

આટલો ઉપચાર અનાવશ્યક ગણી શકાય. કારણ કે મુખ્ય પિંડદાનવિધિ તો આ દિવસે છેવટના અર્ધા કલાકમાં જ કરવામાં આવી હતી. બાકીના અઢી કલાકનુ કર્મકાંડ અનાવશ્યક ગણી

ાય. મરતી વખતે દેહમાંથી આત્મા છૂટો પડતાં આત્માનું : અંગુષ્ટ જેટલું નાનું હોય છે. શરીરની બાકી રહેલી સનાઓ અને કર્મની યાતનાઓ ભોગવી શકાય તે માટે વયવો બંધાય તેને માટે અવયવપિંડ દાન કરવામાં આવ્યું. અવયવ નિષ્પત્તિ માટે પિંડસ્થાને અવનેજન પાણી સિંચન કરવામાં આવ્યું.

દશપિંડને માટે જુદા જુદા મંત્રો બોલવામાં આવ્યા હતા. પહેલા દિવસનો પિંડ શિરોનિષ્પત્તિ માટે માથું બંધાય તેને માટે, બીજા દિવસનો પિંડ આંખ, કાન, મોઢું, નાસિકાની નિષ્પત્તિ માટે, ત્રીજા દિવસે ગરદન, ભુજા અને છાતીના બંધારણ માટે, ચોથા દિવસે પેટ, નાભિ, લિંગ, ગુદા, કટિ, અને પીઠની નિષ્પત્તિ માટે, પાંચમે દિવસે ઉરુ, જાનુ (ઢીંચણ) જંઘ, પાદ એ અવયવોની નિષ્પત્તિ માટે; દાંત, રોમ, નખ, ત્વચા વગેરેની નિષ્પત્તિ માટે છઠ્ઠો પિંડ; રુધિર, માંસ, અસ્થિ, મજ્જા, શિરા, એટલા અવયવોની નિષ્પત્તિ માટે સાતમા દિવસનો પિંડ; આઠમા દિવસના પિંડથી બધા મર્મો, પાદ, અંગુલિ, બલ અને વીર્યની નિષ્પત્તિ થાય છે, નવમા દિવસના પિંડથી સર્વાંગ સંપૂર્ણ અવયવોની નિષ્પત્તિ થાય એવો સંકલ્પ છે. છેલ્લા દિવસના ક્ષુપ્તિ પાસા અવયવની નિષ્પત્તિનો સંકલ્પ છે. પિંડદાન વખતે શ્રાદ્ધકર્તાની જનોઈ અપસવ્ય ડાબા ખભા તરફ મૂકવામાં આવે છે પછી પિંડને વસ્ત્રને માટે, ઠંડી સમાવવા માટે, ગરમ ઊનનો અને ગરમીની શાંતિ માટે ઉશીર (વાળો), ચંદન અને પુષ્પો, રાલમય ધૂપ, તિલ અને અક્ષત, દ્રાક્ષ અને અન્ન નૈવેદ્ય, મૂગીફલ અને તાંબૂલ વગેરેથી અર્ચન કરી સવ્ય જનોઈથી બ્રાહ્મણ ભોજન, સીધાનું દાન, દક્ષિણાનો સંકલ્પ કરવામાં આવ્યો. પછી ચિતા ઉપર બળવાથી યાતનાદેહને થતાં દહન અને તૃષાના ઉપશમન માટે જળ અને દૂધ, અને તિલ અને ગંધની

અંજલિ આપવામાં આવી. ત્રીજા પિંડથી આરંભીને દશમાં પિંડ સુધી ૩-૫-૭-૯-૧૧-૧૩-૧૫-૧૭-૧૯ એ પ્રમાણે સો સુધી આંકડા ગણીને પિંડ શતાંજલિ આપવામાં આવી.

પછી ગોગ્રાસનો અને કાકબલિનો પ્રેતની શુદ્ધિ માટે કરવામાં આવ્યો અને તલનું અને આમળાનાં જળનું તર્પણ કરવામાં આવ્યું. શ્રાદ્ધને અંતે પિંડને દરિયામાં વિસર્જન કરવામાં આવ્યા હતા; પછી દરિયામાં સ્નાન કરીને આ દિવસનું કાર્ય પૂર્ણ કરવામાં આવ્યુ.

## एकादशाह श्राद्ध

પ્રયોગ પણ લાંબો અને કંટાળાભર્યો થયો છે. મુખ્ય-કાર્ય, અવયવબદ્ધ પ્રેતની શાન્તિને માટે પિંડદાન આપવાનુ હોય છે તેથી તેને પ્રેતશ્રાદ્ધ કહેવાય છે. નિત્યતર્પણ અને વિષ્ણુપૂજન તો દશમા દિવસે કર્યું હતું તે પ્રમાણે જ કરવામાં આવ્યુ.

સત્યેશ પૂજા ચોખાની નાની આઠ ઢગલીઓ કમળના રૂપમાં 'મંડળ' તરીકે ગોઠવવામાં આવી હતી. આ મંડળમાં રુકિમણી, સત્યભામા, જાંબૂવતી, કાલિન્દી, પ્રિયવૃન્દા, લક્ષ્મણા, ચારુહાસિની, અંબિકા એ આઠ પટરાણીઓની અષ્ટ શક્તિ સહિત સત્યેશ કૃષ્ણભગવાનની સ્થાપના પ્રાણપ્રતિષ્ઠાથી બ્રાહ્મણદ્વારા કરવામાં આવી પ્રાયશ્ચિત અને શ્રાદ્ધના વિષયમાં દરેક ઠેકાણે લક્ષ્મી નારાયણને સત્યેશના નામથી પૂજાય છે.

શ્રાદ્ધ કરવાને યોગ્યતા મેળવવા માટે દેહની શુદ્ધિ પ્રાપ્ત કરવાને પ્રાયશ્ચિત કરવાના પ્રયોજનથી જ દુર્મરણ પ્રાયશ્ચિત, સત્યેશપૂજન, વિષ્ણુશ્રાદ્ધ—ગોબ્રાહ્મણ પ્રાર્થના કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે હિમાદ્રિપ્રયોગ ભૂવર્ણનનું હિમાદ્રિ સૂત્રકારનુ લખેલુ એક સુંદર કાવ્ય વાંચવામાં આવ્યુ. સૃષ્ટિ બ્રહ્માંડ અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ, પાતલ એ

સપ્તપાતાલ ભૂલોક, ભુવર્લોક, સ્વર્લોક, જનલોક, તપલોક વગેરે અનેક વિવિધ વિભાગોનું વર્ણન છે. તેવા અનેક દેશોમાં પરિભ્રમણથી અનેક જાતના પાપથી પ્રેત મુક્તિ પામે તે માટે આ વિધિ કરવામાં આવે છે. સાથે તે કાવ્ય વાંચનાર ને અન્ય બ્રાહ્મણોને માટે દક્ષિણાનો સંકલ્પ તો હતો જ.

પ્રાયશ્ચિતનો સંકલ્પ દૃઢ કરવાને માટે મૃત્તિકા—માટી—ગોમય—પંચગવ્ય—ગોરજ-સપ્તધાન્ય ફલ સર્વોષધી હિરણ્ય ગંગોદક ભસ્મ (વૈષ્ણવોને માટે કુશોદક) વગેરે શરીરે ચોળીને શુદ્ધિ પ્રાપ્ત કરવાને માટે પ્રાયશ્ચિત પ્રયોગ કરવામાં આવ્યો.

દેહશુદ્ધિ માટે આટલી મહેનત લીધા પછી પણ મુખાવલોકનનો પ્રયોગ કરવાની જરૂર રહી હતી. કાંસાના પાત્રમાં ઘી પૂરીને પંચરત્ન સાથે છાયાદોષ નિવારણ માટે શરીરના ગાત્રોમાં રહેલા દૂર્ભાગ્યના નિવારણ માટે ઘીમાં મારા મુખનું અવલોકન કરાવવામાં આવ્યુ.

આ પછી પ્રાયશ્ચિત હોમ, વળી બ્રહ્મસૂક્ત, વિષ્ણુસૂક્ત, રુદ્રસૂક્ત, યમસૂક્ત અને તત્પુરુષસૂક્ત એ પંચસૂક્ત જપને ખાસ અગત્ય આપીને તેનો પાઠ કરવાને માટે જુદા બ્રાહ્મણો બોલાવવામાં આવ્યા હતા. પ્રેતના પ્રેતત્ત્વ નિવૃત્તિ માટે અને અસદ્‌ગતિ વિનાશને માટે અને સદ્‌ગતિ પ્રાપ્તિને માટે આ વિધિ ઉપર ભાર મૂકાયો હતો.

આટલી વિધિ પછી એકાદશ પિંડદાન પ્રયોગ શરૂ થયો. તેમાં પ્રેતના નામથી એક ઘટ સ્થાપીને ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, વસ્ત્રદાન કરીને દશવાર વિષ્ણુનું સ્મરણ કરીને જવને બદલે ઘી લોટ અને તલના પિંડ પ્રેતને તૃપ્તિ પર્યંત ભોજન કરવા માટે આપવામાં આવ્યા. પંચદેવતા સ્થાપન પ્રયોગ બીજા એક પાટલા ઉપર ચોખાની નાની ઢગલીવાળું એક બીજું મંડલ તૈયાર કરવામાં આવ્યુ હતું. તેની ઉપર પાંચ કલશ (લોટા)

મૂકીને પાંચ દેવોની સ્થાપના કરવામાં આવી હતી. બ્રહ્મકલશમાં ગોધુમા—ઘઉં, વિષ્ણુકલશમાં ચોખા, રુદ્રકલશમાં મગ, યમકલશમાં માષ—અડદ, પ્રેતકલશમાં તલ, બ્રહ્માને માટે રૂપાની, વિષ્ણુને માટે સોનાની, રુદ્રને માટે તાંબાની, યમને માટે લોઢાની અને તત્પુરુષને માટે સીસાની મૂર્તિઓ બનાવી હતી.

પંચદેવતર્પણ

આ પાંચ દેવોને, પાંચ પિંડ અને એકાદશ શ્રાદ્ધના ૧૧ અને માસિક શ્રાદ્ધના ૧૬ એમ મળીને ૩૨ પિંડ આપવામાં આવ્યા હતા. પિંડના અર્પણને માટે વિષ્ણુના પ્રતીકરૂપે દર્ભના ૧૧ ચટ બનાવવામાં આવ્યા હતા, અને મંત્રમાં એમ બોલવામાં આવ્યુ કે પ્રથમ પિંડ વિષ્ણુને, બીજો શિવને, ત્રીજો યમને, ચોથો સોમરાજને, પાંચમો હવ્યવાહનને, છઠ્ઠો કવ્યવાહનને, સાતમો મૃત્યુને, આઠમો રુદ્રને, નવમો પુરુષને અને દશમો પ્રેતને અને છેલ્લો અગિયારમો પાછો વિષ્ણુને અર્પવામાં આવે છે. ત્યાર પછી આ એકાદશ પિંડ ઉપર જલધારા દાન કરવામાં આવ્યુ અને આ તર્પણથી પ્રેતમોક્ષ થાય એવો સંકલ્પ કરવામાં આવ્યો. આના પછી વૃષોત્સર્ગપ્રયોગ એટલે વાછરડાને છૂટો મૂકવાની ક્રિયા કરવામાં આવી. પ્રથમ તો પ્રેતમાતૃકાનુસ્થાપન કરવામાં આવ્યુ હતું. આ માતૃકાનાં નામ કાલી કરાલી, વિકટા, ભીષણા, મહોત્કટા, સંહારિણી, દુરાધર્ષા એ સાત નામોથી તેમની સ્થાપના, પ્રતિષ્ઠા અને પૂજન કરવામાં આવ્યુ હતું. તેમની વચ્ચે એક કલશમાં રુદ્રની સ્થાપના કરવામા આવી હતી. વાછરડો અને વાછરડી પ્રત્યક્ષ હાજર રાખવામાં આવ્યાં નહોતાં પરંતુ દર્ભના બે ચટ કરી એકમાં વાછરડાની અને બીજામાં વાછરડીની કલ્પના કરી તેની પૂજા અને તર્પણ કરવામાં આવ્યા હતા. આ પૂજાનુ કારણ એમ હશે કે વૃષ સ્વતંત્ર રીતે જગતમાં આનંદ કરે અને સહસ્ર વનમા ફરીને અને ગોકુળમા ક્રીડા કરીને પ્રેતનાં પ્રેતત્ત્વ નિવૃતિમાં, અસદ્ગતિ

વિનાશમાં અને સદ્‌ગતિ પ્રાપ્તિમાં મદદ કરે. આ વિધિ પછી જ શ્રાદ્ધ પ્રયોગની યોગ્યતા થાય છે એમ કહેવાય છે. વૃષોત્સર્ગની ક્રિયા ગરૂડ પુરાણ કરતાં વધારે પ્રાચીન છે, અને શ્રાદ્ધ સિવાય કાર્તિક કે અશ્વિન માસમાં શુભ કર્મ તરીકે થઈ શકે એવો વિષ્ણુ ધર્મસૂત્રમાં ૮૯–૧–૨૦માં સ્પષ્ટ વર્ણન છે.

એકાદશ શ્રાદ્ધની સાથે માસિક ષોડશી અને ષોડશી નામનાં શ્રાદ્ધ કરવામાં આવ્યાં. આ ષોડશીમાં પાંચ પિંડ દેવોને અને અગિયાર મરનારને આપવામાં આવ્યા. આમાં એક દેવષોડશી કહેવાય છે અને બીજી બે પ્રેતને અપાય છે. વિસર્જન વખતે બધા પિંડો દરિયામાં નાખી દેવામાં આવ્યા હતા અને ત્યાર પછી ગોગ્રાસ, કાકબલિ અને કાગવાસ ઘેર આવ્યા પછી કરવામાં આવ્યા હતા.

### द्वादशाह श्राद्ध

દ્વાદશાહ પિતૃશ્રાદ્ધની ક્રિયામાં પહેલા નિત્યતર્પણ અને ત્યારબાદ વિષ્ણુપૂજા પહેલા બે દિવસની માફક કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે કાલકામસંજ્ઞકા વિશ્વેદેવોનુ આહ્‌વાહન કરવામાં આવ્યુ હતું અને તેમની બે ઘટમાં સ્થાપના કરવામાં આવી હતી. પછી દિગ્બંધન કરીને દિશાઓના દેવતાઓની સ્થાપના કરવામાં આવી હતી. પછી તેમને આસન, અર્ધ્ય ગંધાદિ દાન કર્યા પછી અગ્નૌકરણ કરવામાં આવ્યુ. તે ક્રિયામાં દૂધ, સાકર અને ચોખાનુ મિશ્રણ કરીને પ્રેતપિંડ વિશ્વે દેવા, અને કવ્યવાહન અગ્નિને પીરસવામાં આવ્યા.

કુટુંબમાં અસંસ્કૃત કે દુષિત મરણ થયા હોય અથવા તો જેને અગ્નિ સંસ્કાર પણ ન થયા હોય તેવા સગાંઓને વિકિર નામનો પિંડ અપાય છે. મરનારને માટે નાળિયેર જેવો મોટો અને લાંબો પિંડ કરવામાં આવ્યા પછી ત્રણ જુદા ગોળ પિંડ પિતા, પિતામહ અને પ્રપિતામહ નામના કરવામાં આવ્યા.

દ્વાદશાહ શ્રાદ્ધની ખાસ વિશિષ્ટતા એ છે કે પિંડ સંયોજન વિધિથી મરનાર પ્રેતનુ કુટુંબના પિતૃઓની સાથે સંયોજન થાય છે. આ વિધિ પછી પ્રેતનુ વ્યક્તિત્વ સ્વતંત્ર રહેતું જ નથી અને પ્રેતને પિતૃનું સ્થાન પિતૃલોકમાં પ્રાપ્ત થાય છે તે સમજાવવાને માટે આ વિધિ કરવામાં આવે છે. પ્રેતના પિંડને ત્રણ સરખા ભાગ તારથી કરવામાં આવ્યાં અને તેનાં જરા પોલાણ કરીને તેમાં મધ અને ઘી ચોપડીને પિતાના પિંડ સાથે તેનુ સંયોજન કરીને તેમાંથી એક ગોળ પિંડ કરી અને અસલ પિતૃ પિંડની જગ્યાએ મૂકવામાં આવ્યો. તેવી જ રીતે બીજા અને ત્રીજા ભાગના પિંડમાં પણ સંયોજન કરીને ચાર પિંડમાંથી ત્રણ જ પિંડ રહે તેવી રીતે સંયોજન કરવામાં આવ્યુ હતું. આ ક્રિયાથી પ્રેતત્વ નિવૃત્તિ અને વસુ, રુદ્ર અને આદિત્ય લોકની પ્રાપ્તિ થાય છે. ત્યાર પછી ભ્રાન્તિથી પણ મરનારને માટે પ્રેત શબ્દ નહિ પણ 'પિતૃ' શબ્દ વાપરવો. પિંડ સંયોજન વિધિ હિંદુ સંસ્કૃતિની એક આવશ્યક વિધિ ગણાય છે. કારણ કે જ્યાં સુધી પ્રેતનુ પ્રેતત્વ નાશ પામે નહિ અને પિતૃ સમગ્ર સાથે તેનુ સંયોજન થાય નહિ ત્યાં સુધી તેના જીવને શાન્તિસ્થળ પ્રાપ્ત થાય નહિ. ત્યારપછી પિંડપૂજન, ગાય મોક્ષધેનુ, નિશ્વાસધેનુ, (કામ પૂરું ન થવાથી નિશ્વાસ નખાય તેના દોષ નિવારણને માટે) ગોગ્રાસ, કાકબલિ વગેરે વિધિ કરવામાં આવી હતી.

## त्रयोदशा श्राद्ध

આ શ્રાદ્ધમા પણ પહેલા ત્રણ દિવસની માફક વિષ્ણુપૂજા અને નિત્યતર્પણથી શરૂઆત કરવામાં આવી હતી. આજના શ્રાદ્ધના પ્રથમ વિભાગને પાન્થિક શ્રાદ્ધ કહેવાય છે કારણ કે પ્રેત પિતૃરૂપ થયા પછી પિતૃલોકમાં જવાને માટે પ્રયાણ કરે છે તે વખતે તેની મદદને માટે આવશ્યક સાધનોનું દાન

બ્રાહ્મણને કરવામાં આવે તો તે વસ્તુઓ મરનારને પહોંચે છે. આ પથિકને નીચેની વસ્તુઓનુ દાન આપવામાં આવ્યુ હતું. ૧ ઝોળી, ૧ ધાબળી, પંચ વસ્ત્ર, લોટી, દોરી, લાકડી, છત્રી, ચંપલ, ફાનસ, તાવી, લોહદંડ, મીઠું, ખીચડી, મોદક. આ વસ્તુઓ લઈને બ્રાહ્મણ તરત જ ચાલતો થયો કે જેથી મરનારની મરણ યાત્રામાં તે વસ્તુઓ ઉપયોગી થઈ પડે.

ત્રયોદશ માતૃપૂજન, લલિતા, વિશ્વમાતા, ભદ્રા, ભુવનેશ્વરી, કંદર્પવાસિની, આર્યા, મોક્ષદા, દેહગા, મુકિતદા, પદ્મા, ક્ષમા, કીર્તિ, રેવતી–તેમની પ્રતિષ્ઠા કરીને તેમને મંત્ર પુષ્પાંજલિથી ચંદન સહિત અર્ઘ આપીને પૂજા કરવામાં આવી હતી. 'પરંતુ કેટલાએક દેશમાં લલિતાદિનું ખાખરના પાંદડાના પડિયામાં તેર ચાલ્લા કરી તેનું પૂજન કરાવવામાં આવે છે.'

તેની સાથે અનંત, બ્રહ્મા, ભાસ્કર, ઈશ્વર, વિશ્વરૂપ, મહાકાલ, સૃષ્ટિસંહારક, વામન, વિષ્ણુ, પદ્મનાભ વાસુદેવ, કેશવ, નરસિંહ, ત્રિવિક્રમ એ ચૌદ દેવોની પ્રતિષ્ઠા કરીને પૂજન કરવામાં આવ્યુ હતું પછી આ તેર દેવીઓ અને ચૌદ દેવોને દક્ષિણા સહિત સિધુ અપાવીને સાથે મોદકો અપાવીને પાન્થેય શ્રાદ્ધ પૂરુ કરવામાં આવ્યુ. ત્યાર પછી કાર્યમાં શય્યા પ્રદાન એટલે કે મરનારની પાછળ શય્યાના સામાન લક્ષ્મી નારાયણને અર્પણ કરીને ગોરને આપવામાં આવ્યો હતો. શય્યામાં સોનાની મૂર્તિના લક્ષ્મીનારાયણની પૂજા કરીને જે બ્રાહ્મણને શય્યા આપવાની હોય તેની પણ પૂજા કરી હતી.

શય્યાદાનમાં નીચેની વસ્તુઓ અપાઈ હતી. પલંગ, પથારી, ચાદર, રજાઈ, સ્ત્રીનાં કપડાં અને દાગીના, પુરુષના કપડાં અને દાગીના, પાદુકા, છત્રી, ગાગર, લોટો, કરબડો, પદ, દીવી, કોડિયુ, કાચા લાડુ. વસ્તુઓની સંખ્યા તો નિર્મિત હોય છે. પરંતુ ગોર અને યજમાનના સંબંધ અને શ્રદ્ધાના પ્રમાણમાં કિંમતમાં ફેરફાર થઈ શકે છે.

આ પછી લલિતાદિ દેવદેવીઓનુ અને કુભનુ વિસર્જન કર્યા પછી શ્રાદ્ધવિધિ સપૂર્ણ થઈ ગણાઈ અને ત્યાર પછી આશીર્વાદ વચન પછી શ્રાદ્ધની પૂર્ણાહુતિ કરવામા આવી હતી

આ ચારે દિવસના અત્યેષ્ઠિ શ્રાદ્ધમા જનોઈના સ્થાનપર ખાસ ભાર મૂકવામા આવ્યો હતો દેવતાઓની પૂજનવિધિ વખતે જનોઈ જમણા ખભા પર રાખવામા આવતી હતી અને ઋષિઓની પૂજા વખતે જનોઈ ગળામાં કઠી તરીકે રાખવામા આવતી હતી અને પ્રેતને અથવા પિતૃલોકની પૂજા કરતી વખતે જનોઈ ડાબા ખભા ઉપર રાખવામા આવતી હતી

શ્રાદ્ધવિધિમા દીપનુ સ્થાન વિચાર કરીને કલ્પેલુ હોય છે, પ્રેત શ્રાદ્ધમા દીપ દક્ષિણ દિશામા મૂકાય છે, પાર્વણ શ્રાદ્ધમા નૈઋત્ય દિશામા, સાવત્સરિક શ્રાદ્ધમા અગ્નિ દિશામા અને વૃદ્ધિ શ્રાદ્ધમા પૂર્વ દિશામા, તેનુ કારણ તે તે દિશામા યમ, વિષ્ણુ, અગ્નિ અને સૂર્યનુ સ્થાન ગણાય છે

શ્રાદ્ધ સબધી ઘણુ વિચારમથન થયુ લાગે છે વિશ્વે દેવોની પૂજા બધા કાર્યમા આવશ્યક હોય છે પરતુ જુદી જુદી ક્રિયાઓની સાથે જુદા જુદા વિશ્વદેવોની કલ્પના યોજવામા આવી છે અવસાન શ્રાદ્ધમા કાલ અને કામ નામના વિશ્વેદેવો છે સપિંડક શ્રાદ્ધમા પુરુરવ અને આદ્રવસ, સાવત્સરિક શ્રાદ્ધમા ક્રતુ અને દક્ષ, માતામહ અને નાદી શ્રાદ્ધમા વસુ અને સત્ય, મહાલય શ્રાદ્ધમા ધુરિ અને લોચન એમ નામ અપાય છે

ત્રયોદશ શ્રાદ્ધ પછી ઉન્માસિસ શ્રાદ્ધ પહેલો મહિનો પૂરો થયા પહેલા કરવામા આવ્યુ હતુ ઉન્માસિસ શ્રાદ્ધમા પ્રથમ વિષ્ણુપૂજા અને નિત્યતર્પણ કરવામા આવ્યુ હતુ ત્યાર પછી ત્રણ પેઢીના પિતૃઓને વસુ, રુદ્ર અને આદિત્યના રૂપમા આહ્વાહન કરવામા આવ્યુ હતું વળી પુરુરવ અને આદ્રવસ

નામના વિશ્વેદેવોનુ પૂજન કરવામા આવ્યુ આ વખતે મરનારને અને ત્રણ પેઢીના બીજા એમ ચાર પિંડોનુ દાન કરવામા આવ્યુ હતુ.

ઉપર પ્રમાણે માસિક શ્રાદ્ધ પ્રયોગ પણ કરવામા આવ્યો અને પ્રસગે છ માસના પિંડ છમાસિસા સારીને આપી દેવામા આવ્યા હતા પિંડ અર્પણ કરતા પહેલા અર્ઘપાત્રપુરણ, અગ્નૌકરણમ્ અને વિકરપિંડ દાન એટલા પ્રયોગો કરવામા આવ્યા હતા દરેક શ્રાદ્ધ પછી બ્રાહ્મણ ભોજન, વાયસઅન્ન એટલે કાગવાસ, કૂતરાઓ, કીડીઓ અને અતિથિઓને માટે અન્નના જુદા વિભાગો અપાયા. વળી પરલોકમા ઠડુ જળ મળે તેટલા માટે જળ ભરેલા માટીના ઘડાઓ દક્ષિણા સાથે એક વર્ષ સુધી દરેક માસનો એક ગણીને અપાયા

વર્ષ પૂરુ થતા પહેલા ઉંનાબ્દિક શ્રાદ્ધ કરવામા આવ્યુ હતુ તેમા પણ બીજા બધા દિવસના શ્રાદ્ધની માફક કર્મકાડ થયુ હતુ નીલોદ્રાહ નામની ક્રિયા વધારેમા હતી તેમા પણ આત્મશુદ્ધિ માટે મહાવિષ્ણુનુ પૂજન, પછી અષ્ટ દલ કરીને અષ્ટ શક્તિનુ પૂજન, તેની સાથે સત્યેશ પૂજા, વ્યાહુતિ હોમ, મુખાવલોકન ક્રિયા અને બ્રહ્મભોજન એ ક્રમ હતો

આ ઉપરાત પુરુષનુ શ્રાદ્ધ ગયામા અને સ્ત્રીનુ મહાશ્રાદ્ધ સિદ્ધપુરમા થાય એ અમારા કુટુબમા તેમ જ ઘણા દેશમા રિવાજ છે. આ પ્રમાણે મરનારનુ માતૃશ્રાદ્ધ મારા પુત્ર કાન્તિલાલે સિદ્ધપુર જઈને સરાવ્યુ હતુ

પાર્વણ (અમાવાસ્યાનુ તર્પણ) શ્રાદ્ધ સાવત્સરિક શ્રાદ્ધ, મહાલય શ્રાદ્ધ, અમારા કુટુબમા પ્રચલિત નથી પરતુ સવત્સરીના દિવસે અને શ્રાદ્ધપક્ષની મહાલય તિથિને દિવસે કુટુબીજનો ભેગા થઈને જમે છે. અને બ્રહ્મભોજન પણ પૂજા વિના પણ દક્ષિણા સાથે કરાવવામા આવે છે મત્રોપચાર કે

કોઈ પણ વિધિ વિના કેવળ સ્મૃતિ માટે કુટુંબજનો ભેગા થાય અને સહભોજન કરે તેમાં સુયોગ્યતા છે.

## ખંડ બીજો શ્રાદ્ધનો ઇતિહાસ

શ્રાદ્ધના પ્રકાર: શ્રાદ્ધના ઇતિહાસ ઉત્પત્તિ અને વિકાસના નિરુપણ માટે સૌથી પહેલાં તો શ્રાદ્ધનાં પ્રકાર જોઈએ. શુભ અને અશુભ એમ બે પ્રકારના શ્રાદ્ધ ગણાય છે. દરેકમાં શ્રાદ્ધથી જ્યાં અપાય છે તે શ્રાદ્ધ એ અર્થ અનુકૂળ અને યોગ્ય છે. નાન્દી શ્રાદ્ધ, ઉપનયન, વિવાહ, સીમંત, પુંસવન ઇત્યાદિ કર્મને અંતે, અથવા પ્રારંભમાં, શુદ્ધિશ્રાદ્ધ, દૈનિક શ્રાદ્ધ, આરોગ્ય પ્રાપ્તિ (પુષ્ટિ) શ્રાદ્ધ–એ બધા શુભ પ્રસંગે યોજાય છે અંત્યેષ્ટિ શ્રાદ્ધ, સપિંડીકરણ શ્રાદ્ધ પાર્વણ શ્રાદ્ધ, દશથી ત્રયોદશ શ્રાદ્ધ, સંવત્સરી અને મહાલય શ્રાદ્ધો પ્રેત અથવા પિતૃને સંબોધીને યોજાયેલા હોવાથી અશુભ વર્ગમાં આવે છે.

પ્રાચીન સમયમાં આ બધા પ્રકારનાં શ્રાદ્ધ પ્રચલિત હતા તે ગુહ્યસૂત્રો ઉપરથી જણાય છે. શાંખાયન ગૃહ્યસૂત્રના ત્રીજા અધ્યાયમાં સપિંડીકરણ શ્રાદ્ધની પછી તરત જ આભ્યુદયિક શ્રાદ્ધનુ વર્ણન છે. તેમાં પિતૃઓનુ આહ્‌વાહન થતું નથી. જનોઈ જમણી બાજુ પહેરવામાં દર્ભ સીધા રાખવામાં આવતા અને લતને બદલે જવ વપરાતા–પિંડમાં દહીં, જાંબુફળ, અને ધાણી નાખવામાં આવતાં. નાન્દીમુખ પિતૃઓને સંબોધીને પૂછવામાં આવતું કે 'સ્વદિતમ' અને બ્રાહ્મણો તરફથી 'સ્વધા' એમ ઉત્તર મળતો.

પારસકરતું ગૃહ્યસૂત્ર શ્વેત યજુર્વેદનો ભાગ છે અને કાત્યાયનના શ્રોત્ર સૂત્રોની સાથે પરિશિષ્ટ ગણાય છે. તેના ત્રીજા કાંડની દશમી કંડિકામાં મરણ વખતના સંસ્કારો ટૂંકાણમાં વર્ણવ્યા છે અને તેમાં મુખ્ય કાર્ય જલતર્પણનું છે. ઘરમાં

અગ્નિહોત્રીના ઘરમાંથી લઈ જવો પરંતુ જેમના ઘરમાં અગ્નિ ન રાખવામાં આવતો હોય તો તેમનો અગ્નિદાહ તો ગમે તે પ્રકારના અગ્નિથી કરી શકાય. સ્મશાનમાં અગ્નિદાહ કર્યા પછી મરનારના સઘળા કુટુંબીજનોએ–સાતમી કે દશમી પેઢીના સંબંધવાળાઓએ પણ–જળાશયમાં ઉતરવું અને એક જ વસ્ત્ર પહેરવું અને જનોઈને જમણા ખભા ઉપર રાખવું. પછી ડાબા હાથની ચોથી આંગળીથી પાણી છાંટવું અને વાજસ્નેય-સંહિતાના ૩૫–૬ મંત્રથી બોલવું કે તેના તેજથી અહીંથી અશુભને દૂર કરો. પછી દક્ષિણમુખ થઈને પાણીમાં ડૂબકી મારવી. પછી બે હાથ જોડીને જલતર્પણની અંજલી મરનારને આપવી અને કહેવું કે આ જળ તમારે માટે છે. ત્યાર પછી જળાશયમાંથી બહાર નીકળી ઘાસવાળી જમીન પર બેસવું. અને ત્યાં શોક દૂર કરવાને માટે વાર્તાલાપ કરવો. પછી પાછું જોયા વગર સ્મશાનમાંથી બધાએ એક જ હારમાં પાછું આવવું અને તેમાં સુવાનો આગળ ચાલે. ઘરના બારણામાં લીમડાના પાંદડા ચાવવા, જળનુ આચમન કરવું અને જળ, અગ્નિ, ગોમય, શ્વેત મરીના દાણા અને તેલને અડકવું અને પથ્થર ઉપર પગ દઈને ઘરમાં જવું. ત્રણ દિવસ સુધી બ્રહ્મચર્ય પાળવું, જમીનપર સૂવું, કશું કામ ન કરવું અને કરવું પડે તો તેના પૈસા ન લેવા. બહારથી આણેલું અથવા તો મળેલું અન્ન ફક્ત દિવસના ખાવું અને માંસાહાર ન કરવો.

રોજ એક પિંડ મરનારને આપવો અને રાત્રે હવામાં માટીના ઘડામાં દૂધ અને પાણી મૂકવું અને ‘મરનાર પ્રેત આમાં ન્હાજે’ એવા શબ્દો બોલવા. મરણનું સૂતક ત્રણ રાત અથવા દશ રાત રિવાજ પ્રમાણે રહે છે તે સમયમાં વૈદિક મંત્રોનું સ્વાધ્યાય ન કરવું અને શરૂ કરેલી વિધિઓ પણ બંધ રાખવી.

અગિયારમે દિવસે એકી સંખ્યાના બ્રાહ્મણો જમાડવા

જોઈએ. તેમાં માંસ આપવું જોઈએ.' તે વખતે મરનારના માનમાં ગાય મારવાનો રિવાજ કેટલાએક પાળતા હતા.

આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં (૪-૧) મરણ ક્રિયાનું વર્ણન છે. પ્રથમ તો મૃતદેહના માથાના અને દાઢીના વાળ અને નખનું વપન કરવામાં આવતું મૃતદેહને ગાડામાં ગાયોને જોડીને લઈ જતાં. પાછળ ગાય અથવા બકરીને આગલા ડાબા પગેથી દોરડાથી બાંધીને લઈ જતા. તેની પાછળ સગાવહાલાં ઉંમર પ્રમાણે—વૃદ્ધો પહેલાં અને જુવાનો પછી—મરનારનો અગ્નિ અને યજ્ઞનાં વાસણો—એ ક્રમમાં લઈને જતાં. તેમની જનોઈ ખભાને બદલે કમર ઉપર વીંટીને અને માથાના વાળ છૂટાં મૂકીને તેઓ શોક અને અશૌચનુ ભાન કરાવતાં. સ્મશાનમાં પહોંચ્યા પછી ત્રણવાર પ્રદક્ષિણા કરીને, શમીની ડાળથી જળ છાંટીને ૠગ્વેદનો (૧૦૪-૯) 'અહીંથી જતો રહે' એ મંત્ર ભણવામાં આવતો.

દર્ભ અને કાળા હરણના ચર્મ ઉપર મૃતદેહને મૂકવામાં આવતો; આહ્વનીય અગ્નિ તરફ મસ્તક મૂકવાનુ દેહની ઉત્તરે મરનારની સ્ત્રીને સુવાડવામાં આવતી અને મરનાર ક્ષત્રિય હોય તો તેનુ ધનુષ્ય પણ મૂકવામાં આવતું. પછી સ્ત્રીનો ભાઈ અથવા મરનારનો શિષ્ય અથવા તો જૂનો નોકર વિધવાને ઉઠાડે અને તે વખતે ઋગ્વેદનો (૧૦ ૧૮ ૨૮) મંત્ર બોલે. ત્યાર પછી ધનુષ્યના ટુકડા કરીને, તેના યજ્ઞના પાત્રો—જમણા હાથમાં જુહુ (ચમચો), જમણી બાજુએ લાકડીની અસિ (સ્ફ્ય) ડાબી બાજુએ અગ્નિ હોત્રાવણી (કડછી) છાતી ઉપર ધ્રુવા નામનો (કડછો), મસ્તક ઉપર થાળીઓ અને દાત ઉપર દબાણુ—પથ્થરો, નાકના કાણામાં સ્રુવા નામની નાની ચમચીઓ તેના બે કાનમાં પ્રાશિત્રહરણ પાત્રો, પેટ ઉપર પાત્રી, ગુહ્યાંગમાં શમ્યા દંડ, જાંઘ ઉપર લાકડા, પગ ઉપર ખલ અને દટ્ટો અને પગના આંગળા ઉપર ટોપલીઓ.—એ પ્રમાણે ગોઠવતા. ઘંટીના પડો,

તાંબા, લોખંડ અને માટીના વાસણો વારસ પુત્રને આપવામાં આવતા.

પછી યજ્ઞાહુતિમાં અપાયેલી ગાયનું અવલંબિકા omentum મૃતદેહના મસ્તક અને મુખ ઉપર મૂકવામાં આવતું ને ઋગ્વેદના ૧૦-૧૬-૭ મંત્રથી સંબોધવામાં આવતું કે અગ્નિથી બચવા માટે આ કવચ પહેર. પછી ગાયનાં યકૃતને (ઋગ્વેદ ૧૦-૧૪-૧૦) મંત્રથી હાથમાં અને હૃદય મૃતદેહના હૃદય ઉપર અર્પણ કર્યા પછી મંત્ર બોલીને છાતી ઉપર તિલાંજલિ આપવામાં આવતી. ત્યાર પછી જ ઋગ્વેદ ૧૦-૧૪-૭ના અને ૧૦-૧૮-૩ના મંત્રો બોલીને અગ્નિદાહ કરવામાં આવતો. સાથે મરનારને જીવન સૃષ્ટિથી છૂટો પડયો છે એમ કહેવામાં આવતું. ત્યાર પછી બધા સ્મશાનયાત્રીઓ જળાશયમાં જઈને નહાય અને વસ્ત્રો બદલ્યા પછી રાત્રિના તારકો દેખાય ત્યાં સુધી જળાશય કિનારે બેસે અને શાસ્ત્રવાર્તાલાપ કરે.

ઘેર પહોંચ્યા પછી તે રાત્રે રસોઈ કરવાની નહિ અને ત્રણ રાત્રિ સુધી મીઠા વાળું ભોજન કરવાનું નહિ અને બાર દિવસ સુધી વેદાધ્યયન કે દાન કોઈ કરતું નહિ.

અસ્થિ સંચયની ક્રિયા માટે દશમા દિવસ પછી એકી સંખ્યાના વૃદ્ધ પુરુષો સ્મશાનમાં જાય. ઋગ્વેદના ૧૦-૧૬-૪ મંત્રો વતી દૂધ અને પાણી શમી વૃક્ષની ડાળીથી છાંટીને અસ્થિ—અંગૂઠો અને ચોથી આંગળી વડે-પહેલાં પગના અને છેવટે મસ્તકના અસ્થિ ભેગા કરે. પછી ઋગ્વેદના ૧૦-૧૮-૧૦ અને ૧૦-૧૮-૧૩ ના મંત્રો ભણીને જળાશયમાં નાખે અને ત્યાર બાદ શ્રાદ્ધ કાર્ય શરૂ કરે.

શાંખાયન ગૃહ્ય સૂત્રમાં પણ લગભગ સરખી શ્રાદ્ધ ક્રિયાનું વર્ણન કરવામાં આવ્યુ છે. એકોદ્દિષ્ટ શ્રાદ્ધમાં પણ બ્રાહ્મણોને 'સ્વાદિતમ્' એ પ્રશ્ન પૂછવામાં આવતો; અને ઉત્તરમાં 'તૃપ્ત'

એમ કહેવાતું. સપિંડ-કરણનો વિધિ તે વખતે પણ પ્રચલિત હતો. ત્રણ પિતૃના પિંડમાં નવા પ્રેતનો પિંડ મેળવીને ચારના પાછા ત્રણ પિંડ કરવામાં આવતા અથવા તો તિલોદકથી ભરેલા ચાર પિતૃઓના ઘડામાંથી ત્રણ ઘડા કરવામાં આવતા.

ગૃહ્યસૂત્રોમાં શ્રાદ્ધના સમયે અગણિત દેવોનુ આહ્વાહન અને તર્પણ કરવામાં આવતું. શાંખાયન ગૃહ્યસૂત્રના ચોથા અધ્યાયના ૯ અને ૧૦મા ખંડમાં દેવોના નામોની મોટી યાદી છે. અગ્નિ, વાયુ, સૂર્ય, વિષ્ણુ, પ્રજાપતિ, વિરૂપાક્ષ, સહસ્રાક્ષ, સોમ, બ્રહ્મ, વેદ, દેવતા, ઋષિઓ, છંદો; ઓમ, વષત, મહાવ્યાહૃતા, સાવિત્રી, યજ્ઞો, સ્વર્ગ, પૃથ્વી, નક્ષત્રો, વાયુ, દિગ, રાત્રિ, સંખ્યા (Number), સંધ્યા, સમુદ્ર, નદી, પર્વતો, ક્ષેત્રો, વનસ્પતિ, વૃક્ષો, ગંધર્વો અને અપ્સરાઓ, નાગો, પક્ષિઓ, સિદ્ધો, સાધ્યો, વિપ્રો, યક્ષો, રાક્ષસો; ત્યાર પછી શ્રુતિ, સ્મૃતિ; વળી વિશ્વામિત્ર, જમદગ્નિ, વામદેવ, અત્રિ, ભરદ્વાજ, વસિષ્ટ એ ઋષિવૃંદ, વળી સુમન્તુ, જૈમિનિ, વૈશંપાયન, પૈલ, સૂત્ર, ભાષ્ય, ગાર્ગ્ય બભ્રુ, બાભ્રવ્ય, મન્ડુ, માંડવ્ય, ગાર્ગી, વાચકનવી, સુલમા, મૈત્રિયી; વળી કૌષિતકી, મહાકૌષિતકી, સૂયગ્ન, સાંખાયન, ઐતરીય, ભારદ્વાજ જાતુ કર્ણ્ય, ગાગ્ય, શાકલ્ય, મન્ડુકેય, ગૌતમી વગેરે અનેક વ્યક્તિઓનાં નામ અર્ધ્ય આપવાને માટે ગણાવવામાં આવતા. આ રૂઢિ હજુ પણ ચાલુ છે.

મનુસ્મૃતિ (ઈ. પૂ. બે થી ઈ. પ. બે શતકના કાળનો) ગૃહ્ય સૂત્રો પછીના સમયનો સુપ્રસિદ્ધ ગ્રંથ છે, અને તેમાં આવેલું શ્રાદ્ધ ક્રિયાનુ વર્ણન આધારભૂત ગણી શકાય.

ત્રીજા અધ્યાયમાં ૧૨૨ થી ૨૮૬ શ્લોકોમાં શ્રાદ્ધવિધિનુ ટૂંકાણમાં પણ સરળતાથી નિરૂપણ કરવામાં આવ્યુ છે. માસિક શ્રાદ્ધમાં અમાવાસ્યાને દિવસે પિંડપિતૃયજ્ઞ કર્યા પછી બ્રાહ્મણોને

'પિંડનું અન્વાહાર્ય' કરાવીને અન્વાહાર્ય શ્રાદ્ધ કરવું (૩.૧૨૨)–બીજા ગ્રંથોમાં આને પાર્વણ શ્રાદ્ધ કહે છે. શ્રાદ્ધ એકલું પિતૃઓને માટે નથી હોતુ પણ તેમાં દેવકર્મ અને પિતૃકર્મ એમ બે કર્મો હોય છે; દેવકર્મમાં બે બ્રાહ્મણો અને પિતકર્મમાં ત્રણ બ્રાહ્મણો અથવા તો બંને કર્મમાં એક જ બ્રાહ્મણ જમાડવો પણ વધારે વિસ્તાર ન કરવો. (૩.૧૨૫). મનુષ્યના મૃત્યુ પછી તેનું દેવકર્મ વિનાનું શ્રાદ્ધ સપિંડીકરણ થતાં સુધી રોજ કરવું; રોજ એક પિંડ આપવો–આવા શ્રાદ્ધને એકોદ્દિષ્ટ કહેવાય છે. બારમા દિવસના શ્રાદ્ધમાં પ્રેતના પિંડને પિતૃઓના પિંડો સાથે મેળવીને સપિંડીકરણ કરવાથી પ્રેતને પિતૃનું પદ પ્રાપ્ત થાય છે; અને ત્યાર પછી અમાવાસ્યાના શ્રાદ્ધ પ્રમાણે પુત્રોએ પિંડ આપવો. (૩.૨૪૮). બ્રહ્મભોજન શ્રાદ્ધનું આવશ્યક અંગ છે. ભોજન પછી બ્રાહ્મણોને યજમાને પૂછવું કે स्वदितम् તમે સારી રીતે ભોજન કર્યું? બ્રાહ્મણોએ ઉત્તર આપવો કે तृप्तास्मः તૃપ્ત થયા, અને પછી યજમાને આચમન કરાવીને अभितो रम्यताम् મરજી પ્રમાણે પધારો એમ કહીને વિસર્જન કરવા.

પિતૃ ગણ. પિતૃશ્રાદ્ધ એ વધારે પ્રાચીન પ્રથા લાગે છે અને અંત્યેષ્ટિ શ્રાદ્ધ મરણ પછીની સાધારણ રૂઢિને સંસ્કારી સ્વરૂપ પાછળથી અપાયું હોય તો તે અસંભવિત નથી, કારણ કે મનુસ્મૃતિના ૩–૧૯૪–૧૯૫ પ્રમાણે પિતૃઓ મરિચિ આદિ ઋષિઓથી ઉત્પન્ન થયેલા, પિતૃઓથી દેવતાઓ અને દેવતાઓથી સ્થાવર જંગમ સર્વ જગત ઉત્પન્ન થયું છે. અને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજોમાં દેવકાર્ય કરતાં પણ પિતૃકાર્ય મોટું ગણાય છે. પિતૃશ્રાદ્ધ એ પ્રધાન કર્મ છે અને દેવકર્મ તેનું અંગ ગણાય છે. માટે પ્રથમ દેવકર્મ કરવાથી એટલે વિશ્વેદેવાના બ્રાહ્મણોને જમાડવાથી પિતૃકર્મની પૃષ્ટિ મળે છે (૩–૨૦૧–૨૦૩). પિતૃના પ્રકારો અને વંશો

પણ વિગતવાર મનુસ્મૃતિમાં વર્ણવેલા છે તેમા બ્રાહ્મણના પિતૃઓ અગ્નિષ્વાત્તા હોમ કરવાથી સોમપા (બ્રાહ્મણ) પિતૃઓ સ્તુતિ કરવાથી, દૈત્ય દાનવ, યક્ષ, ગંધર્વ વગેરેના બર્હિષદ પિતૃઓ પિંડથી, અને પ્રેતો બ્રાહ્મણ ભોજનથી તૃપ્ત થાય છે. (૩.૧૯૯) પિતૃઓમા ફક્ત ત્રણ પેઢીઓનુ તર્પણ થાય છે કારણ કે ચોથી પેઢીને એવા તર્પણની જરુર રહેતી નથી. તેમાં પિતાને વસુ પિતામહને રુદ્ર અને પ્રપિતામહને आदित्य કહે છે (૩.૨૮૪), મનુષ્યોનો એક મહિનો તે પિતૃઓનો રાત્રિ દિવસ ગણાય છે. તેમા કૃષ્ણપક્ષ પિતૃઓનો કામ કરવા નો દિવસ છે અને શુકલ પક્ષ નિદ્રા કરવા માટે રાત્રિ છે (૧.૬૭)

આ પ્રમાણે શ્રાદ્ધની ભૂમિકા પ્રાચીન સમયથી જ રચવામા આવી છે પિતૃઓની કલ્પના જ દેવતાઓ કરતા શ્રેષ્ઠ ગણવામા આવવાને લીધે—તેમને ઋષિઓથી ઉત્પન્ન થયેલા અને તેમનાથી દેવતાઓ અને મનુષ્યો ઉત્પન્ન થયેલા ગણવાથી (૩ ૨૦૧), અને દેવકર્મ પિતૃકર્મનુ અંગ ગણવાથી (૩.૨૦૪) શ્રાદ્ધવિધિને ઘણું ઉત્તેજન મળ્યુ હોય એમ લાગે છે. શ્રાદ્ધમાં નિમંત્રિત બ્રાહ્મણોની પાસે પિતૃઓ અદ્રશ્ય રૂપે આવીને ઉભા રહે છે. બ્રાહ્મણ ચાલે છે ત્યારે પિતૃઓ વાયુની પેઠે તેની પાછળ ચાલે છે અને બેસે છે ત્યારે તેની પાસે બેસે છે (૩ ૧૮૯); આ કલ્પના જ સાધારણ પ્રજામાં આસ્થા ઉપજાવે છે જે કર્મમા શ્રદ્ધાથી અપાય તેને શ્રાદ્ધ કર્મ કહેવાય; અને શ્રદ્ધા વિના આ કર્મ થઈ શકે જ નહિ અથવા ફળ આપે નહિ, અશ્રદ્ધા અને શ્રદ્ધાની ચર્ચા ઘણા પુસ્તકોમા થઈ છે અને મનુસ્મૃતિમા પણ શ્રાદ્ધકર્તાની અંતિમ પ્રાર્થના પણ આ વિષયને આગળ લાવે છે. કર્મકાંડની અશ્રદ્ધા જેવી આજે પ્રચલિત છે તેવી મનુના યુગમા પણ હોવી જોઈએ એમ નીચેની પ્રાર્થનાથી જણાય છે. શ્રાદ્ધમા નિમંત્રિત બ્રાહ્મણોને

વિસર્જન કર્યા પછી એકાગ્રચિત્ત થઈ, વાણીને નિયમમાં રાખી, સ્નાન કરી દક્ષિણ દિશા તરફ ઊભા રહી, પિતૃઓની પાસે નીચેના વરો માંગવા. અમારા કુળમાં દાતારો વૃદ્ધિ પામો! વેદાભ્યાસ તથા પ્રજાની વૃદ્ધિ થાઓ! અમારા કુળમાં વેદકર્મ પરથી શ્રદ્ધા ઉઠો નહિ! અને સુપાત્રને આપવા માટે અમને બહુ ધન મળો! (૩-૨૫૮-૨૫૯).

આ શ્લોકમાં નથી ધર્માંધતા કે નથી અંધશ્રદ્ધા. બ્રાહ્મણોએ પોતાના સ્વાર્થને માટે અથવા તો પોતાની શ્રેષ્ઠતા અને વર્ચસ્વમાં શ્રદ્ધા હોવાને લીધે દેવકર્મ, પિતૃકર્મની સાથે બ્રાહ્મણ ભોજન ઉપર ભાર મૂકયો હોય તો પણ બ્રાહ્મણ વિસર્જન પછી ને ઉપરની વિશાળ હૃદયી સર્વગ્રાહી અને એકાન્તી પ્રાર્થના માટે માન આપવું જોઈએ; વિદ્યા, વેદ, દાન અને સંતતિ એ સર્વ સંસ્કૃતિના ઉચ્ચોચ્ચ આદર્શો અપનાવે છે. નથી તેમાં દ્વેષ કે શત્રુ વિનાશ કે સ્વાર્થી ધનસંચયને માટે લોલુપતા. આ પ્રકારની પ્રાર્થના કે શ્રાદ્ધસંકલ્પને માટે હિંદુઓએ શરમાવું ન જોઈએ.

રામાયણમાં રાવણના અગ્નિ સંસ્કારનું વર્ણન છે અને તેમાં પણ ગૃહ્યસૂત્રોના રિવાજોની છાપ પડે છે. રાવણ અગ્નિહોત્રી હતો અને તેનો દેહ અગ્નિ અને કાષ્ટના યજ્ઞપાત્રો સહિત ચિતામાં મૂકાયો હતો. ચિતા ઉપર પહેલાં કાળા મૃગનું ચર્મ પાથરીને, યજ્ઞપાત્રોને યથોક્ત સ્થાને મૂકવામાં આવ્યા; પવિત્ર પશુને મારીને તેની ચરબી ઘીમાં બોળી રાવણના મુખમાં મૂકાયા પછી અગ્નિદાહ થયો. અગ્નિદાહ પછી પરિજનોએ સ્નાન કરી ભીના વસ્ત્રે જ દર્ભ, જળ અને તલ વડે તિલાંજલિ આપી. (વાલ્મિકી રામાયણ યુદ્ધકાંડ. સર્ગ ૧૧૧ શ્લોક ૧૧૬-૧૧૯).

મહાભારતમાં પણ શ્રાદ્ધવિધિનું વર્ણન છે અને તે પણ

હિંદુ સંસ્કૃતિમાં તે વિધિનું સાતત્ય અને સાંસ્કૃતિક બળ દર્શાવે છે. અનુશાસન પર્વના દાનધર્મપર્વ અધ્યાય ૮૭ થી ૯૨ માં સારું વર્ણન છે. તે બધું અવતરણ કરવાને બદલે એક જ રમુજી વાર્તાનો ઉલ્લેખ કરીશ. મહાભારતકાર કહે છે કે પિંડ પ્રદાન અને જળતર્પણ ઋષિઓ અને ચાર વર્ણના લોકોએ એટલા પ્રમાણમાં કરવા માંડયું કે પિતૃઓને મળેલા અન્નનું પાચન થઈ જ શકયું નહિ. અપચાથી પીડાતા પિતૃઓ બ્રહ્માની પાસે પ્રાર્થના કરવા ગયા, ત્યાં એવો નિકાલ થયો કે શ્રાદ્ધ પ્રસંગે અગ્નિદેવને હાજર રહેવાની વિનંતિ કરવી અને તે પ્રસંગ પછી અગ્નિ પ્રથમ પિંડ આપવાની વિધિનો પ્રારંભ થયો (મહાભારત ૧૩-૯૨-૧૨).

પોકશ્રાદ્ધ અંત્યેષ્ટિ શ્રાદ્ધદીપિકા ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કે પરિસ્થિતિ પ્રમાણે શ્રાદ્ધના પ્રકારો બદલી શકાય છે. જેવા જોઈએ તેવા બ્રાહ્મણ ન મળે તો મળે તેવા બ્રાહ્મણો-ને મેળવીને શ્રાદ્ધ કરવું. બ્રાહ્મણો ન-મળે તો ચટ એટલે દર્ભના બ્રાહ્મણો બેસાડી શ્રાદ્ધ કરવું. પોતે અસમર્થ હોય તો પુત્ર, શિષ્ય અથવા બ્રાહ્મણદ્વારા શ્રાદ્ધ કરાવવું. બ્રહ્મભોજનની સગવડ ન હોય તો પિંડશ્રાદ્ધ એટલે સંકલ્પ કરીને ફક્ત પિંડદાન કરવું. અથવા તો જળથી ભરેલો કુંભ આપવો, થોડું અન્ન આપવું, થોડા તલ આપવા અથવા શક્તિ મુજબ થોડી દક્ષિણા આપવી. નહિ તો સ્નાન કરીને તલયુક્ત પાણી વડે પિતૃતર્પણ કરવું.

ઉપરનામાંથી કાંઈપણ કરવું અશકય હોય તો જંગલમાં જઈને ઘાસની સળી સૂર્યાદિલોકપાલને દેખાડી નીચે પ્રમાણે ઊંચા સ્વરથી બોલી પોકશ્રાદ્ધ કરવું:

'મારી પાસે શ્રાદ્ધ ઉપયોગી દ્રવ્ય વગેરે નથી તેથી સર્વ પિતૃઓને નમસ્કાર કરું છું. મારી ભક્તિથી મારા સર્વ પિતૃઓની તૃપ્તિ થાય. મને પિતૃઋણમાંથી મુક્ત કરો.'

પ્રતિ વર્ષે શ્રાદ્ધના દિવસે પિતૃઓને સ્મરણ કરીને કાંઈ કર્યા સિવાય ન રહેવું એવું શાસ્ત્રકારોનું વચન છે.

ગરુડપુરાણ ભગવતગીતામાં અને વેદાન્તમાં ઘણે ઠેકાણે મરણ વખતે જીવ દેહ મૂકીને બીજા દેહમાં પ્રવેશ કરે છે એવો મત મળે છે અને તે વચ્ચેના સમયમાં જીવને બીજી યાતના હોવી ન જોઈએ. તો પછી મૃત્યુ પછી દેહની કે જીવની શાન્તિ કે તૃપ્તિ માટે શ્રાદ્ધની જરૂર શું રહે છે. એ શંકાના નિવારણને માટે મૃત્યુ પછી પ્રેતની શું ગતિ થાય છે તે સંબંધી ગરુડપુરાણમાં આપેલી વિગતો રોમાંચક છે.

મૃત્યુના વખતે કાગડા જેવા કાળા અને ઊભા વાળવાળા યમના દૂતો મરનારની પાસે આવીને અંગૂઠા જેટલા તેના આત્માને શરીરથી છૂટો પાડીને, ગળેથી દોરડી બાંધી ને ઘસડીને લઈ જાય છે તે વખતે શ્રાદ્ધની સાથે દાન અને જલાંજલિ આપી હોય તો જ પ્રેતને શાંતિ થાય છે. પછી દશ દિવસના દશ પિંડથી તેનું માથું, ખભા, પેટ, જાંગ, પગ વગેરે બંધાય છે અને તેરમા દિવસથી પ્રેત વાંદરાની માફક ચાલવાનુ શરૂ કરે છે એમ ગરુડપુરાણ સમજાવે છે. આ પ્રેતને રોજ ૨૪૭ યોજન ચાલવાનુ હોય છે અને કુલ ૮૬૦૦૦ યોજન સુધી અને ૩૫૨ દિવસ ચાલવાનું હોય છે. રસ્તામાં ૧૬ શહેરો આવે છે તેનાં નામ—સૌમ્ય, સૌરીપુરી, નાગેન્દ્રભવન, ગંધર્વ, શૈલાગમ, ક્રૌંચ, ક્રુરપુર, વિચિત્રભવન, બહવાપદ, દુઃખદ, નાનાકંદપુર, સુતપ્તભવન, રૌદ્ર, તપોવર્ષણ, શીતાઢ્ય અને બહુભિતિ.

યમ લોકોનો પંથ એટલો વિકટ ગણાવવામાં આવ્યો છે કે રસ્તામા ઝાડ પણ નથી કે જ્યાં માણુસ વિશ્રામ લઈ શકે અને રસ્તામાં જળ કે અન્ન પણ દેખાતા નથી. આવા રસ્તા ઉપર પાપાત્માઓ ઠંડા પવનથી, કાંટાઓ, ઝેરી સાપ, સિંહ,

વાઘ, ભયંકર કૂતરા વગેરેથી પીડાય છે અઢારમે દિવસે પ્રેત સૌમ્યપુરના શહેરમાં પહોંચે છે. ત્યાં તેને સ્વકર્મ ઉપાર્જિત વસ્તુઓ સિવાય કાંઈપણ ચીજ ભોગવવાની મળતી નથી. પણ ફક્ત માસિક પિંડ ખાઈને સૌરીપુરી પહોંચે છે. ત્યાંથી જંગમશાજાના શહેરમાં પહોંચી ત્રિપાક્ષિક શ્રાદ્ધમાં મળેલાં ઉદક અને અન્નનો લાભ લે છે. બીજા મહિનાના અંતે નાગેન્દ્ર-ભવનમાં પહોંચે છે અને પિંડ જળ વસ્ત્ર જે આપેલા હોય છે તે ભોગવી શકે છે. ત્રીજા મહિનામાં ગંધર્વના શહેરમાં પહોંચીને તૃતીય માસિક પિંડનું ભોજન કરે છે. તેવી રીતે ચોથા માસમાં શૈલાગમ શહેરમાં અને પાંચમાં મહિનામાં ક્રુરપુરમાં અને છઠ્ઠા મહિને ચિત્રભવન શહેરમાં પહોંચે છે. ત્યાં રક્ત, પરૂ અને માંસના કાદવથી ભરેલી વૈતરણી નદી તરવાની હોવાથી તેને ઘણી બીક લાગે છે. પણ બ્રાહ્મણોને ગૌદાન આપેલું હોય તો તેને લેવાને માટે નૌકા આવે છે. પણ ગૌદાન આપેલું ન હોય તો યમના દૂતો મરનારના હોઠમાં આંકડો ભરાવીને વૈતરણી પાર ઉતારે છે. પછી સાતમે મહિને બહવાપદ શહેરમાં અને આઠમે મહિને દુઃખદપુરમાં નવમે મહિને નાના ક્રંદપુરમાં દશમે મહિને સુતપ્તભવનમાં અગિયારમે મહિને રૌદ્રપુરમાં જાય છે. પછીના માસમાં પયોવર્ષણ શહેરમાં જઈને વાર્ષિક શ્રાદ્ધ ખાવાનો પ્રસંગ મળે છે. પછી સીતાઢ્ય નગરમાં હિમાલય કરતાં પણ વધારે ઠંડી અનુભવવી પડે છે. ત્યાં ટાઢ અને ભૂખથી દુઃખી થઈને વાર્ષિક પિંડની આશામાં બેસે છે. વર્ષ પૂરુ થયા પછી બહુભિતિપુરમાં તેનાં શરીરમાંથી એક હાથ જેટલો ભાગ છૂટો પડી જાય છે અને અંગૂઠા જેટલો જ ભાગ કર્મ ભોગવવા માટે પાછળ રહે છે અને યમના દૂતો સાથે કર્મ ભોગવવા નીકળી પડે છે.

જે લોકો દાન નથી આપતા તેમને આવી રીતે અને ધર્મરાજપુરના ચાર મુખ્ય દ્વારમાંથી દાખલ થતાં પણ દુઃખ

ભોગવવું પડે છે. ધર્મરાજપુરમાં ચિત્રગુપ્ત મરનારના શુભ અશુભ કર્મ વિશે ધર્મરાજાને નિવેદન કરે છે. ચિત્રગુપ્તની મદદમાં શ્રવણ બ્રાહ્મણો હોય છે. આ શ્રવણો બ્રહ્માના પુત્રો કહેવાય છે અને સ્વર્ગ ભૂલોક અને પાતાળલોકમાં પણ થતાં કર્મો દૂરથી સાંભળી, સમજી અને જોઈ શકે છે. તેવી રીતે શ્રવણી નામની બ્રાહ્મણીઓ પણ સ્રીઓની ચેષ્ટા અને કર્મોનુ નિવેદન ચિત્રગુપ્તને કરે છે જેમણે દાન આપ્યાં નથી અથવા તો શુભ કર્મો કર્યાં નથી અથવા તો ધ્યાન કે ભક્તિથી પુણ્યનો સંચય કર્યો નથી તેઓને નરકનુ દુઃખ સહન કરવું પડે છે. આવો પાપી પાણી પીવાનું માંગે છે તો તેને યમ દૂતો તરફથી ઉષ્ણ તેલ મોમાં રેડવામાં આવે છે. આ જાતની ઉષ્ણતાથી છૂટવાને માટે તિલોદક અથવા જળતર્પણથી શ્રાદ્ધ વખતે શાંતિ કરવામાં આવે છે.

ગરુડપુરાણમાં શ્રાદ્ધની આવશ્યકતા ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. દશ દિવસના શ્રાદ્ધને માટે એમ લખવામાં આવ્યુ છે કે વડીલ પુત્રે દશ દિવસ બ્રહ્મચર્ય પાળીને, એકવાર જમીને, જમીન ઉપર સુવાનું તપ આદરીને, શ્રાદ્ધ કરવું તેમ કરવાથી પૃથ્વીની પ્રદક્ષિણા સાતવાર કરવા જેટલુ પુણ્ય પ્રાપ્ત થાય છે. વળી સુદેવ નામના વૈશ્યની પ્રેત સ્થિતિની આખ્યાયિકા આપી છે. તેણે પિતૃઓને, દેવોને અને બ્રાહ્મણોને, તેમ જ દીન, અંધ અને દુઃખી માણસોને દાન આપીને ઘણું પુણ્ય પ્રાપ્ત કર્યું હતું. પરંતુ મૃત્યુ પછી તેની સંતતિ કે મિત્રો કે પરિજન તરફથી તેનુ શ્રાદ્ધ ન થવાથી તે પ્રેતયોનિમા રહ્યો હતો....આવી વિચાર પ્રણાલિકા ગરુડ પુરાણના વાંચનથી બંધાય છે અને તેથી શ્રાદ્ધ કરવાને લોકો અને ખાસ કરીને સ્રી વર્ગ ઉત્તેજાય છે, મૃત્યુ પછી ગરુડ-પુરાણનું વાચન હજુ પણ ગુજરાતમાં ઘણે ઠેકાણે પ્રચલિત છે. તેને બદલે ભગવદ્ગીતા જેવા વધારે જ્ઞાનમય પુસ્તકોનો

અભ્યાસ અને પાઠ થતો જાય એ ઇષ્ટ છે.

વાસના દેહ મૃત મનુષ્ય પોતાનું શરીર છોડીને જાય તે વખતે પોતાના શરીરના એક અન્નમય બીજો પ્રાણમય, ત્રીજો મનોમય, ચોથો વિજ્ઞાનમય અને પાંચમો આનંદમય—એ પાંચ કોશમાંથી અન્નમય, પ્રાણમય અને મનોમય એ ત્રણ કોશ સાથે જીવાત્મા છૂટો પડે છે. મૃત્યુ લોકમાંથી બહાર પડતી વખતે જીવાત્મા મુખ્ય કરીને વાસનાઓ જ સાથે લઈ જાય છે. વાસનાઓની જાળમાં ફસાયેલો જીવાત્મા ઘણો જ ગભરાય છે અને પાછો ફરવા માંગે છે. વાસનાઓ તૃપ્ત કરવાનું સાધનરૂપ શરીર ન હોવાને લીધે વાસનાઓની તૃપ્તિ થઈ શકતી નથી અને તેથી એવું ઘણી વખત સાંભળવામાં આવે છે કે ભૂત પિશાચોને ખાવા પીવાની ઇચ્છા તૃપ્ત કરવાને માટે કોઈના પણ શરીરમાં પ્રવેશ કરીને પોતાની વાસના પૂરી કરવા પ્રયત્ન કરે છે. તે વાસનાઓની તૃપ્તિને માટે શ્રાદ્ધની યોજના કરવામાં આવી છે. પ્રથમ દરરોજ શ્રાદ્ધ કરીને પછી કેટલાએક દિવસના અંતરે અને મહિનાઓના અંતરે અને પછી વર્ષમાં એકાદવાર એ પ્રમાણે ક્રમથી ઓછું કરતાં કરતાં પિતૃઓનું આ તરફ આવવાનું લક્ષ્ય ઓછું કરવાના પ્રયત્ન શ્રાદ્ધ વિધિમાં છે મૃત મનુષ્યને તેનો અહીંનો સંબંધ તૂટી ગયો છે. પાછું ફરવાનું નથી એવા સંદેશાવાળા મંત્રો શ્રાદ્ધ સમયે બોલવામાં આવે છે.

શ્રાદ્ધમાં ફક્ત ત્રણ પેઢીઓનો ઉલ્લેખ કરવાનું કારણ એમ હોઈ શકે કે ભૂમિથી સ્વર્ગ સુધી પહોંચવાનો કાળ ત્રણ પેઢીઓ સાધારણ રીતે ૯૦ થી ૧૦૦ વર્ષ સુધીનો કાળ ગણેલો છે. તે પછી તે સ્વર્ગ અથવા તેના કર્માનુસાર ગતિ પ્રાપ્ત થાય છે અને અહીંની કોઈપણ પ્રકારની અપેક્ષા રહેતી નથી (અંત્યેષ્ટિ શ્રાદ્ધ કર્મ દીપિકા. ૧૫).

શ્રાદ્ધ કર્મકાંડ બ્રાહ્મણોએ પોતાના સ્વાર્થને માટે જ યોજ્યો છે એ મતની વિરુદ્ધ આપણે યાદ રાખવું જોઈએ કે મૃત્યુ શ્રાદ્ધના દાનને માટે ઘણા પ્રકારનો નિષેધ છે. ગરુડ, મત્સ્ય અને પદ્મ પુરાણોમાં શય્યાદાનને માટે ખાસ આગ્રહ છે અને તેની સાથે અનેક વસ્ત્રાભૂષણો અને ગાયનું દાન પણ અપાય છે. તે છતાં પદ્મ પુરાણમાં આવા દાન લેવાની વિરુદ્ધ ઘણું લખવામાં આવ્યુ છે 'શય્યાદાન લેનાર બ્રાહ્મણને ફરીથી ઉપનનય લેવું જોઈએ. વેદમાં અને પુરાણમાં શય્યાદાન લેનારને અધમ અને નર્કના અધિકારી ગણાવ્યા છે.' મનુસ્મૃતિ (૪--૧૮૬) પણ કહે છે કે બ્રાહ્મણ તપ અને સ્વાધ્યાયથી દાન લેવાને સમર્થ હોય તો પણ તેણે તેવા પ્રસંગોનો ત્યાગ કરવો જોઈએ કારણ કે પ્રતિગ્રહમાં આસક્તિ રાખવાથી બ્રહ્મ તેજ તરત નાશ પામે છે.

## ખંડ ત્રીજો–બીજા ધર્મમાં મરણ ક્રિયા

હિંદુ રિવાજ અને શાસ્ત્રોમાં શ્રાદ્ધ ક્રિયા વિશે આપણે ઘણું વર્ણન જોયુ છે. હવે તેના વિશે તુલનાત્મક વિચાર કરવાને અન્ય ધર્મો અને અન્ય પ્રજાઓની પ્રણાલિકા વિશે થોડી તપાસ કરવાથી આ વિષયની છણાવટ કરવામાં આપણને સહાય મળશે.

પારસી ધર્મ અને પ્રજાના રીતરિવાજોને પ્રથમ સ્થાન આપવાનાં બે કારણો છે. શ્રાદ્ધની હિંદુ પદ્ધતિ વેદના કરતાં પણ વધારે પ્રાચીન ગણવી પડે છે અને તે અતિપ્રાચીન કાળમાં જરથોસ્તી અને હિંદુ પ્રજાઓના આર્ય પૂર્વજો–અવસ્તાના 'ઐયાનમ–વયેજો' (આર્યવૃત્ત)માં–સાથે રહેતા; તે સમયની મૃત્યુ સંબંધી રીતરિવાજોમાં કેટલું સામ્ય છે તે સંશોધનનો વિષય છે. ત્યાર પછી પણ સંયોગવશાત્ આપણા જરથોસ્તી ભાઈઓએ લગભગ હજાર વર્ષથી ગુજરાતી હિંદુઓની સાથે રહીને સંસ્કૃતિ વિનિમય અને ભાષા વિનિમયનો લાભ ઉઠાવ્યો

છે અને આપ્યો છે, બંને દૃષ્ટિએ પારસી અને ગુજરાતી હિંદુ અંત્યેષ્ટિ ,મરણ ક્રિયામાં કેટલું સામ્ય છે તે વિષય ઘણો રસમય છે.

પારસીઓમાં મરણ ક્રિયા

કોઈ પણ પારસીનું મરણ પાસે આવે છે કે તે વખતે મરનાર માણસના મોંમાં હાઓમાં (સોમ) નામનો એક પવિત્ર રસ થોડો રેડવામાં આવતો હવે દાડમના એક બે દાણા એના મોંમાં મૂકવાનો રિવાજ છે. મુંબાઇના પારસીઓમાં ઘરનો એક ભાગ આગળથી ધોઈ નાંખવામાં આવે છે અને મૃત શરીરને ત્યાં રાખવામાં આવે છે. એને નવડાવી જૂના પણ ધોયેલા સફેદ કપડાં પહેરાવાય છે. આ કપડાં પાછા કોઈ દિવસ ઉપયોગમાં લેવામાં આવતા નથી પણ એનો નાશ કરવામાં આવે છે અથવા ઊંચકનારાઓ લઈ જાય છે.

મડદા (સ્વાન) ને ભોંય ઉપર પાથરેલા સફેદ કાપડ ઉપર મૂકાય છે. બે નસેસાલાર એને અડકીને બેસે છે અને મરનારના કાનમાં પવિત્ર મંત્રો બોલવામાં આવે છે. દ્રુજનાસુ નામનો એક રાક્ષસ માખી થઈને મડદા ઉપર હુમલો કરતો મનાય છે. આથી માત્ર નસેસાલાર (નાડીના વિજેતા)-એ મૃત શરીરને અડકી શકે છે. બીજો જો કોઈ અડકે તો એને ચેપ લાગતો મનાય છે એને ખૂબ પ્રાયશ્ચિત કરવું પડે છે. એઓ હાથમાં સૂતરની દોરી પકડી રાખે છે અને સફેદ કપડામાં સજ્જ હોય છે. સ્વાન ઉપર એઓ સફેદ કપડું ઓઢાડી દે છે અને એ,ઓરડામાં રાખવામાં આવેલા પથ્થર ઉપર સ્વાનને મૂકી દે છે. હાથોને છાતી ઉપર અદબ વાળીને મૂકવામાં આવે છે પગની પલાંઠી,વળાય છે. મોં ઉત્તર તરફ રાખવામાં આવતું નથી, પણ પૂર્વ તરફ રાખવામાં,આવે છે.

બને તો એક ચારઆંખવાળો કૂતરો (બે આંખો ઉપર

આંખ જેવું એકેક ટપકું હોય તે ચારઆંખવાળો કૂતરો ગણાય છે) શ્વાનની પાસે લાવવામાં આવે છે. આનાથી દ્રજ રાક્ષસ નાસી જતો મનાય છે. આના પછી રાક્ષસોને મારી નાખનારો અગ્નિ શ્વાન પાસે લાવવામાં આવે છે અને અંદર સુખડ હોમવામાં આવે છે. શ્વાનને દિવસને વખતે જ બહાર કાઢવામાં આવે છે. રાત્રે કોઈ માણસ મરી ગયું હોય તો સવાર પછી કાઢવામાં આવે છે. બહાર લઈ જતાં પહેલાં એક કલાક આગળ બે માણસો ધોળાં કપડાં પહેરીને હાથને ધોળે કપડે બાંધી અને બંને જણ એક દોરી પકડી ઘરમાં આવે છે. શ્વાન ઊંચકવાની ખાટલી (ઘયાન) લોખંડની જ રાખવામાં આવે છે; એને પાસે રાખીને એ લોકો મંત્ર બોલે છે અને થોડીવારમાં શાંત થઈ જાય છે. ત્યાર પછી બે મોબેદો ઓરડામાં દાખલ થાય છે અને શ્વાનથી ત્રણ પગલાં છેટા રહીને મંત્ર બોલે છે. અધો બોલાયા બાદ ઊંચકનારાઓ શ્વાનને ખાટલી ઉપર મૂકે છે અને ધર્મગુરુઓ પોતાનો મંત્રપાઠ પૂરો કરે છે. સગાંવહાલાંઓ મરનાર માણસનું મોં છેલ્લી વખત જોઈ લે છે.

શ્વાનને ઘરમાંથી બહાર કાઢયા પછી બે ધર્મગુરુઓ શ્વાનને ૩૦ પગલાં આગળ રહે છે. સગાવહાલાંઓ પણ હાથમાં રૂમાલ બાંધી સ્મશાનયાત્રામાં સામેલ થાય છે. દોખમાંના દરવાજા આગળ શ્વાનને મૂકવામાં આવે છે. એના મોં ઉપરથી કપડું ઉઠાવી લેવામાં આવે છે. ફરી એકવાર ચારઆંખવાળો કૂતરો લાવવામાં આવે છે. ત્યાર પછી માત્ર બે જણ દોખમાના લુગડા પહેરીને ટાવરનો દરવાજો ઉઘાડે છે. અને ખાટલી ઊંચકી જાય છે અને પથ્થરના વર્તુલ આકાર આસન ઉપર શ્વાનને મૂકે છે. એ લોકો શ્વાન ઉપરથી બધા કપડાં કાઢી નાખે છે અને એમને એમ વચ્ચેના કૂવામાં જુદાં ખાનામાં–પાવીમાં–ગોઠવીને મૂકે છે; પછી દરવાજા બંધ કરે

છે. વાટ જોતાં ગીધો તેને બે કલાકમાં જ ખતમ કરી નાખે છે. બાકી રહેલાં અસ્થિ વગેરે સૂર્યના તાપથી અને વરસાદ વગેરેથી તદ્દન માટી જેવા થઈ જાય છે. સ્મશાનયાત્રામાંથી જે લોકો આવેલાં હોય છે તે લોકો દખમા પાસેની એક પવિત્ર જગાએ થોભે છે અને જ્યારે પેલા બે નસેસાલારો ટાવરમાંથી પાછા આવે છે ત્યારે પ્રાર્થના કરે છે. 'અમે અમારા પાપો માટે પસ્તાઈએ છીએ. મરેલાના આત્માને અમે માન આપીએ છીએ' ત્યાર પછી ગૌમૂત્ર લઈ શરીરના ખુલ્લા ભાગોને ધોઈ નાખે છે. મંત્ર બોલે છે અને ઘેર જઈને સ્નાન કરે છે, અથવા તો હાથ પગ ધોઈ કસ્તી કરીને સંતોષ માને છે.

ઘેર ગયા પછી જે પથ્થર ઉપર રવાન (મડદા)ને રાખવામાં આવ્યું હતું તેને ગાયના મૂતરથી ધોઈ નાખવામાં આવે છે. ઘરના વાસણકુસણ અને સાથ સરંજામને પણ એનાથી જ ધોઈ નાખવામાં આવે છે અથવા મૃત માણસનો સ્પર્શ થયો હોય તો કાઢી નાખવામાં આવે છે, ફેંકી દેવામાં આવે છે. રવાનને ઘરમાંથી કાઢ્યાં પછી ઘરના બધા માણસો નહાય છે, સ્ત્રીઓ રવાનની પાછળ જતી નથી.

જ્યાં આગળ શબ રાખવામાં આવ્યુ હોય ત્યાં આગળ સુગંધી યુક્ત અગ્નિ સળગાવવામાં આવે છે. શિયાળામાં નવ દિવસ અને ઉનાળામાં એક મહિનો એ જગ્યાએ દીવો સળગાવવામાં આવે છે અને કોઈને પણ એ જગ્યાએ જવા દેવામાં આવતા નથી. મરણ પછીના ત્રણ દિવસ કુટુંબમાં માંસાહાર બંધ રહે છે.

મરણના ત્રણ દિવસ સુધી રોજ સવારના, બપોરે, સાંજે, મધરાતે અને સવારના ચાર વાગ્યે એમ પ્રાર્થના મોબેદો ભણે છે; અને ચાહરમ એટલે ચોથે દિવસે (મરનારનો આત્મા ચિન્વટનો પૂલ ઓળંગે ત્યાર પછી) અરદાફ્રવશની બાજ

ભણુવામાં આવે છે. આવી રીતે દશમે દિવસે (દહમ) ત્રીસમે (સીરોઝ) દિવસે અને દરેક સંવત્સરી (સાલરોજ)ના દિવસે અર્ફીગન બાજ ભણુવામાં આવે છે. તેને માટે મોબેદો મારફત સારો ખર્ચ કરવો પડે છે.

મૃત્યુથી મરનારનો આત્મા તેના કુટુંબથી હમેશને માટે છૂટો પડતો નથી અને તેથી મરનારના સગા તેની સાલરોઝના દિવસે અને બીજા દિવસે શુભ વિચારો, શુભ શબ્દો અને શુભ કાર્યોથી યાદ કરે છે, અને આશા રાખે છે કે મરનાર પણ અદ્રશ્ય અસ્પર્શ્ય રીતે પોતાના સંબંધીઓને મદદ કર્યા કરે છે.

શુદ્ધિ અને સ્વચ્છતા પારસી ધર્મમાં ઘણા અગત્યના ગણાય છે. યાઉઝદાઓ મશ્યવૈ ઍવી ઝાહેથમ વહીશ (મનુષ્ય જીવનના પ્રારંભથી જ શુદ્ધિ સર્વોત્તમ છે:)* મૃતદેહને અડકનારની શુદ્ધિ માટે સીસો નામની ત્રીસવાર ધોવાની ક્રિયા ભણુવામાં આવે છે, નામની પદ્યબ ક્રિયા એક બે મિનિટમાં પૂરી થાય છે.

નાહન નામની ક્રિયા અડધો કલાક લે છે પણ બરેશનુમ નામની શુદ્ધિ ક્રિયા નવ દિવસ સુધી ચાલે છે. લગભગ બધી વિધિઓમાં દસ્તુર કે મોબેદ વગર ચાલતું નથી, હિંદુઓના બ્રાહ્મણોની માફક તેમનુ વર્ચસ્વ પણ અખંડિત રહે છે. પરંતુ પારસી સમાજની વિશિષ્ટતા પ્રમાણે આવી ક્રિયા કરનારા દસ્તુરો અને મોબેદોના વિદ્યાભ્યાસ અને શિક્ષણ માટે ઍથોરનાન ઇન્સ્ટિટ્યૂટ જેવી સાધન સંપન્ન સંસ્થાઓની યોજના કરવામા આવી છે.

*p. 159 The Religion of the Good Life Shri R P. Masani 1938, also The Religious Ceremonies and Customs of the Parsis by J J Modi

મુસલમાનોમાં મરણ ક્રિયા

મુસલમાનોમાં મરતા માણસનુ મુખ મક્કાની દિશા તરફ કરવામાં આવે છે અને મોંમાં મધ મૂકવામાં આવે છે. જેવી એની આંખ બંધ થઈ જાય કે આજુબાજુના માણસો મંત્ર બોલવા માંડે છે અને સ્ત્રીઓ રડવા માંડે છે, જેને વાલ્વાલા કહેવામાં આવે છે. મૃત માણસનાં કપડાં બદલી નાખવામાં આવે છે. પગ અને મોં બાંધી દે છે અને આખા શરીર પર ચાદર ઓઢાડવામાં આવે છે. સાંજે જો મરણ થયુ હોય તો આખી રાત સુધી કુરાનનુ વાંચન ચાલે છે પણ જો સવારે મરણ થયુ હોય તો તે જ દિવસે એને દાટવામાં આવે છે. સુઘાશીલ કરીને માણસો મરેલા માણસને નવડાવવાનું કામ કરે છે. મુડદાને નવડાવ્યા પછી નસકોરામાં અને કાનમાં રૂ ખોસવામાં આવે છે. અને આખા મડદા ઉપર કપુર, ગુલાબજળ અને નબક નામના પાનનો રસ છાંટવામાં આવે છે. ત્યાર પછી હાથને છાતી પર રાખીને બાંધી દે છે અને કફન ઓઢાડી દે છે.

સ્મશાન જાત્રા જુદા જુદા દેશોમાં જુદી જુદી રીતે થાય છે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓ સાથમાં જતી નથી, બુખારાની સ્ત્રીઓ જાય છે. ઇજીપ્તમાં વળી એવો રિવાજ છે કે એ સરઘસની આગળ છ સાત આંધળાઓ ચાલે અને મંત્ર બોલતા રહે છે. એમની પાછળ વિદ્યાર્થીઓ હાથમાં કુરાન પકડીને ચાલે છે અને મડદુ મસ્જિદમાં આવ્યા પછી મડદાને ભોંય પર રાખે છે અને ઇમામ પ્રાર્થના કરે છે અને સહુ એકઠાં થયેલાં કહે છે કે આ માણસ વિશે તમારો મત આપો. સહુ જવાબ આપે છે કે એ ગુણીજનોમાનો એક હતો. આ થયા પછી મડદા સાથે બધા કબરભૂમિમાં જાય છે ત્યાં મોટા છજાવાળી કબર બનાવેલી હોય છે. આ છજુ મોટું રાખવાનુ કારણ એવું મનાય છે કે જે દિવસે મનકાર અને નાકિર નામના દૂતો

એની શ્રદ્ધા વિશે પૂછવા આવે ત્યારે એનાથી સારી રીતે બેસીને જવાબ આપી શકાય. જો સારા કામો કરેલા હોય તો કબરમાં સુખ મળે છે. ખરાબ કામો કરેલાં હોય તો એક બિહામણો ચહેરો એને સતાવ્યા કરે એવું મનાય છે.

ખાટલી પર ઊંચકીને મડદાને મક્કા તરફનું મોં કરીને કબરમાં મૂકે છે. એને જે કપડાં ઓઢાડવામાં આવેલાં હોય છે તે છોડી નાખવામાં આવે છે, સાથે શાલ બાંધેલી હોય છે તે ફાડી નાખવામાં આવે છે. એના ઉપર થોડી માટી પાથરે છે અને બારણું બંધ કરી દે છે. કબર આગળ કોઈપણ જાતની પ્રાર્થનાઓ વગેરે થતું નથી પણ મરનાર માણસના ઉસ્તાદ અથવા તો કોઈ વડીલ તે રાત્રે આવનારા દૂતોને શો જવાબ આપવો તે એને કહી જાય છે. એ બોલે છે જ્યારે એ લોકો પૂછે ત્યારે તારે કહેવું 'મારો ઈશ્વર અલ્લાહ છે મારો પેગંબર મહમદ છે. મારો ધર્મ ઇસ્લામ છે. મારું ધર્મ પુસ્તક કુરાન છે અને કિબલા કાબા છે.' આ થયા પછી બધા ઘેર જતા રહે છે.

મરણ પછીના પહેલા ત્રણ અઠવાડિયામાં દર ગુરુવારે સ્ત્રીઓ રડવાનું ચાલુ રાખે છે અને ઘરના માણસો મરનારના દોસ્તો મળવા આવે તેથી સાથે બેસે છે એને ઘરમાં કુરાનનુ વાંચન કરાવે છે. આ ત્રણે ગુરુવાર પછીના દર શુક્રવારે સ્ત્રીઓ એની કબરે જાય છે ત્યાં આગળ તાડનું એક તૂટેલું પાન મૂકે છે અને ગરીબોને ખાવાનું આપે છે. પુરુષો શોકનો ખાસ પોશાક પહેરતા નથી પણ સ્ત્રીઓ એમના બુરખા કાળા ભૂરા રંગે રંગાવે છે. કેટલીક વખત ઘરના ઓરડાઓ પણ એ રંગે રંગી કાઢવામાં આવે છે. કોઈક વળી હાથે અને પગે એ ભૂરો રંગ લગાવે છે. એઓ એ દિવસમાં વાળ હોળતા નથી.

મુસલમાનોમાં મરણ ક્રિયા

મુસલમાનોમાં મરતા માણસનું મુખ મક્કાની દિશા તરફ કરવામાં આવે છે અને મોંમાં મધ મૂકવામાં આવે છે. જેવી એની આંખ બંધ થઈ જાય કે આજુબાજુના માણસો મંત્ર બોલવા માંડે છે અને સ્ત્રીઓ રડવા માંડે છે, જેને વાલ્વાલા કહેવામાં આવે છે. મૃત માણસનાં કપડાં બદલી નાખવામાં આવે છે. પગ અને મોં બાંધી દે છે અને આખા શરીર પર ચાદર ઓઢાડવામાં આવે છે. સાંજે જો મરણ થયુ હોય તો આખી રાત સુધી કુરાનનું વાંચન ચાલે છે પણ જો સવારે મરણ થયુ હોય તો તે જ દિવસે એને દાટવામાં આવે છે. મુધાશીલ કરીને માણસો મરેલા માણસને નવડાવવાનું કામ કરે છે. મુડદાને નવડાવ્યા પછી નસકોરામાં અને કાનમાં રૂ ખોસવામાં આવે છે. અને આખા મડદા ઉપર કપુર, ગુલાબજળ અને નબક નામના પાનનો રસ છાંટવામાં આવે છે. ત્યાર પછી હાથને છાતી પર રાખીને બાંધી દે છે અને કફન ઓઢાડી દે છે.

સ્મશાન જાત્રા જુદા જુદા દેશોમાં જુદી જુદી રીતે થાય છે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓ સાથમાં જતી નથી, બુખારાની સ્ત્રીઓ જાય છે. ઇજીપ્તમાં વળી એવો રિવાજ છે કે એ સરઘસની આગળ છ સાત આંધળાઓ ચાલે અને મંત્ર બોલતા રહે છે. એમની પાછળ વિદ્યાર્થીઓ હાથમાં કુરાન પકડીને ચાલે છે અને મડદું મસિદમાં આવ્યા પછી મડદાને ભોંય પર રાખે છે અને ઇમામ પ્રાર્થના કરે છે અને સહુ એકઠાં થયેલાં કહે છે કે આ માણસ વિશે તમારો મત આપો. સહુ જવાબ આપે છે કે એ ગુણીજનોમાંનો એક હતો. આ બધા પછી મડદા સાથે બધા કબરભૂમિમાં જાય છે ત્યાં મોટા છજાવાળી કબર બનાવેલી હોય છે. આ છજુ મોટું રાખવાનુ કારણ એવું મનાય છે કે જે દિવસે મનકાર અને નાકિર નામના દૂતો

એની શ્રદ્ધા વિશે પૂછવા આવે ત્યારે એનાથી સારી રીતે બેસીને જવાબ આપી શકાય. જો સારા કામો કરેલા હોય તો કબરમાં સુખ મળે છે. ખરાબ કામો કરેલાં હોય તો એક બિહામણો ચહેરો એને સતાવ્યા કરે એવું મનાય છે.

ખાટલી પર ઊંચકીને મડદાને મક્કા તરફનું મોં કરીને કબરમાં મૂકે છે. એને જે કપડાં ઓઢાડવામાં આવેલાં હોય છે તે છોડી નાખવામાં આવે છે, સાથે શાલ બાંધેલી હોય છે તે ફાડી નાખવામાં આવે છે. એના ઉપર થોડી માટી પાથરે છે અને બારણું બંધ કરી દે છે. કબર આગળ કોઈપણ જાતની પ્રાર્થનાઓ વગેરે થતું નથી પણ મરનાર માણસના ઉસ્તાદ અથવા તો કોઈ વડીલ તે રાત્રે આવનારા દૂતોને શો જવાબ આપવો તે એને કહી જાય છે. એ બોલે છે જ્યારે એ લોકો પૂછે ત્યારે તારે કહેવું 'મારો ઈશ્વર અલ્લાહ છે મારો પેગંબર મહમદ છે. મારો ધર્મ ઈસ્લામ છે. મારું ધર્મ પુસ્તક કુરાન છે અને કિબલા કાબા છે.' આ થયા પછી બધા ઘેર જતા રહે છે.

મરણ પછીના પહેલા ત્રણ અઠવાડિયામાં દર ગુરુવારે સ્ત્રીઓ રડવાનું ચાલુ રાખે છે અને ઘરના માણસો મરનારના દોસ્તો મળવા આવે તેથી સાથે બેસે છે એને ઘરમાં કુરાનનું વાંચન કરાવે છે. આ ત્રણે ગુરુવાર પછીના દર શુક્રવારે સ્ત્રીઓ એની કબરે જાય છે ત્યાં આગળ તાડનું એક તૂટેલું પાન મૂકે છે અને ગરીબોને ખાવાનું આપે છે. પુરુષો શોકનો ખાસ પોશાક પહેરતા નથી પણ સ્ત્રીઓ એમના બુરખા કાળા ભૂરા રંગે રંગાવે છે. કેટલીક વખત ઘરના ઓરડાઓ પણ એ રંગે રંગી કાઢવામાં આવે છે. કોઈક વળી હાથે અને પગે એ ભૂરો રંગ લગાવે છે. એઓ એ દિવસમાં વાળ હોળતા નથી.

'મરગયે મરદ્દ ન હાતી હો ન દરૂદ' એ ઉર્દુ કહેવતનો અર્થ એમ છે કે મરનારની પાછળ ફાતીહા અને દરૂદ ક્રિયાઓ ન થાય તો તેની સદ્‌ગતિ નથી થતી. એમાં રહેલી ભાવના હિંદુ શ્રાદ્ધ ભાવનાને મળતી આવે છે.

બૌદ્ધ ધર્મમાં મરણક્રિયા

બૌદ્ધ ધર્મ પ્રમાણે મૃત્યુ એક નવા જીવનની શરૂઆત છે અને મૃત્યુ એ એક પ્રકારનો દંડ ગણાય છે. મૃત્યુના સમયે સ્કંધ એટલે શરીરના પંચમહાભૂત અને બુદ્ધિ એટલે વિજ્ઞાન એ બેનો સંબંધ છૂટો પડે છે. મૃત્યુના સમયે ભાવાંગ પરિવર્તન થઈને સ્યુતચિત્ત એટલે નવા રૂપમાં નવું જીવન મેળવનારું તત્ત્વ થાય છે. દરેક પ્રાણી અથવા દેવ પોતપોતાના કર્મ પ્રમાણે જીવન ભોગવે છે અને કર્મ પૂરું થતાં એકાત્મ ભાવમાંથી બીજા આત્મા ભાવમાં પુનરાવર્તન પામે છે.

જેમ હિંદુ ધર્મમાં મૃત્યુ વખતના વિચાર પ્રમાણે મનુષ્યને નવા જીવનની ઘટના થાય છે અને મૃત્યુશય્યા ઉપર ભગવાનનું નામ લેવાથી મોક્ષ મળે છે તેવી જ રીતે બૌદ્ધ ધર્મમાં પણ મરણ વખતના વિચાર પ્રમાણે તેના પુનઃ જન્મનુ નિર્માણ થાય છે એવી માન્યતા છે. જો મરણ વખતનુ છેલ્લું આલંબન, કોઈપણ ઇચ્છા વગર હોય તો તેનો નિર્વાણ થાય છે. મરણ વખતે માણસની શારીરિક અને માનસિક સ્થિતિ નબળી હોવાથી તેને માટે આત્માની જુમ્મેદારી રહેતી નથી પણ એમ સમજાવવામાં આવે છે કે પોતાના પૂર્વ અને સચિત કર્મોને લીધે જ મરનારના છેલ્લા વિચારોનો નિર્ણય થાય છે.

જૈન ધર્મમાં મરણક્રિયા

જૈન ધર્મમાં પણ બ્રાહ્મણ ધર્મની માફક આત્માની અમરતા વિશે શંકા નથી. પરંતુ જીવની ગતિ તેના કર્મ પર આધાર રાખે છે અને જો કર્મનો સંપૂર્ણ નાશ કરવામાં આવે

તો આત્મા મરણ પછી શુદ્ધ થવાથી જન્મમરણની ગતિમાંથી બચી જાય છે.

જૈનધર્મ પ્રમાણે મનુષ્યના કર્મો તેના આત્મામાં સૂક્ષ્મ દ્રવ્ય તરીકે દાખલ થાય છે અને તેમાં જેવી રીતે એક કોથળામાં રેતી ભરવામાં આવે તેવી રીતે આત્માને પણ ભરી નાખે છે. તેથી કર્મને લીધે આત્માની ઉર્ધ્વગતિ અટકે છે. આત્માનું ઉર્ધ્વગુરુતત્ત્વ ઉપર જવાને મથે છે પણ કર્મનું અધોગુરુતત્ત્વ હમેશાં તેને નીચે દબાવે છે. જે આત્માના કર્મોનો ધ્વંશ થયો હોય છે તેવા આત્માઓ વિશ્વનાં સૌથી નીચેના ભાગમાં અલોક પ્રદેશમાં રહે છે. આ ગતિનું વર્ણન ઉમાસ્વતિ તત્ત્વાર્થઅધિગમ સૂત્રમાં આપવામાં આવ્યું છે.

જૈન ધર્મમાં આત્મહત્યાની વિરુદ્ધમાં લખવામાં આવ્યું છે અને તેને બાલમરણ કહે છે પરંતુ પંડિત મરણને માટે જૈન ધર્મમાં ખાસ વિધિ બતાવવામાં આવી છે. સાધુઓ માટે બાર વર્ષ પછી ભક્ત પ્રત્યાખ્યાયમરણ, ઈંગિત મરણ, પાદપેયગમનમ એ જાતની ત્રણ વિધિ બતાવવામાં આવે છે. સાધારણ ગૃહસ્થી જૈન બાર મહિનામાં પોતાનો આત્મા અન્ન મૂકીને છોડી શકે છે. આવું દેહાંત ૧૯૪૭માં શ્રી ધર્માનંદ કોસાંબીએ શરીરની અશક્તિથી કંટાળીને બૌદ્ધ ધર્મ પ્રમાણે દેહાંત કર્યો હતો તે વખતે જૈન સમાજમાં એમની ઘણી પ્રસંશા કરવામાં આવી હતી. જૈન ધર્મમાં મરણ પછી આત્માની સદ્ગતિને માટે શ્રાદ્ધ પિંડદાન વગેરે કાંઈપણ ક્રિયા કરવામાં આવતી નથી. કારણ કે જીવ એક દેહ મૂકયા પછી બીજા દેહમાં તરત જ પ્રવેશ કરે છે. પરંતુ બ્રાહ્મણ ધર્મના સંસર્ગને અથવા બીજા કોઈ કારણોને લીધે ઉઠમણાના દિવસે અને સાતમા દિવસે અપાસરામાં થોડીએક લૌકિક ક્રિયા જેવું કરવામાં આવે છે અને મૃત્યુ ખંડમાં કેટલીએક વાર દસ દિવસ સુધી રોજ દીવો બાળવામાં આવે છે.

મૃત્યુનો ડર મનુષ્ય માત્રને ત્રાસિત કરે છે અને એવી કોઈ પ્રજા કે સંસ્કૃતિ નથી કે જેમાં મૃત્યુ અનિવાર્ય લેખાવા છતાં તેનાથી છૂટવાને અને દૂર રહેવાને માટે પ્રયત્નો કરવામાં આવતા ન હોય.

તેની સાથે મૃતદેહને માટે પણ એટલો બધો ભય હોય છે કે કેટલાએક આદિવાસી પ્રજાઓમાં તે વૃદ્ધ અને માંદા માણસોને પહેલેથી જ દાટી દેવામાં આવે છે; મૃતદેહથી અભડાવાનો ડર પણ એટલો બધો હોય છે મરનારના શરીરને પથારીમાંથી કાઢીને જમીન ઉપર કે ઘાસ ઉપર મૂકવાનો રિવાજ યૂરોપના લગભગ બધા દેશોમાં જોવામાં આવે છે.

રુદન અને શોક પણ બધી પ્રજાઓમાં વધતા ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે: તેમાં મરનાર તરફથી હાનિ કે ભય કરતાં તેના તરફનો ખરો પ્રેમ એ મુખ્ય કારણ હોય છે, અને ધાર્મિક ક્રિયાઓમાં તેની તરફ પ્રેમ અને લાગણીથી પ્રેરાઈને તેનાં ઉન્નતિ અને શ્રેયસ માટે ધન, દાન અને ભક્તિનો આવિર્ભાવ થાય છે. લગભગ બધા ધર્મમાં મૃત્યુ પછી દેહ અને આત્મા છૂટા પડે છે એવી માન્યતા હોય છે; આત્માની અવિરત પ્રગતિ માટે આ દેહનો મોહ છોડી દે—તેની વાસનાઓનો ત્યાગ કરે—તેને માટે દેહને કેવી રીતે નાશ કરવો એ દરેક પ્રજાના રીતરિવાજોમાં અગત્યનો પ્રશ્ન હોય છે. જરથોસ્તી ધર્મમાં દોખમાનો રિવાજ, બીજા ધર્મોમાં દાટવાનો રિવાજ અને હિંદુ ધર્મમાં અગ્નિદાહનો રિવાજ એ દરેક દેશ અને ધર્મના રિવાજોનું ફળ છે, અને દરેકની સંસ્કૃતિનાં વિશિષ્ટ અંગ છે. તેમાંથી કઈ પ્રણાલિકા કે પદ્ધતિ ઇષ્ટ છે એ ચર્ચવાનો પ્રસંગ કે સ્થળ નથી. કોઈ પ્રજા કે સંસ્કૃતિના મૂલ્યાંકનમાં તેના ભૂતકાળ અને પ્રાચીન ઇતિહાસને સમજવો જોઈએ: અને તેના અર્વાચીન સમાજની સ્થિતિ અને પ્રગતિ

સાથે સમન્વય કરીને કેટલા અંશે તેમાં ફેરફાર થઈ શકે તે તપાસવું જોઈએ.

હિંદુ શ્રાદ્ધ ક્રિયા વિશે આટલા લાંબા પ્રવચન પછી મુખ્ય પ્રશ્ન એ રહે કે આપણા હિંદુ સંસ્કાર અને સંસ્કૃતિનો ઇતિહાસ જોતાં અને આપણી અર્વાચીન રાજકીય સામાજિક અને સાંસ્કૃતિક સ્થિતિ જોતાં આપણી શ્રાદ્ધ પદ્ધતિમાં શું બદલવું જોઈએ. હિંદુઓના પ્રાચીન સમાજબંધારણમાં ફેરફાર કરવો સહેલો નથી. જ્ઞાતિ સંસ્થાને જડમૂળથી કાઢવાને માટે બુદ્ધ ભગવાનને મળેલી નિષ્ફળતા અર્વાચીન સમાજશાસ્ત્રીઓને અને માનવવંશવિદ્યાના અભ્યાસકોને આશ્ચર્યજનક ઘટના લાગે છે. અસ્પૃશ્યતા દૂર કરવાને માટે થયેલા સરકારી કાયદાઓના ભંગ કરનારા હાલમાં પણ સરકાર અને મ્યુનિસિપાલિટીઓ જ છે,' કારણ કે તેમના ભંગીખાતાના કામદારોને માટે રહેવાના મકાનોમાં અને તેમની સાથેના વર્તનમાં હજુ તેમનું માનસ યોગ્ય રીતે બદલાયું નથી. આ રીતે હિંદુ રીતરિવાજને સમાજની બહારના બળથી ફેરવી શકાય એમ લાગતું નથી.

શ્રી કિશોરલાલભાઈના એક પત્રમાંથી ઉલ્લેખ કરું તો 'હિંદુત્વમાં સુધારા સંશોધન કરવાની બાબતમાં યશ મેળવવો મુશ્કેલ છે. नैको मुनिर्यस्य मत न भिन्नम्। नैवो ऋषिर्यस्य वच प्रमाणम् એટલે સુધારો કરનારા એક નવો પંથ વધારીને રહે એટલું જ પરિણામ આવે. જૂનું અપ્રમાણિત Repeal કરનારી કોઈ સત્તા હિંદુ સમાજમાં છે જ નહિ ખેર.' પરંતુ આ વસ્તુસ્થિતિમાં આપણે વિચાર પણ ન કરવો એ યોગ્ય નથી. દરેક પ્રશ્નનો વિચાર કરતાં વહેલો મોડો ઉકેલ જરૂર આવવાનો એ દૃષ્ટિએ શ્રાદ્ધ પદ્ધતિમાં નવા યુગને યોગ્ય સાદાઈ કેમ લાવવી અને ખર્ચ અને અગવડો કેમ ઓછી કરવી એ વિશે વિચાર કરવો તો જોઈએ. ઉપરનો પત્ર લખતાં પહેલાં

થોડા સમય પહેલાં શ્રી કિશોરલાલભાઈએ ૧૯૪૬ના પ્રસ્થાનમાં આપેલો 'મરણવિધિ' સંબંધી વિચારશીલ અને મનનીય લેખ હવે તો સુપ્રસિદ્ધ થઈ ગયો છે. મરણ પૂર્વે, ઈશ્વર ભજન, મૃત્યુક્ષણ, અંતવિધિ, શ્રાદ્ધદાન, સ્મારક, શોક સભા વગેરે વિષયો ઉપર તેમના વિચારોના અનુસંધાનમાં આ લખવાનું એક જ પ્રયોજન છે. તેમણે લખેલું કે શ્રાદ્ધ વગેરે વિધિઓને—એટલે સદ્‌ગતિ અને દુર્ગતિનો આધાર આવી વિધિઓ ઉપર છે એ વિચારને તેમ જ ધર્મનું મહત્ત્વ આપતા નહિ હોવાથી કેવળ માનવવિવેકની દૃષ્ટિએ તેમણે વિચાર કર્યો હતો. કે માનવવંશ શાસ્ત્રની દૃષ્ટિએ—અને હિંદુત્વની સાતત્ય અને પ્રગતિની દૃષ્ટિએ કેવળ હિંદુત્વની દૃષ્ટિએ નહિ—વિવેચન થવું જોઈએ એ મારી માન્યતા છે. હિંદુત્વના સાંસ્કૃતિક સાતત્યના મૂલ્યાંકન માટે અન્ય ધર્મો કે સંસ્કૃતિઓને નિર્ણયાત્મક સ્થાન ન આપી શકાય.

શ્રાદ્ધવિધિના ત્રણ આવશ્યક અંગો છે. શ્રાદ્ધકર્તા, પિતૃઓ અને પિંડ. બ્રાહ્મણો આવશ્યક અંગ ગણાય કે નહિ તે વિશે શંકા રહે છે. ઋત્વિજો, અધ્વર્યુ અને અન્ય બ્રાહ્મણો પ્રાચીન સમયથી જ હિંદુ ધર્મના કાર્યવાહકો ગણાયા છે, અને પિતૃઓની સાથેના વ્યવહારમાં, પ્રાર્થના, પૂજા, હોમ, તર્પણ, પિંડદાન વગેરે સર્વે કાર્યોમાં બ્રાહ્મણો પુરોહિત અથવા ગોર તરીકે તેમ જ ભોજન તૃપ્તિ વાહકો તરીકે ઉપયોગી નીવડ્યા છે. પરંતુ અમુક જાતની ક્રિયાઓ—શ્રાદ્ધો બ્રાહ્મણો સિવાય પણ થઈ શકે છે. પિંડદાન અને તિલોદક દાનને માટે વેદોક્ત મંત્રને બદલે પુરાણોક્ત શ્લોકોથી બ્રાહ્મણેતર દ્વિજ ચાલી શકે છે. વળી પોક શ્રાદ્ધમાં ધન કે બ્રાહ્મણો વિના કેવળ પ્રાર્થનાથી ચાલી રહે છે. શુદ્રો બ્રાહ્મણો અને શ્રાદ્ધ વગર પણ ચલાવી લે છે. પરંતુ પિંડદાન શ્રાદ્ધનું આવશ્યક અંગ છે તે વિશે શંકા નથી.

પિંડ દાન હિંદુ સંસ્કૃતિ અને હિંદુ ન્યાયમાં અગત્યનું સ્થાન ભોગવે છે. પિતૃઓને પિંડ આપવો એ પ્રત્યેક હિંદુનો આવશ્યક ધર્મ ગણાય છે. તેના વિના પિતૃઓની મુક્તિ થતી નથી અને તેથી કાયદામાં પિંડ આપવાના હક ધરાવનારને વારસાના હકમાં પણ લાભ રહે છે. મનુસ્મૃતિના નવમા અધ્યાયમાં દાયભાગ વિશે લખતાં પિંડ આપનાર પુત્રને પુંનામના નરકમાંથી પિતાનું રક્ષણ કરનાર ગણાવ્યો છે. (૯-૧૩૮) અને પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણને જળ તથા પિંડદાન આપનાર ચોથો ગણાય છે, એ ત્રણમાં જ જે જે પિંડદાતા રૂપે સંબંધવાળા છે તેનો જ મિલકતમાં ભાગ ગણાય છે, બીજાઓનો નહિ (૯-૧૮૬).

પ્રચલિત હિંદુ કાયદાશાસ્ત્ર અને ન્યાય વ્યવસ્થામાં પણ પિતૃ પૂજાની ભાવનાને સ્વીકારવામાં આવી છે, અને સપિંડો અને સમાનોદકોને અગત્યનાં સ્થાન આપવામાં આવ્યાં છે. શ્રી દીનશા મુલ્લાના પ્રમાણભૂત હિંદુ કાયદાના પુસ્તકમાં સેકશન ૩૬, ૪૦, ૮૦ અને ૮૫માં આ વિશે વિચારપૂર્વક વિવેચન કરવામાં આવ્યું છે, તેમાંથી પિંડદાન અને હિંદુ સંસ્કૃતિના સંબંધ વિશે ઘણું જાણવાનું મળે છે. મનુસ્મૃતિમાં સપિંડત્વ સ્વીકારાયું છે, અને ખાસ કરીને નવમા અધ્યાયના દાયભાગ પ્રકરણના ૧૮૬માં શ્લોકમાં પિંડદાતાના ભાગ વિષે ભાર મૂકવામાં આવ્યો છે. પરંતુ પાછળના સમયમાં સપિંડત્વના અર્થમાં રૂપાંતર થવાથી ગૂંચવણ ઊભી થઈ છે. મિતાક્ષરના કર્તા વિજ્ઞાનેશ્વર (૧૧મા શતક)ના મત પ્રમાણે સપિંડત્વ શરીરના ભૌતિક અવશેષો, રક્ત, રજ અને પરમાણુ સાથે જ સંબંધ ધરાવે છે અને શ્રાદ્ધના પિંડદાન સાથેનો તેનો સંબંધ ગૌણ ગણાવો જોઈએ: પરંતુ મિતાક્ષર પ્રણાલિકામાં સમાનોદકોને સ્થાન હોવાને અને સમાનોદકોની વ્યાખ્યામાં શ્રાદ્ધમાં અપાતા ઉદકની સાથે સંકલિત હોવાને લીધે શ્રાદ્ધ

ક્રિયાનો સંબંધ સ્પષ્ટ થાય છે. વળી સોળમા શતકમાં થઈ ગયેલા જિમૂતવાહને 'દાયભાગ'માં પિંડનો અર્થ શ્રાદ્ધપિંડના અર્થમાં જ સ્પષ્ટતાથી અને જોરથી કર્યો છે. આ બધા પ્રમાણો જોતાં મનુ, વિજ્ઞાનેશ્વર અને જિમૂતવાહન એ ત્રણેનો તેમ જ અર્વાચીન કાયદાશાસ્ત્રીઓના વિચારને એક પિંડદાન હિંદુ સંસ્કૃતિનું આવશ્યક અંગ છે એ તરફ જાય છે; શુભ કે અશુભ શ્રાદ્ધમાં પિતૃપૂજા અને તેમાં અપાતા પિંડદાન અને ઉદકદાન હિંદુઓમાં આવશ્યક છે. બીજી કોઈ પ્રજા કે ધર્મમાં આટલી અગત્ય અપાતી નથી, એ પણ નોંધપાત્ર છે. સપિંડી અથવા સગોત્રી કન્યાના નિષેધમાં પણ હિંદુ સંસ્કૃતિની દૃષ્ટિ પિંડદાન તરફ હતી એમ લાગે છે.

આપણે અત્યાર સુધીમાં, શ્રાદ્ધ પદ્ધતિના અભ્યાસમાં ઋગ્વેદના પ્રાચીન કાળથી, ગૃહ્યસૂત્રોના સમયમાં મનુસ્મૃતિ, ગરુડપુરાણ વગેરે પુરાણોના સમયમાં, અને હાલમાં પ્રચલિત રૂઢિઓનું વિવેચન અને વર્ણન જોયાં. દેશ, કાળ અને બીજી પરિસ્થિતિના રૂપાંતરની સાથે શ્રાદ્ધ પદ્ધતિમાં થતો ફેરફાર જોયો. એક સમયમાં વિધવાને સ્મશાન સુધી લઈ જવામાં આવતી અને ચિતા ઉપર સૂવાડીને પાછી લાવવાની ક્રિયા કરવામાં આવતી, કોઈવાર તેને દિયરને સોંપવામાં આવતી, કોઈવાર તે સતી થવાનું પસંદ કરતી. આ બધા રિવાજો નષ્ટ થયા છે અને સ્ત્રીને સમાજમા યોગ્ય સ્થાન મળતું જાય છે. મૃત્યુ સમયે અને શ્રાદ્ધ સમયે એકવાર ગાય અથવા બીજા પ્રાણીઓનાં બલિદાન અપાતાં એ ઘટના પણ નષ્ટ થઈ ગઈ છે અને એ રિવાજો ભૂલાઈ ગયા છે. ઋગ્વેદ પછીના કાળમાં પૂજાતા હિંદુ દેવોની સંખ્યામાં વધઘટ થતી આવી છે. અને શ્રાદ્ધવિધિમાં આહ્વાન થતા દેવદેવીઓની સંખ્યામાં ફેરફાર થતો ગયો છે. પરંતુ શ્રાદ્ધના ઇતિહાસમાં બે ત્રણ પ્રણાલિકાઓનુ સાતત્ય પ્રાચીન કાળથી હાલ સુધી

જોવામાં આવે છે તે હિંદુ ધર્મની વિશિષ્ટતા ગણાય. એક મૃત્યુ પછીના પ્રેતદેહની કલ્પના, પ્રેતમાંથી પિતૃકરણ અને તેને માટે સપિંડીકરણ વિધિ, પિતૃભાવના અને ત્યાર પછીની મોક્ષ ભાવના. મૃત્યુનો ડર—ભય—અશુદ્ધિ અને મૃત્યુ પછી સ્નાનની આવશ્યકતા એ ઘણી પ્રજાઓ અને ધર્મોમાં જોવામાં આવે છે. બ્રહ્મભોજન અને બ્રાહ્મણદ્વારા થતી વિધિઓ અને કર્મકાંડની સાથે ઇસાઈ ધર્મના પાદરીઓ અને જરથુસ્ત ધર્મના મોબેદો દસ્તુરોની કર્મકાંડ પ્રણાલિકા અમુક અંશે સરખાવી શકાય. મનુષ્યનો અને ખાસ કરીને સ્ત્રી જાતિનો સ્વભાવ ધાર્મિક કર્મકાંડમાં રસ લે છે અને જૂની પ્રણાલિકા તોડવાને તત્પર નથી હોતો. તે છતાં અર્વાચીન વિદેશી સંસ્કૃતિના સંપર્કથી અને હિંદુ ધર્મ તરફ દર્શાવાતી ઉદાસીનતાથી હિંદુત્વના શુભ અને આવશ્યક તત્ત્વોનો વિનાશ થવા સંભવ છે. તે વસ્તુસ્થિતિમાં બચવાને માટે અને હિંદુત્વના સંરક્ષણને માટે હિંદુ ધર્મ ક્રિયાને શુદ્ધ રૂપમાં ચાલુ રાખવાનો ધર્મ હિંદુ સમાજના જ્યોતિર્ધરોને માથે આવી પડે છે. આ દિશામાં લોનાવલાના ધર્મ નિર્ણય મંડળ તરફથી થયેલા પ્રયાસો પ્રશંસનીય છે.

પરંતુ સ્વતંત્ર હિંદ નવી પરિસ્થિતિમાં તેનાથી વધારે આગળ જવા માંગે છે. હિંદુ ધર્મના અને હિંદુ સંસ્કારોના આવશ્યક તત્ત્વો જુદાં પાડીને સમાજને માટે પોષક અને હિતકારક આચાર ધર્મ નક્કી કરવાનું કાર્ય સહેલું નથી. તે કાર્યમાં ભૌતિક વિજ્ઞાનની સત્યશોધન વૃત્તિ અને ઈશ્વર ઉદાસીનતા વૃત્તિને સકારણ પાછળ રાખવી પડશે. સમાજવિદ્યા અને માનવવંશવિદ્યાની ઐતિહાસિક વૃત્તિ અને સમન્વય શક્તિ વધારે ઉપયોગી થઈ પડશે કારણ કે તે વિના હિંદુ સમાજની ઉન્નતિ, પ્રગતિ અને સાતત્ય જાળવી શકાય નહિ, અને અનાવશ્યક અને સમાજ વિરોધી તત્ત્વોને દૂર કરી શકાય નહિ;

અને હિંદુત્વને ગમે ત્યાં પાળી શકાય એવું સાર્વત્રિક સ્વરૂપ આપી શકાય નહિ.

આ દૃષ્ટિથી હિંદુ અંત્યેષ્ટિ અને શ્રાદ્ધ સંસ્કારોની શુદ્ધિ માટે નીચેનાં સૂચનો મારા તરફથી કરવામાં આવ્યા છે તેમાં અંતિમતા કે અધિકૃતિનો દાવો કરવામાં આવતો નથી:—

મૃત્યુ સમય : (૧) મૃત્યુ અનિવાર્ય હોવાને લીધે તેનો ભય દૂર કરવો; મૃત્યુ સમયે શાંતિ સચવાય તેવી રીતે ભજન, કીર્તન, વાંચન, કથા અને દાનને માટે તૈયારી કરવી. (૨) મૃત્યુ ક્ષણે છાણથી લીંપેલી જમીન પર સુવાડવાનો આગ્રહ ન કરવો.

શબવાહન : મૃતદેહને સારી રીતે ખાંપણની ઠાઠડીમાં બાંધ્યા પછી કે બાંધ્યા વિના ગાડીમાં લઈ જવાને માટે વાંધો ન હોવો જોઈએ.

સ્મશાનઘર : લાકડાં વગેરેની વ્યવસ્થા અને બેસવાની જગ્યા માટેની ગોઠવણમાં સુઘડતા અને શાંતિનું વાતાવરણ; બાગ અને ફુલની ગોઠવણ.

અસ્થિ સંચયવિધિ : સાદા રૂપમાં જાળવવી; પ્રેતદાહ શાંતિ માટે થતો દૂધનો ઉપયોગ બંધ કરવો; અસ્થિ સંચયનો જલપ્રવાહમાં કે તીર્થ નિવારણનો વિરોધ ન કરવો.

ઉઠમણું : આ લૌકિકવિધિમાં વધારે દાનવૃત્તિની યોજના થાય એ ઇષ્ટ છે.

અંત્યેષ્ટિ શ્રાદ્ધ : (૧) મૃત્યુસ્થાન ઉપર રોજ તેર દિવસ સુધી એક દીવો અને તિલોદક મૂકવા.

(૨) તેરમા દિવસે એક જ શ્રાદ્ધ કરવું. તેમાં અવયવપિંડદાન, સપિંડીકરણ, શય્યાદાન એ આવશ્યક વિધિઓ ગુજરાતી ભાષામાં બ્રાહ્મણના હાથે અથવા તો જાતે કરવી.

વાર્ષિક શ્રાદ્ધ : (૧) સંવત્સરી મરણતિથિને દિવસે ઉજવીને સગાંવહાલાં મિત્રોએ વિદેહ પિતૃને સંભારવા. બ્રહ્મ ભોજનની

શક્તિ હોય તો........દરિદ્ર ભોજન, વિદ્યાદાન વગેરે ગોઠવવા. કર્મકાંડમાં સાદાઈ રાખવી. કુટુંબમાં ભેગા થઈને પ્રાર્થના જાતે કરવી.

(૨) **મહાલય શ્રાદ્ધ :** ભાદ્રપદના શ્રાદ્ધ પક્ષની તિથિનાં કરતાં સંવત્સરી શ્રાદ્ધ ઉપર વધારે ભાર મૂકવો. તેમાં પણ ક્રિયાકાંડ કરતાં પિતૃઓનું માનસિક સ્મરણ, તર્પણ અને તિલોદકદાન અગત્યનું ગણવું.

**પિંડદાન :** તલ-પાણી-તિલોદકથી પિંડદાન કરવું. પહેલાં પિંડ માંસના અપાતા, પછી અડદ-મગના અને જવના લોટના થયા. જેમ સપિંડીકરણ વિધિમાં તિલોદકના ઘડા ચાલે છે તે પ્રમાણે પિંડદાનમાં તિલ-ઉદક કરતાં વધારે ભૌતિક વસ્તુની જરૂર નથી. માનસિક પિંડદાન પણ સ્વીકાર્ય છે.

**શ્રાદ્ધ ક્રિયા :** શ્રાદ્ધ ક્રિયામાં વહેમ કે ભયનુ ઉત્તેજન ન થાય એવી વૃત્તિ રાખવી. હિંદુત્વના સાંકેતિક અને ગુહ્ય અર્થ ઉપર વધારે ભાર આપવો; ધાર્મિક શ્રદ્ધાનો સમાજમાં દુરોપયોગ ન થાય તેટલા માટે શ્રાદ્ધનો વાસ્તવિક અર્થ સમજીને હિંદુત્વના સાતત્યની ભાવના જાળવીને આ ક્રિયા અને પ્રાર્થના કરવી.

**પ્રાર્થના :** પ્રાર્થનાના બે રૂપ નીચે આપ્યા છે. પિંડદાન વખતે સકળકુટુંબની વૃદ્ધિ માટે:

दातारो नोऽभिवर्धन्ता वेदा सततिरेव च
श्रद्धा च नो याव्यगमद्बहुदेय च नोऽस्त्विति ।
अन्न च नो वहु भवेदतिथींश्च लभेमहि ।
याचितारश्च न सन्तु मा च याचिष्म कचन ॥

અમારા કુળમા દાતારો વૃદ્ધિ પામો! વેદાભ્યાસની તથા પ્રજાની વૃદ્ધિ થાઓ! અમારા કુળમાં શ્રદ્ધા ઉઠો નહિ! સુપાત્રને આપવા માટે અમને બહુ ધન મળો! અમારા ઘરમાં બહુ અન્ન થાઓ! અમને અતિથિઓ મળો! ઘણા

માણસો અમારી પાસે યાચના કરો! અમે કોઈની યાચના ન કરીએ!

સપિંડીકરણ; એટલે મૃતદેહનો પિતૃઓની સાથે સંબંધ થાય તે વખતે આખા કુળ અને છેવટે દેશમાં એકતાની સિદ્ધિ થાય તે માટેની પ્રાર્થના:

समानो मंत्रः समितिः समानी ।
समानं मनः सह चित्तमेषाम् ॥
समानं मन्त्रमभिमन्त्रये वः ।
समानेन वो हविषा जुहोमि ॥
समानी व आकूतिः समाना हृदयानि वः ।
समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥

ऋ. सं. १०. १९१-२.४

તમારા સર્વની પ્રાર્થના-ધ્યેય એક જ હોય, તમારી સભા એક જ હોય, તમારું મન પણ એક જ હોય અને તમારું ચિત્ત પણ એક જ હોય. કુટુંબના સર્વ પિતૃઓ માટે એક જ મંત્રનો ઉચ્ચાર કરું છું એક જ હવિ આપું છું. તમારા સઘળાનો એક જ અભિપ્રાય થાય, તમારા હૃદય એક જ રહે, તમારું મન એક જ રહે કે જેથી તમારું સર્વ કાર્ય શોભા સાથે સંઘટ્ટિત રીતે થાય.

## સંદર્ભ ગ્રંથો

Death and Disposal of the Dead. pp. 411 to 509, Encyclopaedia of Religion and Ethics, Vol. 11, Edinburgh, 1911.

History of Dharma Shastra by Dr. P. V. Kane, Vol. I. II, Part II, Vol. III, chapter on Shraddha. Vol. I pp. પૃ. ૬૪૨ થી ૬૪૯ સુધીમાં શ્રાદ્ધ સંબંધી ઘણા પુસ્તકોની યાદી છે. તેમાં ૧૩૦૦-૧૫૦૦ના

કાળની श्राद्धप्रकाशिका ગુજરાતી પ્રેસના પારસ્કર ગૃહ્યસૂત્રમાં છપાયેલાનું વર્ણન છે: વળી ખંભાત (શ્રી સ્થળના વેદાન્તરાયની श्राद्धदीपिकानुं નામ પણ છે. આ વેદાન્તરાયે જહાંગીર બાદશાહ માટે ઈસ્વી ૧૬૪૩માં पारसी प्रकाश લખ્યાનો ઉલ્લેખ છે.

The Grihyasutras (8), Translated by H. Oldenberg, Oxford 1886, two volumes.

The Garuda Purana Saroddhar, Vol. IX, The Sacred Books of the Hindus. Ed by Major B. D. Basu, Allahabad, 1911.

Principles of Hindu Law, D. F. Mulla, 6th Edition.

Social, Religious Life of the Grihyasutras Dr. V. M. Apte.

શ્રી શાંખાયન-ગૃહ્યસૂત્ર જૂનાગઢ. ૧૯૪૨.

મનુસ્મૃતિ, ગુજરાતી ભાષાંતર, પંડિત નથુરામ મહાશંકર ૧૯૨૪.

મહાભારત. ગુજરાતી સસ્તુ સાહિત્ય વર્ધક; રામાયણ ગુજરાતી પ્રેસ.

શ્રાદ્ધ કૌમુદી, જગનાથ દ્વિવેદી, સુરત. વિ. સં. ૨૦૦૦.

પુરાણોક્ત શ્રાદ્ધ પદ્ધતિ, શાસ્ત્રી ક્ષેમશંકર વિ. સં. ૧૯૮૮.

શ્રાદ્ધ કર્મ દીપિકા, શાસ્રી ઉમાશંકર નર્મદાશંકર.
અંત્યેષ્ટિ શ્રાદ્ધ કર્મદીપિકા, શાસ્ત્રી રવિશંકર જયેષ્ટારામ.

## ૮. ચારિત્ર્યનું વિચલન

ભારતમાં અત્યારે જોવા મળતી ચારિત્ર્યની શિથિલતા સમગ્ર વિશ્વમાં વ્યાપ્ત છે. માનવ ઇતિહાસમાં આવી પરિસ્થિતિ પ્રથમવાર જ સર્જાઈ છે એવું નથી. ટોયન્બી જેવા ઇતિહાસ-કારોએ દર્શાવ્યું છે કે સંસ્કૃતિ ઉત્થાન અને પતન પામે છે અને સામાન્ય રીતે જ્યારે પતન શરૂ થાય છે ત્યારે તેનો અવરોધ સરળ નથી હોતો: પરંતુ વિનિપાત શતમુખી હોય છે.

આજે આપણે સમગ્ર વિશ્વમાં અમુક અંશે સમાજવિરોધી વર્તન થતું જોઈ શકીએ છીએ. બે મોટાં લોહીયાળ વિશ્વયુદ્ધોની અસરથી તે સર્વથા મુક્ત બન્યુ નથી. અને આપણા નૈતિક જીવનને આઘાતકારક અને માનુષી વ્યક્તિત્વને ટકાવી રાખવું જેમાં મુશ્કેલ બને તેવી ઠંડા યુદ્ધની પરિસ્થિતિએ પહોંચ્યા છીએ. કદાચ સમગ્ર વિશ્વમાં કેટલાક નોંધપાત્ર અનાવો બન્યા છે.

સર્વત્ર સતત અશાંતિ અને અનૈક્ય અને અસંતોષ જોવા મળે છે. શાસકો અને શાસિતો વચ્ચે, મૂડીવાદીઓ

આ લેખ ભારતીય વિદ્યાભવનમા તા. ૧૮-૧-૧૯૬૦ના દિવસે યોજાયેલા સવાદ ક્રમમા આપેલા મારા અગ્રેજી ભાષણ ઉપરથી ભાવનગરના આત્માનદ પ્રકાશમા એપ્રિલ ૧૯૬૩મા છપાયેલો પ્રા. શ્રી રજનીકાન્ત જોષીએ કરેલો અનુવાદ

અને મજૂરો વચ્ચે, મકાનમાલિક અને ભાડૂત વચ્ચે ગ્રાહક અને વેપારી વચ્ચે, શિક્ષક અને શિષ્ય વચ્ચે, કુટુંબમાં માબાપ અને સંતાનો વચ્ચે અસંતોષની લાગણી પ્રવર્તતી જોવા મળે છે. એક બાજુ લોકોનું સમાજવિરોધી વર્તન અને બીજી તરફ એકહથ્થુ સત્તા તરફ વધતો જતો પક્ષપાત, સંરક્ષણ અને શસ્ત્રો માટે વધતો જતો ખર્ચ, લોકશાહીની ગુલખાંગો છતાં સતત વૃદ્ધિગત થતા આ વિસંવાદના ઉપાય તરીકે લશ્કરી શાસનના બનાવો વધતા જાય છે. ઊંચા ભાવો અને અપૂરતા ઉત્પાદનની પરિસ્થિતિ પણ ફેલાતી જાય છે. વિજ્ઞાને અન્ય મહામારી અને રોગો ઉપર વિજય મેળવ્યો હોવા છતાં વેપારી મંડળો દ્વારા પડાવવામાં આવતી હડતાળોનો ઉભાર વધતો જાય છે. આપણા, સામાન્ય રીતે ઉત્સાહી ફિલસૂફ, રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણને કહ્યું છે કે 'આપણે મૂળથી જ અપ્રામાણિક, અશુદ્ધ અને ક્ષીણ છીએ.' 'પુષ્કળ પ્રમાણમાં કરચોરી, લાંચ, અન્ય તરફ ઓછામાં ઓછું લક્ષ આપવું અને લગભગ નહિવત્ નાગરિકત્વ, પરીક્ષાઓમાં વધારો અને તેને દૂર કરવા અજમાવાતી ગેરરીતિઓ, યુનિવર્સિટીઓનું મેલું રાજકારણ, ટિકિટ વગર મુસાફરી–આ બધું સિદ્ધ કરે છે કે આપણે સામાન્ય, માનસિક તંદુરસ્ત પ્રજા રહ્યા નથી' વિસ્તૃત આર્થિક અને સાદું જીવન પણ ઉચ્ચ વિચારની વિરુદ્ધ ધન અને એશઆરામનો વધતો જતો પક્ષપાત આપણી સમક્ષ આ કટોકટીની બીજી નિશાનીરૂપ છે.

ટૂંકા વાર્તાલાપમાં આ પરિસ્થિતિનાં કારણોની ચર્ચા સંપૂર્ણપણે કરી શકીશ નહિ; પણ કાગળના નાણાંનો ફૂગાવો જ કદાચ ધનની વધુ કિંમત આકવામાં આવે છે તેનાં કારણરૂપ છે, એમ વિચાર્યા વિના રહી શકતો નથી. સામાન્ય હકીકત છે કે જો નાણાંકીય અંકુશ છતાં ૨૫૦૦ કરોડ રૂપિયાની નોટો ફેલાવામાં છે, જોકે અપૂરતા વિકાસ અને

બે પંચવર્ષીય યોજના હેઠળના ઉત્પાદનની વધતી જતી નિકાસને લીધે માલના ફેલાવાનું પ્રમાણ મર્યાદિત બન્યું છે, માલસામાનની તેમ જ મુસાફરોની સરળ યાતાયાત માટે રેલવે અસમર્થ નીવડી છે ખોરાકનો પૂરવઠો તેની માંગ કરતાં ઓછો છે અને આપણે મોટા પ્રમાણમાં તેની આયાત કરવી પડે છે. રાષ્ટ્રીય કે વ્યક્તિગત આવકના પ્રમાણમાં જે કિંમતે આપણે અન્ન, વસ્ત્ર અને રહેઠાણ પૂરાં પાડી શકીએ તેની મર્યાદા બહાર વસ્તીનું પ્રમાણ પણ વધતું જાય છે. પરિણામે શહેરનો મધ્યમવર્ગ અને ગામડાનો ભૂમિહીન મજૂરવર્ગ વધારેમાં વધારે સહન કરે છે.

આ ભૌતિક અને આર્થિક બાબતો ઉપરાંત માનસિક વિસંવાદ, અશાંતિ અને આધ્યાત્મિક અસ્થિરતાજન્ય મુશ્કેલીઓ પણ પારાવાર છે, આંતરિક વ્યવસ્થા એ એક માત્ર ઉપાય છે. આધુનિક વિજ્ઞાન માનવવર્તનની પાછળ કાર્ય કરતાં માનસિક પરિબળો અને જીવનનાં દરેક ક્ષેત્રમાં મનુષ્ય ચિત્તમાં જન્મતાં સંઘર્ષના માનસશાસ્ત્રીય નિરાકરણ ઉપર ખૂબ ભાર મૂકે છે. જાતીય જીવન, કૌટુંબિક જીવન, રાજદ્વારી જીવન અને ઔદ્યોગિક ધમાલને માનસશાસ્ત્રીય રીતે વ્યવસ્થિત કરવું ખૂબ જરૂરી છે. કુટુંબ વ્યવસ્થા, બાળકોને યોગ્ય માર્ગદર્શન, વ્યવસાય અંગે માર્ગદર્શન, ઔદ્યોગિક સંબંધો, સુસજ્જ નૈતિકતા ધાર્મિક અને આધ્યાત્મિક મૂલ્યોમાં શ્રાદ્ધ અને ટૂંકમાં સ્વાર્થી ધનલોલુપતાને બદલે ઉચ્ચ મૂલ્યોનો સ્વીકાર આપણા આજના જીવનમાં બહુ જરૂરી છે.

મારે અહીં થોડી સમજૂતી આપવી જોઈએ કે વૈજ્ઞાનિક વૃત્તિ એટલે સકળ વિજ્ઞાનની સમગ્ર સર્વવ્યાપી ભાવના. વિજ્ઞાન એટલે અણુસ્ફોટન કે ચંદ્રયાત્રાને લગતું ભૌતિક વિજ્ઞાન નહિ, પણ જેનો સકળ સંબંધ સામાજિક અને માનસિક વિજ્ઞાન

સાથે છે અને મનુષ્યના વર્તન અને ધર્મના અભ્યાસ તથા આધ્યાત્મિક જીવન સાથે છે, તેવા, મનુષ્યને સમગ્રપણે સ્પર્શતા વિજ્ઞાનની હું વાત કરું છું. તદ્દન આધુનિક માનસશાસ્ત્ર અને નૃવંશશાસ્ત્ર જેવાં શાસ્ત્રોએ આપણા નિત્યના જીવન ઉપર નવો જ પ્રકાશ નાખ્યો છે. જેથી માનવ પ્રગતિની કોઈ પણ વૈજ્ઞાનિક યોજના આ સામાજિક શાસ્ત્રોની ઉપેક્ષા કરી શકે નહિ. રાજનીતિજ્ઞો યોજના કરનારાઓ, ઉદ્યોગપતિઓ અને બેન્કરો વિદેશી બજારના વિસ્તાર માટે, હુંડિયામણનાં અંકુશ અને નાણાં માટે ભલે મોટા આંકડામાં યોજનાઓ કરે પણ જ્યાં સુધી તેઓ મનુષ્યના માનસિક અને આધ્યાત્મિક વલણોને લક્ષમાં રાખશે નહિ ત્યાં સુધી ચારિત્ર્યનો જે હ્રાસ થઈ રહ્યો છે તે અટકાવી શકાશે નહિ.

આપણા નિત્ય જીવનની નૈતિક અને આધ્યાત્મિક બાજુ જ આપણી છિન્નભિન્ન માનવતાનું એક માત્ર આશ્વાસન છે. જો મનુષ્ય આત્માના કેન્દ્રવર્તી જ્ઞાનને-તેને આત્મા કહો કે પરમાત્મા-ઓળખશે નહિ તો માનવતાનું ભાવિ શૂન્ય છે. ખાસ કરીને પતંજલિના ભારતીય યોગશાસ્ત્રની સિદ્ધિઓ તરફ યુંગ (Jung) જેવા પાશ્ચાત્ય મનોવિજ્ઞાનીઓનુ લક્ષ આકર્ષાયું છે તે શુભ ચિહ્ન છે. આંતરિક એકાગ્રતા અને લાગણી તથા જીવનની આંતરમનસ્કતા એ સાચી સામાજિક પ્રગતિનો માર્ગ છે. આધુનિક રાજદ્વારી જીવનમાં ચૂંટણી તરંગો અને પક્ષીય રાજકારણો આપણને અંતર્મુખ થતાં અટકાવ્યા છે. અને વર્તમાન અંધાધૂંધીનો ભય વધાર્યો છે. આધ્યાત્મિક પાર્શ્વભૂમિકા વિના સામાજિક અને નૈતિક ઉન્નતિ સિદ્ધ ન થાય. તે જ રીતે વૈયક્તિક અને સામાજિક કુશાગ્રતા પણ આધ્યાત્મિક મૂલ્યોની સારી સમજ પ્રાપ્ત કર્યા વિના ન થાય. અંતરને ઓળખવા માટે ધર્મ એક સબળ અને સમર્થ સાધન છે. પરંતુ અમુક ધર્મવ્યવસ્થામાં બાહ્ય સ્વરૂપ અને કર્મકાંડોએ

એટલા બધા પ્રયત્નો અને કોશીષો અટકાવી રાખી છે કે સાચી આધ્યાત્મિક પ્રગતિ માટે બહુ ઓછો અવકાશ પ્રાપ્ત થાય છે. મારુ કહેવાનુ માત્ર એટલું જ છે કે ભૌતિક ભૂમિકા ઉપર માનસશાસ્ત્રીય પરિબળો અને જીવન ઉપર પ્રભુત્વ પ્રાપ્ત કરવા માટે નૈતિક અને આધ્યાત્મિક પરિબળો સિવાય ચારિત્ર્યનો હ્રાસ થતો અટકાવી શકાશે નહિ. જ્યારે વિશ્વ એક નવી જ ભૂમિકાએ પહોંચી રહ્યું છે, જ્યારે આપણી માતૃભૂમિ પછાત દેશની પરિસ્થિતિમાંથી આધુનિક રાજ્યમાં પરિવર્તન પામવાની કક્ષાએ પહોંચી છે ત્યારે આપણે ભવ્ય આધ્યાત્મિક અને નૈતિક પરિબળો, જે આપણા આંતરજીવનને અજવાળે છે અને જે આપણા કુદરતી વિકાસ માટે અત્યંત આવશ્યક છે તેને ન ભૂલીએ. શોષણવિહીન, વર્ગવિહીન સમાજરચના સિદ્ધ કરવાના રાષ્ટ્રપિતાના આદેશોને અનુસરવા માટે રાષ્ટ્રને સર્વોચ્ચ અને પોતાની વ્યક્તિને નીમ્નતમ સ્થાને મૂકતાં આપણે બધાએ શીખવું જોઈએ.

## ૯. શારીરિક કાર્યક્ષમતા અને પ્રસન્નતા

હિંદ જેવા પછાત દેશને પોતાની પ્રાચીન સંસ્કૃતિનો વારસો મળેલો હોવા છતાં પણ પોતાની પ્રગતિ સાધવી હોય તો દેશના કાર્યમાં પાછળ રહેવું પાલવે તેમ નથી. યોજના-પૂર્વક કામનો ક્રમ નક્કી કર્યા પછી પોતપોતાને ભાગે યોજાયેલું કામ કરવામાં નિશ્ચય અને તત્પરતા હોવી જોઈએ. એક વાર કામ માથે લીધા પછી 'આરામ હરામ હૈ' એ સિદ્ધાંત દેશના લાડીલા નેતા ડૉ. જવાહરલાલ નેહરૂએ પ્રતિપાદન કર્યો છે: જોકે ગામડાઓમાં અને ખાસ કરીને આદિવાસી પ્રદેશોમાં આખું વર્ષ કામ મળતું નથી ત્યારે 'કામ કહાં હૈ' એ પ્રશ્ન પણ ત્યાં ઊભો થાય છે. પરંતુ શહેરોમાં અને સુશિક્ષિત વર્ગોને માટે ઘણું કામ પડેલું છે. આપણા દેશમાં બેકારી ઘણી છે તેનું કારણ તપાસતાં દેખાય છે કે નિયમિત શિસ્તથી કામ કરનારને નવરાશ નથી અને તેમને માટેની માંગ હમેશાં તેમની સંખ્યાના પ્રમાણમાં વધારે હોય છે. આળસ, પ્રમાદ અને અવ્યવસ્થિત કામ કરનારને કામ ન મળે અને તેવા માણસો બેકાર રહે છે. પરંતુ શક્તિશાળી કાર્ય કરનારને માટે હમેશાં દરેક દેશમાં પુરતું કામ મળે છે.

આજે આપણે આ પ્રશ્નને આર્થિક દૃષ્ટિએ નહિ તપાસીએ: પણ માનસવિદ્યાની દૃષ્ટિએ જ જોઈશું. મનુષ્યની કાર્યશક્તિનુ માનસશાસ્ત્રની દૃષ્ટિએ શું પૃથક્કરણ થઈ શકે અને તે કાર્ય-

શક્તિને દેશની પ્રગતિના વિકાસ તરફ કેવી રીતે સફળતાથી વાળી શકાય તે વિચારીશું.

સાધારણ મનુષ્યને કામ એટલે થાક, ઘસારો અને કંટાળો; અને કામ ન કરવું પડે એ વૃત્તિ તરફનો અનહદ પ્રેમ હોય છે. કામ પછી આરામ એ વિશ્વનો નિયમ છે. આરામ આવશ્યક છે પણ ખરો, પરંતુ કામ તરફ બેદરકારી, તિરસ્કાર અને અણગમો હોવો ન જોઈએ. દરેક મનુષ્યને પોતાના મનને ગમતું કામ પસંદ કરવાનો હક છે પણ એક વાર તે તે કામ પસંદ કર્યા પછી અને તે કામ હાથમાં લીધા પછી કામ પૂરું કરવાની ધગશ કે શક્તિ ન રાખવામાં આવે તો તેનાં માનસિક કારણો શું હોઈ શકે તે તપાસવાં જોઈએ.

આપણે ઘણીવાર જોઈએ છીએ કે જે કામમાં આપણને રસ પડે છે તે કામમાં કલાકો સુધી મહેનત કરવા છતાં થાક લાગતો નથી. માનસવેત્તાઓ પણ પ્રયોગાત્મક માનસવિદ્યાના અભ્યાસથી આવા જ પરિણામ ઉપર આવ્યા છે. સાધારણ મનુષ્ય કામ હાથમાં લેતાં વિચાર કરે છે કે મને થાક લાગશે; અને થોડા સમયમાં હું કંટાળી જઈશ અને મારી શક્તિનો વ્યય થઈ જવાથી હું થાકી જઈશ.' ખરી વાત તો એ છે કે જે વિષયમાં રસ હોય છે, પ્રેમ હોય છે, તે કામમાં ઉમંગ, શક્તિ અને સફળતા મળે છે.' આ સફળતાનું મુખ્ય ધામ માનસિક શાન્તિ—સમતા—પ્રસન્નતા છે.

ધંધા માર્ગદર્શનની પદ્ધતિ વડે દરેક કાર્ય કરનારને યોગ્ય ધંધો કે કામ સૂચવી શકાય છે. પરંતુ તે ઉપરાત માનસિક શાન્તિ-સમતા-અને પ્રસન્નતા પ્રાપ્ત થાય નહિ તો તે કાર્યમાં સફળતા શક્તિ અને વિકાસ સાધી શકાતાં નથી. સફળ મનુષ્યોના જીવનનો ઇતિહાસ તપાસતાં આપણને દેખાય છે કે કામ કરવામાં આવો રસ હોય અને સાથે આવી માનસિક સમતા હોય તો આખું જીવન સાર્થક અને સફળ થાય છે.

ઔદ્યોગિક ક્ષેત્રમાં કાર્યકરોના મનમાં આવી સમતા નથી: અને તેથી કામ તરફ કંટાળો હંમેશા રહે છે અને કામ અને શક્તિ બંનેનો ખોટો વ્યય થાય છે; અને જેમ યંત્રો ઘસાઈ જાય છે તેમ કારીગરની માનસિક અને શારીરિક શક્તિ ઘસાતી જતી દેખાય છે. દરેક માણુસ એમ જ ધારે છે કે તેની ઉપર કામનો બોજો અનહદ છે; પરંતુ તે જ કાર્યકર માનસિક સમતા અને શાન્તિ રાખીને કામ કરે તો પોતાને માટે નિયોજેલું કાર્ય નિયત સમયમાં પૂરું કરી શકે છે અને તેની સાથે સંતોષ અને આનંદ ભોગવી શકે છે. તે પોતે જ અનુભવી શકે છે કે કેવળ કામથી માથાના વાળ ધોળાં થતાં નથી કે કપાળમાં કરચલીઓ પડતી નથી કે શરીર કે મન નબળું પડી જતું નથી. ખરી વાત તો એ છે માનસિક સમતા વગર કરેલી ધાંધલ અને શાન્તિ વિનાનું ધાંધલીયું જીવન જ્ઞાનાતંતુઓની ઉપર અસર કરીને મનુષ્યને જ્ઞાનતંતુઓના રોગને આધીન બનાવે છે. સોંપેલું કામ અમુક સમયમાં પૂરું કરવાની વૃત્તિ સારી છે-ઉત્તેજનને યોગ્ય છે—પરંતુ તે ઉપરાંત ધ્યાન, કાર્યશીલતા અને કાર્યદક્ષતા હોય તો ધૈર્ય અને શાન્તિથી પૂરું કરેલું કાર્ય જ્ઞાનતંતુઓનો નાશ કરવાને બદલે તેને ઉત્તેજન શક્તિ અને સામર્થ્ય આપે છે. ફક્ત ઘડિયાળના કાંટા ઉપર જોઈને ધાંધલીયુ કામ કરનાર નિષ્ફળ અને નિરાશ (frustrated) થાય છે. શરીર અને મનના રચનાત્મક કાર્યોમાં પણ આવી માનસિક સમતા—પ્રસન્નતાની જરૂર રહે છે. તેના અભાવે થતા કામમાં લગભગ નેવું ટકા નિષ્ફળતા મળે છે. વીનરના શબ્દોમાં મનુષ્યનો અમાનુષિક ઉપયોગ થતો અટકાવવો–Stopping in human use of human beings એ આપણું સાધ્ય હોય તો સાધન તરીકે માનસિક સમતા પ્રસન્નતા હંમેશ ખીલવતા રહેવું જોઈએ.

કામનું પ્રયોજન બે પ્રકારનું છે એ આપણે સમજવું

જોઈએ. એક તો કોઈ વસ્તુ–પદાર્થ–કલા–કે સાહિત્યની કૃતિનું ભૌતિક ઉત્પાદન: અને બીજું ઉત્પાદકની માનસિક શક્તિ અને સામર્થ્યની વૃદ્ધિ. ઉત્પાદનના દરેક કાર્યમાં પહેલી ચીજ ઉપર ભાર મૂકવામાં આવે છે. પરંતુ ઉત્પાદકની શક્તિ–સામર્થ્ય–આત્મશ્રદ્ધા–નવી ભાવનાઓમાં જે વૃદ્ધિ અને વિકાસ થાય છે તેની ગણતરી ભાગ્યે જ કરવામાં આવે છે અને તેથી કાર્યકર–કારીગર–કલાકારને કલાની પ્રગતિમાં જોઈએ તેટલો લાભ મળતો નથી.

આપણને કામ કર્યા સિવાય કાંઈ લાભ થાય અને કાંઈ ચીજ મફત મળે એ વૃત્તિ બધા દેશોમાં જોવામાં આવે છે. પરંતુ પછાત દેશોમાં આ વૃત્તિ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. કામ ન કરનાર ભિખારીઓ અને પોતાના સ્વતંત્ર પ્રયત્નોથી પ્રાપ્ત થતા ધન ઉપરાંત નાણાં ખર્ચનારી સંસ્થાઓનાં સંચાલકો આવી જ કાંઈ આશા રાખે છે. આપણને કામ કરીને સાધન પ્રાપ્ત કરવા તરફ અણગમો હોય એ આપણા મનની ખોટી સ્થિતિ દર્શાવે છે. વધારે કામ કરવાની શક્તિ ખરી શક્તિ આપણે પ્રાપ્ત કરીશું ત્યારે આપણે મફત કોઈ ચીજની આશા નહિ રાખીએ. પરંતુ આપણી–આપણા સમાજની ખરી જરૂરિયાતો માટે આવશ્યક કામ કરવાની સબળ શક્તિ પ્રાપ્ત કરીશું.

દરેક કાર્યકરની ફરજ છે કે તેણે પોતાની લાયકાત અને શક્તિ સતત વિકાસ માટે વાપરવી જોઈએ. એ વૃત્તિનું પાલન દરેકે કરવું જોઈએ. પોતાના કાર્યની કિંમત વધે, સુંદરતા–કાર્યદક્ષતા વધે તો પોતાના ઉત્પાદનની કિંમત અને કદર વધવાના જ. અને સત્કાર્ય અને શુભવૃત્તિનું ફળ તરત જ પ્રાપ્ત થવાનાં જ પરંતુ સાધારણ મનુષ્ય એમ પણ કહેશે કે પોતાના કાર્યથી સાંજે ઘેર જતાં એટલો થાકી જાય છે કે પોતાના આત્મસુધાર-માનસિક ગુણોની ખીલવણી માટે સમય જ

રહેતો નથી: આખો દિવસ કામમાં જ જાય છે અને કામ પૂરું થાય છે ત્યારે અભ્યાસ કે આત્મવિકાસના પ્રયત્ન માટે પણ સમય રહેતો નથી—મારા એક મિત્ર કહેતા કે તેઓ કામમાં એટલા બધા રોકાયેલા રહે છે કે તેમને મળવાની પણ ફુરસદ રહેતી નથી! ખરી વાત તો એ છે કે જે મનુષ્યનું નિત્યજીવન—શાન્તિ સમતા અને પ્રસન્નતાથી વિહોણું હોય છે તેને વિકાસનો માર્ગ જ જડતો નથી. તમારે જે સદ્ગુણો કેળવવા હોય, જે સદ્‌વૃત્તિઓનો વિકાસ કરવો હોય, જે કુટેવો છોડવી હોય, જે નવી ઉત્તમ ટેવો પાડવી હોય, જે નવી વૃત્તિ કેળવવી હોય તે તમારા કામની દરેક પળોમાં કામ સાથે જ પ્રાપ્ત કરી શકો છો. તમે સમતા અને પ્રસન્નતાથી કાર્ય કરી શકો તો ધીમેથી વધારે સારું કામ પણ કરી શકો, અને તમારા શરીર અને મનની શક્તિઓનો એવી સારી રીતે સુયોજીત અને સુસંગિત harmony સુસંવાદિતા સાથે કરી શકશો. તમારી
1

તરફ નિત્ય પ્રયત્ન થવા જોઈએ.

દરેક કામ કરનાર—વિદ્યાર્થી કે અધ્યાપક, કારકુન કે કારીગર, મજૂર કે ફોરમેન કે શેઠ, ઘરકામમાં રહેલી ગૃહિણી, કે કુટુંબના પાલનમાં રસ લેનાર ગૃહપતિ, કે પ્રજાનું કામ કરનાર પ્રધાનો, મિનિસ્ટરો કે અમલદારો, ઉદ્યોગપતિઓ, અને વ્યાપારીઓ, લેખકો કે વિચારકો બધાને મારી વિનંતી છે દરેક કાર્યમાં તમારે સફળતા મેળવવી હોય અને કાર્ય કરવામાં જ નવી શક્તિ વિકસે છે તે અનુભવ કરવો હોય તો શાન્તિ, સમતા અને પ્રસન્નતાના ગુણોનુ પાલન કરો. પ્રસન્નતા એ જીવનનું ધ્યેય રાખશો તો પ્રજા અને દેશની પ્રગતિ સાધવાનું એક નવું સાધન તમારા હાથમાં આવશે.

प्रसन्न वचन ब्रुव। प्रसन्न वदनो भव। प्रमन्नात्मा भव।
प्रसादे सर्व दु:खाना हानिरस्योपजायते।
प्रसन्नचेतसो ह्याशु बुद्धि पर्यवतिष्ठते।

# ૧૦. ગુજરાતી પ્રજામાં જ્ઞાતિકુલોનો સમન્વય

[આ લેખ શ્રી ફાર્બસ સભાના ૧૯૪૩ના વર્ષના મહોત્સવ ગ્રંથમાં લખાયેલો. પણ ત્યાર પછી ગુજરાત સંશોધન મંડળે સન ૧૯૪૧ થી ૧૯૫૦ના વર્ષોમા આ સંબંધી ઘણું સંશોધન અને પ્રકાશન કર્યું છે આ લેખને ફરીથી લખવાની જરૂર નથી કારણ કે આ સંબંધનુ પ્રકાશન બીજી રીતે થયેલું છે ડૉ. ધિરેન્દ્રનાથ મજમુદાર પાસે અંગ્રેજીમા લખાવેલા સને ૧૯૫૦ના છપાયેલા પુસ્તકનો ગુજરાતી અનુવાદ, ગુજરાતના જ્ઞાતિકુલોની મીમાંસા' પણ તૈયાર થાય છે. તેમાં ગુજરાતના ૨૪ મુખ્ય જ્ઞાતિકુલોને અલગ સ્થાન આપવામાં આવ્યુ છે. અને તેમના સ્પષ્ટ વર્ણનો ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. તે વિશે રસિક વાચનારને વધુ રસ લેવાને માટે વિનંતિ કરવામાં આવે છે]

તા. ૩-૬-'૬૬ લે પો. ગો. શાહ

**વિવિધતામાં એકતા**

મનુષ્યવિદ્યા અને અભ્યાસકની દૃષ્ટિએ ગુજરાત (એટલે તળ ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છ)ની પ્રજામાં જોવામાં આવતી, બહારની વિવિધતા છતાં સંસ્કાર અને ભાષાથી ઉત્પન્ન થતી, એકતા વિરલ ગણાય. બંગાળમાં, પંજાબમાં મદ્રાસમાં કે મહારાષ્ટ્રમાં સાધારણ વસ્તીના પહેરવેશ અને રહેણીકરણીમાં જે એકરૂપતા જોવામાં આવે છે તેના કરતાં વિચિત્ર ભિન્નતા ગુજરાતના જુદા જુદા વિભાગોમાં જોવામાં આવે છે. બંગાળી ખમીસ અને છૂટી પાટલીને ધોતિયુ, તેમ જ મદ્રાસી ગોળાકાર ધોતી અને ખમીસ, પંજાબની ઋતુને અનુકૂળ સુરવાળ અને ખમીસકોટ, મહારાષ્ટ્રનું ચાર પાટલીવાળું ધોતિયુ અને કેડિયુ કે કોટ, એ દરેક પ્રાંતની

વિશિષ્ટતા ગણાય. પરંતુ ગુજરાતમાં તો બાર ગાઉએ બોલી બદલાય, એટલું જ નહિ પણ પહેરવેશ પણ બદલાય. મુંબઈ જેવી નગરીમાં પાઘડીઓનું પ્રદર્શન ગુજરાતી બોલતી પ્રજામાંથી જ નીકળી શકશે. અમદાવાદી, પટણી, સુરતી, ભરૂચી, ભાવનગરી, કચ્છી, જામનગરી, પોરબંદરી, માંગરોળી પાઘડીઓ અને કાઠિયાવાડી ફેંટાઓની સંખ્યા, ઘટતી જતી હોવા છતાં પણ, દેશની વિવિધતાની સાક્ષી પૂરે છે. આ વિવિધતા છતાં ગુજરાતીઓની એકતા અને અસ્મિતા સૂક્ષ્મ અવલોકનકારને સ્પષ્ટ દેખાય છે. ગુજરાતની બહાર જ્યારે ગુજરાતીઓના મેળાવડા કોચીન કે કલકત્તા, કરાંચી કે દિલ્હી, ઉટી કે નૈનીતાલમાં થાય ત્યારે ગુજરાતી સ્ત્રીપુરુષો ત્યાંની વસ્તીની સરખામણીમાં ભિન્ન ભાત પાડે છે, અને જિલ્લાવાર કે કોમવાર જુદાં લક્ષણો ભૂલી જઈને એક અવિભક્ત ગુજરાતી પ્રજાના સંસ્કારોની પ્રતિભા પ્રકટ કરે છે. આ એકતા અને આ સમન્વયનું મુખ્ય કારણ શું અને તેને પોષવાને શા શા સાધનોની જરૂર છે તે સમજવા ઉપરાંત આ એકતા નીચે રહેલી વિવિધતા, તેના કારણરૂપ જાતિ અને વંશની ઉત્પત્તિ અને વિકાસના માર્ગો, જાતિઓનાં રૂપાન્તર અને નવી જાતિઓનાં વિધાયક બળો, એ સૌનો અભ્યાસ આવશ્યક છે. વળી આ વિવિધતા કેટલે અંશે નૈસર્ગિક અને અનિવાર્ય છે, કેટલે અંશે રાજ્યસત્તા, ભૌગોલિક રચના કે ધાર્મિક બળોને લીધે ઉત્પન્ન થએલી હોવાથી કૃત્રિમ અને નિવાર્ય છે, એ જાણીએ તો અખંડિત, એકત્રિત, અને સબળ મહાગુજરાતના વિધાનમાં શી શી મુશ્કેલીઓ છે તે આપણે જાણી શકીએ. જે ચારપાંચ શતકના વિકાસના પરિણામે ગુજરાતી ભાષાની રચના બંધાઈ, અને જે વર્ષોના પ્રયત્નને પરિણામે ગુજરાતની એકતા અને અસ્મિતા પ્રકટ થતી દેખાય છે, તેવાં બીજાં અનેક વર્ષોના પ્રયત્નોના પરિણામે કેવળ ભાષા

સંસ્કારોનો જ નહિ, પણ ગુજરાતી સંસ્કારોથી રંગાયેલા સમસ્ત કાઠિયાવાડ, ગુજરાત અને કચ્છના પ્રદેશની આર્થિક, સામાજિક અને રાજકીય વિકાસ સાધવાની તૈયારી કરવાની જરૂર છે. આ દિશામાં કાર્ય સાધતાં પહેલાં જાતિકુલોના અભ્યાસ અને જાતિઓની ઉત્પત્તિનું જ્ઞાન ઘણું ઉપયોગી છે.

રાજકીય પરિસ્થિતિમાં અનેક બાધક અને વિરોધક તત્ત્વો હાલમાં ઘણાએ અંતરાયો નાંખતાં દેખાય અને આગળ પંથ પણ ન સૂઝે તેટલું અંધારું ભલે દેખાય, પણ સમય અને સંસ્કારોના બળોનો પ્રભાવ પોતાનું કાર્ય કરે જાય છે. મનુષ્યના ઇતિહાસને વાસ્તવિક દીર્ઘ દૃષ્ટિથી જોનારને મહાગુજરાતનું નવવિધાન દૂર–સુદૂર હોવા છતાં ઉજ્જવળ દેખાય છે. અનેક મનુષ્યસમૂહોએ આ ભૂમિનું હાલનું નામ પડવા પહેલાંના સમયમાં આવીને, અનેક કલહો મચાવીને, અનેક જુદાં જૂથો, કુલો, ઓલાદો, જ્ઞાતિઓ, ઉપજ્ઞાતિઓ, જાતિઓ જાતિકુલો સ્થાપ્યાં; અને અનેક યુદ્ધો તથા વિગ્રહો, બળની સાઠમારીઓ અને રક્તની નદીઓ વહેવડાવીને, તે પોતાનું નામનિશાન મૂકયા વિના, અથવા તો કિંચિત્‌માત્ર નિશાન મૂકીને નષ્ટ થઈ ગયા છે. તે વિવિધતામાંથી એક અવિભક્ત અને એકત્રિત ગુજરાતી પ્રજાના બંધારણને માટે સમય અને યુગનાં બળો પોતાનું કાર્ય કરે જાય છે. વિવિધ જાતિકુલોમાંથી નવી પ્રજાના સમન્વયનાં કારણ અને સાધનરૂપ, સમય, સમાજ, ધર્મ આર્થિક, અને ભૌતિક પરિસ્થિતિ અને બીજાં બળોને સમજ્યા વિના દેશના ભવિષ્યનું નિર્માણ કે ચિંતન અશક્ય છે. પરંતુ એટલું જ સ્પષ્ટ કરવું જોઈએ કે દેશની જાતિઓ, ઉપજાતિઓ, જ્ઞાતિઓ, ઉપપેટા-જ્ઞાતિઓનો અભ્યાસ કરવાનું પ્રયોજન તેમને કાયમનું સ્વરૂપ આપવા માટે નહિ અને તેમનાં વિભાજક અને વિનાશક તત્ત્વોને ઉત્તેજન આપવા માટે નહિ પણ આ સંસ્થાઓ કેવી રીતે બંધાઈ છે, તૂટી છે,

રૂપાન્તર પામી છે તે સમજીને તે જ્ઞાનનો ઉપયોગ દેશના ભવિષ્યના ઘડતરમા વાપરવા માટે. મનુષ્યવિદ્યાના અભ્યાસીઓ સમજે છે કે પ્રજાઓ એકદમ કે અલ્પ સમયમા આકસ્મિક રીતે ભાજીપાલાની પેઠે જમીનમાથી નિપજતી નથી. જાતિ કુલોમાથી પ્રજાનો સમન્વય થતા એક નવી પ્રજાનો જન્મ થતા પહેલાં ભાષા, સંસ્કાર, ઇતિહાસ, અને રાજ્યનીતિના વ્યાપક બળોનું સંગઠન આવશ્યક છે, તે સર્વેના અભ્યાસ માટે મનુષ્યવિદ્યાનો અભ્યાસ પણ હાથમા લેવો જોઈએ

## ૨. જાતિઓનાં ભૌતિક લક્ષણો

જાતિઓના બધારણ અને ઉત્પત્તિની વાસ્તવિક સમજૂતી માટે કેટલીએક પ્રાથમિક વિગતો સમજવી જોઈએ. મનુષ્ય જાતિની ઉત્ક્રાન્તિ તેના કરતા ઉતરતી જાતનાં પ્રાણીઓમાથી થઈ છે, એ વાત તો હવે મનુષ્યવિદ્યાના અભ્યાસીઓ સ્વતઃસિદ્ધ માને છે મનુષ્યવિદ્યાના બે મુખ્ય વિભાગ કરવામા આવે છે એક મનુષ્યની સામાજિક અને માનસિક પ્રવૃત્તિના અભ્યાસને માટે સામાજિક વિભાગ, અને બીજો જાતિઓના ભૌતિક વર્ગીકરણ માટે ભૌતિક મનુષ્યવિદ્યાનો વિભાગ મનુષ્યનુ હાડપિંજર, તેના માથાની ખોપરીનો આકાર અને લબાઈ, પહોળાઈ, નાકની આકૃતિ, લબાઈ પહોળાઈ અને ચપટાપણુ ચામડીનો રગ, વાળનો રગ અને વાક, મોઢાનો, હોઠનો અને દાતનો આકાર વગેરે લગભગ બાવીશ ભૌતિક લક્ષણોનો અભ્યાસ કરવો પડે છે ગુજરાતની જાતિઓના ભૌતિક લક્ષણોનો અભ્યાસ હજુ શરૂ પણ થયો નથી, એમ કહી શકાય રીઝલે સને ૧૮૯૫મા થોડાએક ગુજરાતીઓના અને ખાસ કરીને નાગરો અને રજપૂતોના ભૌતિક લક્ષણો માપ્યા હતા ત્યાર પછી સને ૧૯૩૧ના સેન્સસ વખતે આશરે ૨૦૦ ગુજરાતી સ્ત્રીપુરુષોના ભૌતિક લક્ષણોનો સારો અભ્યાસ ડૉ ગૂહાએ

કર્યો હતો. ડૉ. ઘુર્યેએ પણ આ દિશામાં થોડુંએક કામ કર્યું છે. પરંતુ જ્યાં સુધી દરેકે દરેક જાતિની એકેક હજાર વ્યક્તિઓનું માપકરણ થાય નહિ ત્યાં સુધી જાતિકુલોનાં વર્ગીકરણ અને ઉત્પત્તિના પ્રશ્નોનો નિકાલ આવી શકે નહિ. તે ઉપરાંત આ જાતિકુલોના જન્મ, લગ્ન અને મૃત્યુ જેવા અગત્યના પ્રસંગોના રીતરિવાજ, તેમના આલોક અને પરલોક સંબંધી વિચારો, જાતિની અંદર અંદર અને જાતિની બહાર સ્ત્રીપુરુષોનુ વર્તન, તેમની ભાષા અને એકંદર સર્વદેશીય સંસ્કૃતિના અભ્યાસમાંથી મળેલાં સાધનો અને પ્રમાણોનો આધાર લીધા પછી જ જાતિઓની સ્વતંત્રતા કે સબદ્ધતા વિશે નિર્ણય થઈ શકે. પાશ્ચાત્ય દેશોમાં જાતો

ભાષાની, ઇતિહાસની અને રાજકીય સત્તાની એકરૂપતા હોવી જોઈએ. આ દૃષ્ટિએ ગુજરાતી પ્રજાની એકતા અને એકરૂપતા સાધતાં પહેલાં ઘણું કામ કરવું જરૂરનું છે.

મનુષ્યમાપનવિદ્યા કેવા પ્રશ્નોનો નિકાલ કરે છે તેને માટે થોડાંએક દૃષ્ટાંત આપી શકાય. ગુજરાતના નાગરો અને બંગાળના કાયસ્થો વચ્ચે સંબંધ હોવો જોઈએ, એમ પ્રવરાધ્યાયમાં મળી આવતી દત્ત, ગુપ્ત, નંદ, ઘોષ, શર્મા, દાસ, ત્રાટ, મિત્ર, દેવ, ભાવ, એ અવટંકો ઉપરથી સૂચિત થાય છે. ચૌહાણ, ચૂડાસમા, ગોહીલ, પરમાર, રાઠોડ, વાઘેલા, ઝાલા, એવાં નામો રજપૂતોમાં તેમ જ મોચીઓમાં મળી આવે છે, તો તે બન્ને જાતિઓનો શો સંબંધ છે? બ્રાહ્મણોમાંથી વ્હોરા, ક્ષત્રિયમાંથી ખોજા અને વૈશ્યોમાંથી મેમણ, એ નવી જ્ઞાતિઓ ધર્મ બદલવાથી બંધાઈ છે, પણ તેમનાં ભૌતિક લક્ષણોમાં શો ફેરફાર થયો છે તે માપવાથી જાતિકુલો અને ધર્મનો સંબંધ જાણી શકાય. રાજ્યવ્યવસ્થા, ભૌગોલિક પરિસ્થિતિ, ધાર્મિક પ્રતિબંધો અને સામાજિક રીતરિવાજોની વિવિધતા–એમાંથી જાતિકુલોની એકતા સ્પષ્ટ રીતે સમજી શકાય. આ પ્રશ્નોના ઉકેલને માટે અકેક જાતિનાં હજાર હજાર સ્ત્રીપુરુષોનાં શરીરમાપન યોજાવવાની જરૂર છે. તેમાંથી મળી આવતાં પરિણામો જાતિકુલોના પ્રશ્નોના નિર્ણય માટે અત્યંત ઉપયોગી થવાનાં.

### ૩. મુખ્ય પ્રશ્નો

ગુજરાતની જાતિઓના અભ્યાસના પ્રશ્નો વિશાળ અને વિવિધ છે. ગુજરાતની ભૂમિ પુરાણોના સમયમાં અને પહેલાંનાં સમયમાં આ નામથી ઓળખાતી? ત્યાં કઈ કઈ જાતિઓ વસ્યાનું પુરાણોમાં વર્ણન છે? ગુજરાત અને ગુર્જરજાતિ, કાઠિયાવાડ અને કાઠી જાતિ, એમનો સંબંધ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ સ્પષ્ટ દેખાય એમ છે. પરંતુ આ જાતિઓની ઉત્પત્તિ અને

ઇતિહાસના વિષયમાં ઘણા અટપટા પ્રશ્નો ઉકેલવાના બાકી રહે છે. ગુર્જરો ક્યારે, ક્યાંથી, કેવી રીતે, શા કારણથી આવ્યા? તેમના પહેલાં ગુજરાતનો ઇતિહાસ શો હતો? તેમના પહેલાં ગુજરાતમાં કઈ જાતિઓ વસતી હતી? ગુર્જરોની જાતિ અત્યારે નામના પ્રમાણમાં કેમ સારી સંખ્યામાં દેખાતી નથી? ગુજરાત પ્રાંત અને ગુર્જરોનો શો સંબંધ? તેમનો ગુજરાતી ભાષાનો શો સંબંધ? વળી કાઠી જાતિની સંખ્યા નાની હોવા છતાં આખા પ્રદેશનું નામ કાઠિયાવાડ શા કારણથી પડયુ? અને કાઠીઓના આગમન પહેલાં કાઠિયાવાડ પ્રદેશનું શું નામ હતું? ત્યાં કઈ જાતિઓ, વસતી હતી? ગુર્જરો અને કાઠીઓ સિવાય બીજી કઈ જાતિઓએ આ પ્રદેશના જાતિસમન્વયમાં અગત્યનો ભાગ લીધો છે? મનુષ્યના ઇતિહાસની, મનુષ્યની ઉત્પત્તિ અને જાતિઓનાં સંક્રમણની દૃષ્ટિએ આ પ્રદેશમાં કઈ જાતિ કે જાતિઓ પ્રથમ આવી? આ પ્રાચીનતમ જાતિઓ આર્યવંશની હતી કે તેનાથી વધારે પ્રાચીન વંશની હતી? એ જાતિઓનું શું થયુ? તેના અવશેષો હાલમાં ક્યાં દેખાય છે? તેમની સાંસ્કૃતિએ ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં શો ફાળો આપ્યો? આ પ્રાચીન વન્ય જાતિઓ તરફ હાલની પ્રજાનું વર્તન કેવું છે? અર્વાચીન ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાનું ભાન થાય અને તેમના જીવનમાં આ નવી સંસ્કૃતિનાં પોષક અને ઉત્તેજક તત્ત્વોનાં સ્રોતનુ જલસિંચન થાય, એવી નવી પ્રવૃત્તિ સાધવાની આવશ્યકતા છે? આ પ્રશ્નોના વિવેચન માટે આખું પુસ્તક જોઈએ, પરંતુ અત્યારે તો તેમાં ચંચુપાતથી સંતોષ માનીશું.

૪. જાતિઓનાં આક્રમણની તવારીખ

હાલમાં ગુજરાત (એટલે તળ ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છ) નામથી ઓળખાતા પ્રદેશમાં કઈ કઈ જાતિઓનુ ક્યારે ક્યારે આક્રમણ થયુ છે, એ સંબંધી એક સંક્ષિપ્ત ટાંચણ

સ્વ. ભગવાનલાલ ઇંદ્રજીએ મુંબાઈ ગેઝેટિયરના પ્રથમ પુસ્તકમાં આપેલું છે. તે ટાંચણ એટલું બધું ઉપયોગી છે કે તેને સર એડવર્ડ ગ્રીઅર્સને લિંગ્વીસ્ટિક સર્વે ઓફ ઇંડિયામાં અક્ષરશઃ ઉતારી લીધું છે. તેના ઉપર આધાર રાખીએ તો ગુજરાતમાં જાતિકુલોનાં આક્રમણની તવારીખ નીચે પ્રમાણે ગોઠવી શકાય.

ઈ. પૂ. ૧૫૦૦–૫૦૦ યાદવો મથુરાથી કુશસ્થલી, દ્વારકા આવ્યા

ઈ. પૂ. ૩૦૦ ઈ. સ. ૧૦૦ ગ્રીક, બૅક્ટ્રિયન, પાર્થિયન અને સિથિયન લોકો

ઈ. પૂ. ૩૦૦ મૌર્યવંશી રાજાઓ

ઈ. પૂ. ૨૦૦–ઈસ્વી. ૫૦૦ સિથિયન હૂણો, અર્ધસિથિયન ક્ષત્રપો

ઈ. સ. ૧૦૦—સાતકર્ણી રાજાઓ

ઈ. સ. ૩૫૦—ગુપ્તવંશી રાજાઓ

ઈ. સ. ૪૦૦–૬૦૦—ગુર્જરો

ઈ. સ. ૬૦૦–૮૦૦—પારસીઓ અને આરબોના પ્રથમ ટોળાં

ઈ. સ. ૬૫૦–૯૫૦—ચાલુક્યો અને રાષ્ટ્રકૂટ રાજાઓ

ઈ. સ. ૭૫૦–૯૦૦—જાડેજા, યૌધેયો અને કાઠીઓનાં પ્રથમ ટોળાં

ઈ. સ. ૧૦૦૦–૧૫૦૦—અફઘાન, તુર્ક, મોગલ અને બીજા મુસલમાનો

,, ૧૨૫૦–૧૩૦૦—ઈરાનમાંથી કાઢી મૂકેલા પારસીઓ અને નવયત મુસલમાનો

,, ૧૩૦૦–૧૫૦૦—ઉત્તર હિન્દમાંથી આવેલા જાડેજા અને કાઠીઓ

,, ૧૫૦૦–૧૬૦૦—પોર્ટુગીઝ, આરબ, તુર્ક, આફ્રિકન, ઇરાની, મકરાણી, ચાંચિયા અને ભાડૂતી લડવૈયા

ઈ. સ. ૧૬૦૦–૧૭૫૦—આર્મિનિયન, વલંદા, ફ્રેન્ચ અને અંગ્રેજ વેપારીઓ

ઈ. સ. ૧૬૬૦–૧૭૬૦—મરાઠા

૫. પુરાણોમાં મનુષ્યવિદ્યા

પુરાણોમાં મળી આવતા ભૂગોળ અને મનુષ્યવિદ્યાના અંશો એટલા ત્રુટક અને અવિશ્વસનીય હોય છે કે તેની ઉપરથી આધારભૂત નિર્ણય ઉપજાવવો કઠિન છે. તે છતાં ગુજરાત અને તેની આસપાસના પ્રદેશોમાં વસતાં જાતિકુલો વિશે મળતી માહીતીની* નોંધ ઉપયોગી છે. કારણ કે તામ્રલેખ, શિલાલેખ કે બીજાં સ્વતંત્ર ઐતિહાસિક સાધનોની મદદથી તેની કસોટી કરી શકાય એમ છે. શ્રદ્ધાળુ ભક્તોને બૌદ્ધ કે જૈન ધર્મમાંથી હિંદુ ધર્મ તરફ આકર્ષવાને માટે પગલેપગલે પાથરવામાં આવેલા ચમત્કારની રેતીના થરો પરથી લપસ્યા વિના ચાલવું સાધારણ વાચકને અશક્ય થઈ પડે છે. 'ઇતિહાસમાંથી ચમત્કારને બાદ કરો', Banish miracle from history'- એ સૂત્ર આપણે યાદ રાખીએ અને સ્વતંત્ર ઐતિહાસિક સાધનોની સાક્ષી પણ સાથે સાથે શોધતાં ફરીએ તો પુરાણોમાંથી પણ આપણું જ્ઞાન ઘણું વધારી શકીએ એમ છીએ. પશ્ચિમ હિંદમાં વસતી જાતિઓમાં સૈન્ધવ, સૌવીર ઘણે ઠેકાણે વર્ણવવામાં આવી છે; સિંધુ નદીના પશ્ચિમ ભાગ પર સૈન્ધવો રહેતા અને પૂર્વ ભાગમાં સૌવીરો રહેતા. સૌવીર દેશની સાથે સોપારા–સુર્પારકનો સંબંધ સ્થાપવા કેટલાએક પુરાવિદો મથે છે, પણ તે અવાસ્તવિક લાગે છે. રૂદ્રદામનના જૂનાગઢ પાસે મળેલા ઉત્કીર્ણ લેખમાં તે મહાક્ષત્રપે જીતેલા દેશોમાં સિંધુ-સૌવીર, પૂર્વાપરાકર-અવન્તી, અનુપનિવૃત્ત, આનર્ત,

* જુઓ Ancient Indian Tribes, by Dr. B. C. LAW, 2 Vols.

સુરાષ્ટ્ર, આન્ધ્ર, મરૂ, કચ્છ, કુકુર, અપરાન્ત વગેરે ગણાવવામાં આવ્યાં છે. રામાયણમાં સીતાની શોધમાં એક ટોળીને સુરાષ્ટ્ર તરફ મોકલવાનું સુગ્રીવ સુષેણને સૂચવે છે. વિષ્ણુપુરાણ, માર્કંડેય પુરાણ અને બ્રહ્મપુરાણમાં સૌરાષ્ટ્ર જાતિકુલને સૂર, અભીર, અર્બુદ, માલવ, અપરાન્ત વગેરે જાતિકુલોની નજીક રહેતા વર્ણવવામાં આવ્યા છે. રાજશેખર કવિની કાવ્યમીમાંસામાં સુરાષ્ટ્ર દેશને પશ્ચિમ દેશોમાં ભૃગુકચ્છ, કચ્છીય, આનર્ત, અર્બુદ અને એવા બીજા દેશોની સાથે સંકલિત ગણવામાં આવ્યો છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં સુરાષ્ટ્રના પ્રજાસત્તાક સંઘનું વર્ણન છે. ગ્રીક ખગોળ અને ભૂગોળવેત્તા ટોલેમી, (અને પાછળથી સ્ટ્રેબો) કચ્છ(કાંઠી)ના અખાત પાસે 'સૈરસ્રીન' (સૌરાષ્ટ્ર) અને તેની પાસેના પ્રદેશોમાં પાતાલીન અને અબીરીઆનાં નામ પણ આપે છે. આ પાતાલીન હિંદુશાસ્ત્રોમાં વર્ણવેલું પાતાલ છે, એમ કેટલાએક વિદ્વાનો ધારે છે. ગ્રીક શક રાજાઓ પાસેથી સૌરાષ્ટ્ર ગુપ્તવંશના રાજાઓના હાથમાં ગયું અને વલ્લભીપુરના મૈત્રક રાજાઓ સ્વતંત્ર થયા ત્યારે તેમણે સૌરાષ્ટ્રને કબજે કર્યું, એમ તે કાળના ઇતિહાસ ઉપરથી અને ચુઆન શ્વાંગની નોંધપોથી ઉપરથી સ્પષ્ટ થાય છે. ઇસ્વી આઠમા શતકમાં આરબોએ સિંધ અને સૌરાષ્ટ્રમાં પ્રવેશ કર્યો હતો; તેમણે સૈન્ધવો, કચ્છેલા, સૌરાષ્ટ્રીઓ, ગુર્જરો અને મૌર્યોનો પરાજય કર્યો હતો અને તેમને 'તાજીકા' એ નામથી ઓળખવામાં આવતા હતા; આ 'તાજીકા'નો પરાજય ગુજરાતના ચાલુકયવંશના પુલકેશી રાજાના હાથે થયો હતો, એમ નવસારીના પ્રસિદ્ધ તામ્રલેખ ઉપરથી જણાય છે. એટલે આઠમા શતક સુધી સૌરાષ્ટ્રીઓનું જાતિસ્વાતંત્ર્ય અવિચ્છિન્ન હતું અને દેશનું નામ બદલવામાં વિદેશી ગુર્જરો કે કાઠીઓ સફળ થયા નહોતા.

## ૧. યાદવો

મહાભારતના યુદ્ધના સમયે યાદવોએ મથુરાથી આવીને કુશસ્થલી-દ્વારકા વસાવ્યું હતું. યાદવોનાં પહેલાં આ પ્રદેશમાં કોણ રાજ્ય કરતું હતું તે વિશે વિષ્ણુપુરાણમાં* કેટલીએક રસમય વિગતો મળે છે. મનુનો પુત્ર શર્યાતિ અને શર્યાતિનો પુત્ર આનર્ત્ત પ્રતિભાશાલી રાજા હતો: તેના નામ પરથી તેના રાજ્યનો પ્રદેશ આનર્ત્ત દેશથી ઓળખાતો અને તેની રાજ્યધાની કુશસ્થલી હતી. આનર્ત્ત રાજાના પુત્ર રેવતના સો પુત્રો હતા, અને તેમાં જ્યેષ્ઠ પુત્રનું નામ રૈવત કકુદ્મી હતું. રૈવતની પુત્રીનું નામ રેવતી હતું અને રેવતીનું લગ્ન શ્રીકૃષ્ણના મોટાભાઈ બલદેવની સાથે થયું હતું. આ રેવતી-બળભદ્રનાં લગ્નની આખ્યાયિકા ઉપરથી આપણને નૃકુલવિદ્યાની દૃષ્ટિએ કાંઈક નવું જાણવાનું મળે છે.

રૈવત કકુદ્મી રાજા પોતાની પુત્રી રેવતીનું લગ્ન કોની સાથે કરવું, એની ચિંતામાં પડ્યો હતો. તેના સમાધાનને માટે તે બ્રહ્માજી પાસે ગયો. તે વખતે બ્રહ્માજી હાહા અને હૂહૂ

* વિષ્ણુપુરાણ અંશ ૪ અધ્યાય ૧. વળી જુઓ ભાગવતપુરાણ સ્કંધ ૯, અધ્યાય ૩, શ્લોક ૧૬–૩૬ મત્સ્યપુરાણ અધ્યાય ૧૨ શ્લોક ૨૨–૨૪ ૪. હરિવંશ ૪.

इतीरितोऽसौ कपिलोद्भवेन भुव समासाद्य पति प्रजानाम् ।
ददर्श ह्रस्वान् पुरुपान् विरुपानल्पौजसस्स्वल्पविवेकवीर्यान् ॥
कुशस्थली ता च पुरीमुपेत्य दृष्ट्वान्यरुपा प्रददौ स कन्याम् ।
सीरायुधाय स्फटिकाचलाभवक्ष.स्थलायातुलधीर्नरेन्द्रः ॥ १४

उच्चप्रमाणामिति तामवेक्ष्य स्वलाङ्गलाग्रेण च तालकेतुः ।
विनम्रायामास ततश्च सापि बभूव सद्योवानिता यथान्या ॥
ता रेवती रैवतभूपकन्या सीरायुधोऽपी विधिनोपयेमे ।
दत्वाथ कन्या स नृपो जगाम हिमालयं वै तपसे धृतात्मा ॥ १६

વિષ્ણુપુરાણ અંશ ૪–અધ્યાય ૧.

નામના બે ગન્ધર્વોનું 'અતિતાન' નામનું દિવ્ય ગાન સાંભળતા હતા. તે ગાન પૂરું થતાં ઘણો સમય થયો. ત્યાં સુધી રૈવતરાજા બ્રહ્મલોકમાં બેસી રહ્યો અને ગાન પૂરું થયા બાદ બ્રહ્માજીએ તેના પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું કે 'ગાંધર્વોનું ગાન સાંભળતાં મને ઘણા ચતુર્યુગ થઈ ગયા અને અઠ્ઠાવીશમા મનુનો ચતુર્યુગ ચાલે છે અને કલિયુગનો પ્રારંભ થવાનો છે. તારા પુત્ર, મિત્ર, કલત્ર, મંત્રીવર્ગ, બંધુગણ, સેના અને કોશાદિ બધાંનો નાશ થઈ ગયો છે. તારી જે અમરાવતી સમાન કુશસ્થલી હતી તે હવે દ્વારકાપુરી થઈ ગઈ છે, અને ત્યાં બલદેવ નામના વિષ્ણુના અંશ વિરાજમાન છે, તેમની સાથે તારી કન્યાનો વિવાહ કર.' રૈવતરાજ બ્રહ્મલોક ઉપરથી પૃથ્વી ઉપર આવ્યા ત્યારે મનુષ્યની નવી જ જાતિ જોઈ બધાં મનુષ્ય નાના કદનાં હતાં. પુરુષ અલ્પ તેજોમય, અલ્પવીર્ય, વિવેક-હીન થઈ ગયા હતા. તે કન્યા તો બહુ ઊંચી હતી અને બલદેવજીએ તેનો સ્વીકાર કરતાં પહેલાં પોતાના હલના અગ્ર ભાગથી તેને દબાવીને નીચી કરી દીધી; અને આ પ્રમાણે સાધારણ કદ પ્રાપ્ત કર્યા પછી જ તેનું લગ્ન વિધિપૂર્વક કરવામાં આવ્યું.

આ આખ્યાયિકામાં મુખ્ય વાત એટલી છે કે બલભદ્ર અને યાદવો રૈવતરાજાના સમયનાં મનુષ્યો કરતાં ઠીંગણાં અને અલ્પ ઓજસ્‌વાળાં હતાં. વિષ્ણુપુરાણમાં એમ પણ ઉલ્લેખ છે કે જે સમયમાં રૈવતરાજા બ્રહ્માજી પાસે ગયો હતો તે સમયમાં પુણ્યજન નામના રાક્ષસોએ તેની કુશસ્થલીનો નાશ કર્યો હતો; આ રાક્ષસોના ભયથી નાસી ગયેલા ક્ષત્રિયોએ યાદવોને મથુરાથી લાવવામાં અને રાક્ષસોનો નાશ કરવામાં મદદ આપી હશે, એ વાત તો સમજી શકાય તેમ છે. વળી એમ પણ ધારી શકાય કે આનર્તકુલના આર્યોએ કુશસ્થલી છોડીને આનર્તપુર, અર્વાચીન વડનગર વસાવ્યુ હોય. યાદવોના

સમયમાં પ્રજા ઠીંગણી હતી તે વિશે ભાગવતમાં પણ મુચુકુન્દ રાજાની આખ્યાયિકામાં* ઉલ્લેખ છે. મુચુકુન્દ રાજા થાકીને અખંડ સુષુપ્તિનું વરદાન લઈને ઊંઘતો હતો, પણ કૃષ્ણની યુક્તિથી કાલયવનના હાથે તે જાગ્યો ત્યારે ગુફાની બહાર જે મનુષ્યો જોયાં તે નાનાં કદનાં હતાં. આ ઉપરથી એમ લાગે છે કે કોઈ ઠીંગણી પ્રજાની ભરતીના સમયમાં યાદવોનું રાજ્ય શરૂ થયું હશે.

૭. અહીરો

આનર્ત રાજાના વંશજો–આનર્ત જાતિનાં સ્ત્રીપુરુષો યાદવો કરતાં ઘણા જ વિપુલ અને વિશાળ બાંધાનાં હતાં તે ઉપરથી એમ લાગે છે કે મથુરાથી નીકળી આવેલી પ્રજા જુદી જ જાતિની હતી. તેણે મથુરાથી દ્વારકા આવવાનો કયો રસ્તો લીધો હશે તે વિશે ઘણી ચર્ચા થયેલી છે; કોઈ વિદ્વાનો એમ કહે છે કે પંજાબ અને સિંધમાં થઈને આવવાનો રસ્તો વધારે સરલ અને સુગમ હતો. પરંતુ કૃષ્ણના મૃત્યુ પછી, અને યાદવાસ્થળીને અંતે અર્જુને યાદવોનાં કુટુંબીજનોને મથુરા લઈ જવાનો પ્રયત્ન કર્યો ત્યારે અહીરોના હાથે તે લૂંટાયો; આથી એમ ધારી શકાય કે આ વખતે સિંધ–પંજાબને બદલે અર્જુને માળવા–રજપૂતાના થઈને મથુરા જવાનો પ્રયત્ન કર્યો હશે. આ અહીરો રજપૂતાનામાં મજબૂત થાણાં નાંખીને બેઠાં હતાં.

કૃષ્ણની સ્વધામગતિ અને દ્વારકાના લોપ પછી યદુઓને મથુરામાં લઈ જવામાં આવ્યા હતા ત્યાર પછી ગુજરાતના ઇતિહાસમાં યદુઓએ ભાત પાડી નથી. જોકે અર્વાચીન કાળમાં યદુકાળના ભાટિયાઓની વ્યાપાર વ્યવહારમાં કીર્તિ પ્રસિદ્ધ છે. આનર્ત રાજાની નષ્ટ થયેલી કુશસ્થલી નગરીના

* જુઓ ભાગવત દશમસ્કંધ અ. ૫૧–૫૨

સ્થળે દ્વારામતી–દ્વારિકા બાંધનાર યાદવોનું ઝવેરાત અને કૌટુંબિક સંપત્તિ લૂંટનાર* અહીરોએ ઘણાં વર્ષ સુધી રજપૂતાના, ગુજરાત, માળવા અને ખાનદેશમાં સત્તા ભોગવી, એમ લાગે છે. આ અહીરો–અભીરો–અભિરો–ની ઉત્પત્તિનો પ્રશ્ન ઘણો ચર્ચાયેલો છે. એમ લાગે છે કે અભીરો અનાર્ય અને વિદેશી જાતિના હતા; અને તેમણે આર્ય સંસ્કૃતિનો પાશ લાગતાં ઘણો સમય લાગેલો. અમરકોશમાં અભીરોને ભરવાડી કે ગોપનું કામ કરતા હોય એમ વર્ણવામાં આવે છે, પરંતુ તે પહેલાંના પાલી સાહિત્યમાં અને બીજાં પુરાણોમાં‡ તેમનું વર્ણન કિરાત, ભિલ્લ, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, કંક, યવન, ખસ, એવી અનાર્ય જાતિઓની સાથે થાય છે. જેમ ગુર્જરો ઉપરથી ગુજરાત દેશનું નામ પડ્યું છે, તેવી રીતે અભીરો ઉપરથી આભીર દેશનું નામ પડ્યું હશે; જેમ ગુજરાતમાં ગુજર બ્રાહ્મણ, ગુજર વાણીઆ, ગુજર સૂતાર, ગુજર લુહાર જોવામાં આવે છે તેમ ખાનદેશમાં પણ અહીર રાજા, અહીર બ્રાહ્મણો, અહીર સોનાર, અહીર લુહાર, અહીર તેલી અને અહીર કોળીની જ્ઞાતિઓ જોવામાં આવે છે. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અભીરોની અપભ્રંશ ભાષાની અને 'અભીરોક્તિ'ની સાથે અને ગુજરાતી ભાષાનો સંબંધ હોય, તો પણ તેમનો ગુજરાતી જાતિકુલોનો સંબંધ ખાસ લાક્ષણિક ન કહેવાય.

૮. ગુજરો

સંસ્કારી ગુજરાતી ભાષાના શોખીનો 'ગુર્જર' ભાષા અને 'ગુર્જર' જાતિકુલોને પૂજે છે; પરંતુ 'ગુર્જર' શબ્દના કરતાં 'ગુજર' શબ્દ વધારે પ્રાચીન અને વાસ્તવિક છે, અને ગુજરાત

* જુઓ મહાભારત મૂસલપર્વ.

‡ જુઓ ભાગવત દ્વીતીય સ્કંધ, ૪થો અધ્યાય, ૧૮ મો શ્લોક

ખહાર વધારે પ્રાચીન રૂપમાં ટકી શકયો છે. ડૉ. ભાંડારકરના* એક મત પ્રમાણે ગુજર જાતિકુલ મધ્ય એશિયામાંથી આવ્યું હશે અને ત્યાંની ખસ, ખઝર, ગજર, ગીઝર અને ગુજર જાતિઓની સાથે સંબંધ ધરાવતું હશે. આ ખસ જાતિનો ઉદ્ધાર કિરાત, હૂણ, આંધ્ર, પુલિંદ, આહેર, કંક, યવન વગેરે જાતિઓની સાથે શ્રીકૃષ્ણે કર્યો હતો, એવો ઉલ્લેખ ભાગવતમાં‡ મળી આવે છે. આ ગુજર જાતિની ઉત્પત્તિ ગમે ત્યાંથી થઈ હોય તે નક્કી ન થાય તો પણ એટલું તો નિશ્ચિત છે કે તે વિદેશી ખલવાન જાતિએ ઠેરઠેર, થાણાં જમાવીને રાજ્ય અને સંસ્કૃતિ સ્થાપીને, પોતાનું નામ અમર રાખ્યું છે. અત્યારે કાશ્મીરની ખીણોના પહાડી પ્રદેશોમાં ગોરક્ષા કરનાર અને દૂધ વેચનાર ગુજર જ છે, અને પંજાબ અને ગઢવાળના ડુંગરોની તળેટીઓમાં તેમ જ દક્ષિણમાં ગુજર ખેડૂતો જોવામાં આવે છે. આ ગુજરો, હૂણો અને બીજી તેવી જાતિઓનાં ટોળાં પાંચમા શતકમાં પંજાબમાં પથરાયાં હશે, એમ તેમનાં સંસ્થાનો ઉપરથી દેખાય છે: જેલમ અને ચીનાબ નદીના ઉપરવટના પહાડી તટપ્રદેશમાં આવેલા પ્રાચીન ગુજરાત જિલ્લામાં ગુજરોની સંખ્યા પણ મોટા પ્રમાણમાં છે; તેની પાસે ગુજરાત પર્વતોની નાની હાર પણ તે જ નામથી ઓળખાય છે. ચીનાબની આ બાજુ હાલના ગુજરાંવાળા જિલ્લામાં ગુજરોનું બીજું સંસ્થાન હતું, જોકે ત્યાંની વસતીમાં ગુજરોનું પ્રમાણ અત્યારે થોડું છે. પંજાબમાં વસેલા આ ગુજરો એટલા બળવાન હતા કે તેમને જ્યારે કાશ્મીરના રાજા શંકરવર્માએ જિત્યા અને તેમનું રાજ્ય સર કર્યું, ત્યારે કલ્હણની રાજતરંગિણીમાં તેનું વર્ણન

* Foreign Elements in Indian Population by Dr. D. R. Bhandarkar, Indian Antiquary, January 1911

‡ ભાગવત, દ્વિતીય સ્કંધ, ૪થો અધ્યાય, ૧૮મો શ્લોક.

કરવાનું કવિને યોગ્ય લાગ્યુ. પરંતુ ગુર્જરોએ તે પહેલાં પંજાબથી વધીને પૂર્વ અને દક્ષિણ બને દિશાઓમાં જવાના પ્રયત્ન કર્યા હતા. માળવાના અધિપતિ યશોધર્માના હાથે આ ગુજરોનો ઈ. સ. ૫૩૩માં પરાજય થયો હતો અને કનોજના હર્ષવર્ધનના હાથે પણ હાર ખાધા પછી ગુર્જરો રજપૂતાના તરફ વળ્યા હતા. પંજાબની માફક રજપૂતાનામાં પણ તેમણે બે સંસ્થાનો જમાવ્યાં: એકની રાજધાની ઉત્તરમાં હાલના જયપુર રાજ્યની હદમાં 'નારાયણ' કે 'બજાર' નામથી ઓળખાતી, એમ અલબેરુનીએ વર્ણન કર્યું છે, અને બીજાની રાજ્યધાની દક્ષિણ તરફ હાલના જોધપુર રાજ્યમાં આવેલા ભીન્નમાલ (શ્રીમાલ)માં હતી. આ ઉપરાંત ભરૂચ અને વલ્લભીપુરમા ગુજરોનુ રાજ્ય હતું, એમ સાતમા શતકના ચીનાઈ મુસાફરો યુવાન શ્વાંગ અને ઇત્સિંગ એ નામોથી વર્ણવી ગયા છે. આટલા સમયમાં ગુજરોનાં કીર્તિ અને સામર્થ્ય સુદૃઢ રીતે સ્થાપિત થયાં હતાં; તેથી તેમને હિંદુઓની ઉચ્ચમાં ઉચ્ચ ક્ષત્રિય જાતિમાં સ્વીકારવામાં આવ્યા હતા. આ અનાર્ય પ્રજા સૂર્યની પૂજક હતી, એમ ધારવાને કારણ છે. તે પૂજા છોડાવીને તેમને અગ્નિપૂજક બનાવીને, અને અગ્નિથી શુદ્ધ કરીને અગ્નિકુલ રજપૂતોની નવી જાતિ બાંધવામાં આવી હતી. બ્રહ્માના હસ્તચૂલકમાંથી ઉત્પન્ન થયેલા ચાલૂક્યો—સોલંકી, ચારહાથવાળા ચોહાણો, દ્વારપાળો–પ્રતિહાર–પરિહાર રજપૂતો: દુશ્મનને મારનારા—પરમારો, ચાપા, ચાપોત્કટો, ચાવડાઓ —એ બધી જાતિઓ ગુજરોમાંથી ઉત્પન્ન થઈ હતી. તે દરેકની વંશાવળી, કુલદેવી અને પૂજનવિધિ તે વખતે નિર્માણ કરવામાં આવી હતી.

૯. ધાર્મિક કલહ અને જાતિઓનું સંસ્કરણ

હૂણ જાતિને મળતી આવતી ગુજર જાતિઓને શુદ્ધ કરીને હિંદુ ધર્મમાં લાવવાનાં કારણોમાં એક વાત સમજવા જેવી છે.

બ્રાહ્મણધર્મ, બૌદ્ધધર્મ અને જૈનધર્મ, એ ત્રણ ધર્મના ઝગડા અને કલહો ઘણાં વર્ષ સુધી ચાલ્યા હતા. ધર્મની સત્તા અને રાજવૈભવ, એ બન્નેનો યોગ સાધવાને બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનો હંમેશ મથતા. ગુજરાતમાં ઈ. સ. પૂર્વે ૩૧૯–૧૯૭ના સમયમાં મૌર્યોને દૃઢ શાસનનો આશ્રય લેવો પડયો હતો. વળી માળવા, ગુજરાત અને સૌરાષ્ટ્ર જીતવાને માટે જ નિર્દય વિગ્રહ કરવો પડયો હતો અને અનેક મનુષ્યોનું રુધિર વહેતું કરવું પડયું હતું તેને માટે અશોક રાજાને પણ પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત કરવાં પડયાં હતાં. આ નિર્દયતાની અસર સમાજ ઉપર લાંબો વખત રહી. ધર્મને બહાને બૌદ્ધ અધિકારીઓ તરફથી થતો જુલમ બ્રાહ્મણો ભૂલી ગયા નહોતા. મૌર્યવંશી રાજાઓના પછી આવેલા ગ્રીક યવનકુલના રાજાઓ ઈ. સ. પૂ. ૧૮૦ અને ત્યાર પછી આવેલા બેકટ્રિયનોના હાથે પણ આર્યધર્મને ઉત્તેજન મળ્યુ નહોતું. ક્ષત્રપો (ઈ. સ. પૂ. ૭૦ થી ઈ. સ. ૩૯૮), ત્રૈકુટકો (ઈ. સ. ૪૫૦–૫૫૦) ગુપ્ત ઈ. સ. (૪૧૦–૪૭૦), એ બધા વિદેશી જાતિના રાજાઓ બ્રાહ્મણધર્મ કરતાં બૌદ્ધધર્મ તરફ વધારે પ્રીતિ રાખતા; આવા કારણોને લીધે મધ્યદેશમાં પશ્ચિમ હિંદના આનર્ત, સૌરાષ્ટ્ર અને લાટદેશ તરફ તિરસ્કારથી જોવાતું; અને તે દેશોમાં યાત્રા સિવાય બીજાં કારણથી મુસાફરી કરનારને ખાસ પ્રાયશ્ચિત્ત કરવાનુ મહાભારતના અનુશાસનપર્વમાં અને વિષ્ણુપુરાણમાં લખેલુ છે. આવા સમયમાં શ્વેતહૂણો અને ગુજરોનુ આ પ્રદેશમા આક્રમણ થયુ ત્યારે તેમનામાથી બળવાન કુલોને શુદ્ધ કરીને બ્રાહ્મણધર્મમા લાવવાના પ્રયત્નોનો હેતુ સમજી શકાય એમ છે. શ્વેતહૂણોના કુલના રાજાઓ તોરમાણ અને તેના પુત્ર મિહિરાકુલને (ઈ સ. ૫૧૨) અને વલ્લભીકુલના રાજાઓને (૫૦૯–૭૬૬) વિદેશી જાતિમાંથી શુદ્ધ કરીને હિન્દુ ધર્મમાં સ્વીકારવામાં આવ્યા હતા, એ પણ સમજી શકાય એમ છે.

નની જાતિઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે અને જાતિકુલોનો સમન્વય દેશકાળનાં બળોથી કેવી રીતે થાય છે તે પણ આ ઘટનાથી સમજાય છે.

૧૦. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

સંસ્કૃત, પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી અને અપભ્રંશ, એ ષડ્ભાષાઓ સંબંધી અને અપભ્રંશમાં પણ ઉપનાગર, આભીર અને ગ્રામ્ય, એવા વિભાગો સંબંધી વિચાર કરવાનો આ પ્રસંગ નથી. પરંતુ ગુજરો વિદેશી હતા અને તેમની તરફથી ગુજરાતી ભાષાની ઉત્પત્તિમાં શો ફાળો મળ્યો હતો તે જાણ્યા વિના ગુજરાતનાં જાતિકુલો વિશેનું આપણું જ્ઞાન અપૂર્ણ રહી જાય. ગુજર જાતિકુલના આધિપત્ય નીચેનું સામ્રાજ્ય વિશાળ હતું, એમ સર જ્યોર્જ ગ્રીઅરસન અને અન્ય વિદ્વાનો જણાવે છે. હાલમાં પણ અફઘાન સરહદથી લઈને કુમાઉં અને ગઢવાલ સુધીની હિમાલયની તળેટીના પ્રદેશમાં જે ગુજરો વસે છે તેમની ભાષા તેમની સાથે વસતી જાતિઓના કરતાં જુદા જ પ્રકારની છે, એમ એમનું નિરીક્ષણ છે. બીજી જાતિના લોકો તો પુશ્તુને મળતી આવતી ભાષા બોલે છે; પણ ગુજરો અને ખાસ કરીને સ્વાત ખીણના ગુજરોની ભાષા મેવાડ અને રજપૂતાનાના રજપૂતોની હિંદીના જેવી છે. ગ્રીઅરસન અને વિન્સેન્ટ સ્મિથનો મત એવો છે કે આ ગુજરો એક વાર રજપૂતાનામાં વસ્યા પછી પાછા હિમાલયની તળેટીમાં આવી વસ્યા હશે; પરંતુ તેના કરતાં વધારે વાસ્તવિક તો એ લાગે છે કે રજપૂતાનામાં વસેલા ગુજરોએ પોતાનો સંબંધ હિમાલયની તળેટીમાં વસેલા ગુજરો સાથે કાયમ રાખ્યો હશે અને ઉત્તર અને પશ્ચિમ હિંદમાં રાજ્યકર્તા કનોજના ગુજરો રાજ્યસત્તા પ્રાપ્ત કરવા છતાં પોતાના ગરીબ સંબંધીઓને ભૂલી ગયા નહિ હોય. આ ગુજરો મધ્ય એશિયામાંથી આવ્યા હશે. પણ તેમની જાતિ

અને ભાષામા આર્યત્વના લક્ષણો ઓછા પ્રમાણમા હશે હિમાલયની તળેટીનો પ્રદેશ અફઘાની સરહદથી લઈને કાશ્મીર, કાશ્મીરની તળેટી, ગુજરાત અને ગુજરાતના જિલ્લાઓ, હોશિયારપુર, કાગ્રાની ખીણ, કુમાઉં, ગઢવાલ અને નેપાળની તળેટીના પ્રદેશ સુધી સપાદલક્ષ (સવાલાખ ડુ ગરોવાળો પ્રદેશ), એ નામથી પ્રાચીન સાહિત્યમા ઓળખાય છે બાબરનામામા પણ આ પ્રદેશને 'સવાલખી' પ્રદેશનુ નામ આપવામા આવ્યુ છે અને હજુ પણ કેટલીક રાજપૂત જાતિઓના નામ સવાલાખી –ખાસ કરીને ચૌહાણોમા છે કાન્હડદે પ્રબધ (ઈ સ ૧૪૫૫)મા પણ સવાલખી* ગુજરો વિશે ઉલ્લેખ છે

આ પ્રદેશનો ગુજરાત અને રજપૂતાનાના પ્રદેશની પ્રજાની સાથે ભાષા, વ્યાકરણ અને શબ્દોનો વિનિમય લાબો વખત ચાલુ રહ્યો હશે જ્યારે અપભ્રશીય ભાષાના વિકાસની સાથે મહારાષ્ટ્રીય અપભ્રશ, રાજસ્થાની અપભ્રશ, એવા ભાગ પડ્યા હશે ત્યારે ગુજરાતી અપભ્રશ ભાષાનુ નામ ગુજરોના સબધને લીધે પડ્યુ હશે ગુજરો પાચમાથી સાતમા શતકમા હાલના ગુજરાત નામથી ઓળખાતા પ્રદેશમા આવ્યા હશે, અને ત્યા પણ રહ્યા પછી સેંકડો વર્ષોના સહવાસથી પોતાનુ વ્યક્તિત્વ ભૂલીને આર્ય અને હિંદુ સસ્કારવાળા થઈ ગયા હશે, તે છતા ગુજરોનુ નામ તે વખતે એટલુ તો સસ્કારવિહીન હશે કે તે જાતિના રાજાઓ પણ રાજ્ય પ્રાપ્ત કર્યા પછી ગુજર નામને બદલે ચાલુક્ય, સોલકી, વાઘેલા, મૈત્રક, ચાવડા વગેરે ઉપનામ સ્વીકારતા દસમા શતક પછી મૂળરાજ સોલકી (૯૬૧ ૯૯૬) અને જયસિંહ સિદ્ધરાજ (૧૦૯૪–૧૧૪૩)ના સમયમા

* 'લાડ દેશ જે સિંધુ સવાલાખ ગુજર સોરઠ લીધ' N B Divatia, Gujarati Language and Literature Vol II, P 194–204

'ગુર્જર મંડળ' અને 'ગુર્જર ભૂગિપતિ'નાં બિરુદો વપરાવા માંડયાં તે પહેલાં ગુજરાતી ભાષા અને ગુજર દેશ સ્વતંત્ર હતાં, એમ કહેવાને આપણી પાસે પૂરતાં સાધન નથી.

સ્વ. નરસિંહરાવે ગુજરાતી ભાષાના ઇતિહાસના પાડેલા વિભાગ આ વિચારશ્રેણીને મળતા આવે છે. વિક્રમ સંવત ૯૫૦–૧૩૦૦ના સમયને અપભ્રંશ અને મધ્ય અપભ્રંશનો કાળ. અને ૧૩૦૦–૧૫૫૦ના સમયને અંતિમ ગુર્જર અપભ્રંશનો કાળ, અને ત્યાર પછી પ્રાચીન ગુજરાતીની ઉત્પત્તિ, એ તેમની ગણુતરી અનેક રીતે સુયોગ્ય છે. આ સંબંધી તેમણે કરેલા લાંબા વિવેચનમાં એક વિશિષ્ટતા નોંધવા જેવી છે. આખી ગુજરાતી ભાષાની ઉત્પત્તિ સંસ્કૃતમાંથી જ થઈ છે, એ મતને વળગી ન રહેતાં અને ગુજરાત શબ્દની ઉત્પત્તિ ગુર્જરત્રા જેવા સંસ્કૃત શબ્દમાંથી જ થઈ છે, એમ આગ્રહ ન રાખતાં, ગુજરાતને તેમણે દેશ્ય શબ્દ ગણ્યો છે. ગુજરાત એ દેશ્ય શબ્દમાંથી પ્રાકૃત શબ્દ ગુજ્જરત્તાની ઉત્પત્તિ એમણે વર્ણવી છે. આ સાચા પ્રાકૃત શબ્દમાંથી નિપજાવેલો ગુર્જરત્રા જેવો કૃત્રિમ શબ્દ કેવળ સંસ્કૃત પંડિતોની ફળદ્રુપ બુદ્ધિનુ પરિણામ છે, એ એમના મતને હું મળતો થાઉં છું. પંજાબનો 'ગુજરાત' જિલ્લો અને ત્યાં આવેલા 'ગુજરાત' એ નામના ડુંગર, અને આખા ઉત્તર હિંદમાં વસેલી ગુજર વસતીનાં લક્ષણો, એ તરફ એમનું ધ્યાન ખેંચવામાં આવ્યુ હોત તો તેમનો આ અભિપ્રાય તેમણે વધારે સચોટ રીતે પ્રતિપાદન કર્યો હોત. સુરાષ્ટ્ર એ રૂડું પ્રાચીન નામ કાઠીઓના સંસર્ગથી બદલાઈને કાઠિયાવાડ થયુ, તેવી જ રીતે ગુજરોનાં વિદેશી જાતિકુલોના સંબંધને લીધે આ દેશ ગુજરાત નામથી ઓળખાયો. ગુજરોએ આ દેશના આર્યસંસ્કાર પ્રાપ્ત કર્યા પછી ઘણા સમયે આ દેશમાં બોલાતી ભાષા પણ સમય, સંસ્કાર, વ્યવહાર અને વ્યાપારનાં બળોથી સ્વતંત્ર થઈ અને ગુજરાતી

નામથી ઓળખાઈ. એક બીજો વિચાર સ્પષ્ટ કરવાની જરૂર છે. બધી અપભ્રંશ ભાષાઓ સંસ્કૃતમાંથી જ ઉત્પન્ન થઈ છે, એ આગ્રહ અશાસ્ત્રીય કહેવાય. વૈદિક ભાષા, સંસ્કૃત અને વ્યાકરણબદ્ધ થઈ તે પહેલાંના ભાષાના ઇતિહાસને ભૂલી ન જવો જોઈએ.

૧૧. મનુષ્યવિદ્યા અને ભાષાશાસ્ત્ર

મનુષ્યવિદ્યાની દૃષ્ટિએ ભાષાની ઉત્પત્તિ વિશે એક વિચાર દર્શાવવો યોગ્ય ધારું છું. સદ્‌ગત શ્રી નરસિંહરાવનાં ભાષાશાસ્ત્ર વિશેનાં ભાષણોના પ્રારંભમાં 'અધિકાર' વિશેના તેમના તીવ્ર ઉદ્‌ગારો યાદ રાખવા છતાં અને ભાષાશાસ્ત્રનો 'અધિકારી' હું ન હોવા છતાં પણ આ સ્થળે થોડીએક ધૃષ્ટતા કરવાની જરૂર મને લાગે છે. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ સંસ્કૃતમાંથી થઈ છે તેમાં સંસ્કૃતમાંથી પ્રાકૃત, પ્રાકૃતમાંથી અપભ્રંશ, અપભ્રંશમાંથી જૂની ગુજરાતી, અને તેમાંથી નવી ગુજરાતી એ ઉત્ક્રાન્તિક્રમ શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસે ઈ. સ. ૧૮૬૫માં દર્શાવ્યો ત્યાર પછી ગતાનુગતિક ન્યાયે સ્વીકારાયો છે. પરંતુ બધી અપભ્રંશ ભાષાઓ કેવળ સંસ્કૃતમાંથી જ ઉત્પન્ન થઈ છે એ આગ્રહ અશાસ્ત્રીય ગણાય. વૈદિક ભાષા સંસ્કૃત અને વ્યાકરણબદ્ધ થઈ તે પહેલાંનો ભાષાનો ઇતિહાસ ભૂલી જવો ન જોઈએ. ઉત્ક્રાન્તિક્રમમાં સંસ્કૃતની પ્રાથમિક ઉત્પત્તિ મનુષ્યવિદ્યાની દૃષ્ટિએ કેવી રીતે થઈ એ પ્રશ્ન વિસારે મૂકવો ન જોઈએ. 'સાધુ શબ્દોનું' વ્યાકરણ અને નિરૂપણ 'અસાધુ શબ્દો'ના કરતાં વધારે સરળ અને સુગમ છે, એ નિયમ પ્રમાણે અનાર્ય કે વન્ય અને અસલી રહેવાસી જાતિઓની ભાષાનું નિયમન અને નિરૂપણ અઘરું લાગવાથી વૈયાકરણી પંડિતોએ છોડી દીધેલું લાગે છે. સંસ્કૃત શબ્દોમાંથી પ્રાકૃત શબ્દોની ઉત્પત્તિના ઉત્સર્ગો ઉપયોગી હોય છે, પણ તે સમજાવવામાં જ પાંડિત્યનો ભંડાર ખર્ચી નાંખવાથી દેશ્ય

શબ્દોની ઉત્પત્તિ અને દેશ્ય ભાષાનાં અવયવો, પ્રત્યયો, વિભક્તિનાં રૂપ અને વાક્યરચનાનાં બીજા ઉપકરણો વગેરે વિષયોનું આપણું જ્ઞાન અપૂર્ણ રહી જાય છે. અજ્ઞાન, વેગ, અનભ્યાસ, જિહ્વાદોષ, એ ચાર કારણથી સંસ્કૃતમાંથી અપભ્રંશ બોલવાનું શરૂ થયું, એ નિયમ પ્રમાણે 'અસ્તિ'માંથી 'છે'ની ઉત્પત્તિ કરનારને આપણે પૂછી શકીએ કે 'છે' પહેલું કે 'અસ્તિ' પહેલું; જેમ સંસ્કૃત ભાષાના વિકાસમાં પણ વેદ, ઉપનિષદ અને પુરાણોના સમય જુદાં રૂપ પકડે છે, તે પ્રમાણે સંસ્કૃત ભાષાની ઉત્પત્તિના પહેલાંના સમયમાં કઈ ભાષા બોલાતી હતી? ભાષાની ઉત્પત્તિ બાઇબલના સમય કે વેદના સમયથી જ થઈ એ વિચાર મનુષ્યવિદ્યાને માન્ય હોઈ શકે નહિ. ગુજરાતી ભાષાશાસ્ત્રીઓ પોતાના સંસ્કૃત પાંડિત્યથી આગળ વધીને વન્ય અને ગ્રામ્ય પ્રજાઓની ભાષા, તેમનું વ્યાકરણ, તેમના સાહિત્યનો વાસ્તવિક અભ્યાસ કરે તો જ ગુજરાતની ભૂમિમાં વાણીની ઉત્પત્તિ ક્યારે અને કયા રૂપમાં થઈ, તે જાણવાનું મળે.

ગુજરાતી ભાષાનો અભ્યાસ હવે અનેક કૉલેજોમાં થાય છે: અને સુશિક્ષિત અને પંડિત અધ્યાપકોની ફરજ છે કે તેઓ વિદ્યાર્થીઓને ગ્રામ્ય અને વન્ય પ્રજાઓની ભાષાનો પ્રયોગાત્મક અભ્યાસ કરવાની તક આપે. અમદાવાદની પાસે મહીકાંઠા, સાબરકાંઠા અને પંચમહાલના ભીલો, સુરત પાસેની કોળી, દૂબળા, રાનીપરજ વગેરે જાતો નાસીક પાસે ખાનદેશમાં પ્રાચીન ભીલોની અને ચારપાંચસો વર્ષ પહેલાં વસેલા ગુજરાતીઓની ભાષાનો અભ્યાસ કરવાનાં અનેક સાધનો અને પ્રસંગ મળે તેમ છે. વળી ભાષાનો અભ્યાસ કેવળ સંસ્કૃતાત્મક ભાષાશાસ્ત્રના ઉપર ન રચાવો જોઈએ પણ દેશ્યભાષાશાસ્ત્ર ઉપજાવવા માટે મનુષ્યવિદ્યા અને સ્વરોત્પત્તિ-શાસ્ત્રની વૈજ્ઞાનિક દૃષ્ટિથી થવો જોઈએ. જે ભૌતિક લક્ષણોથી

મનુષ્યના ગળા, મોંઢા, અને જીભનાં સ્નાયુઓ બંધાય છે, અને વિકસે છે તે લક્ષણોથી ભાષાના શબ્દોના ઉચ્ચાર અને વ્યાકરણના નિયમો પણ કેટલે અંશે બંધાય છે, એ પ્રત્યક્ષ નિરીક્ષણ અને પ્રયોગ વિના સાધી શકાય એમ નથી. આવા પ્રયોગાત્મક કાર્ય માટે આવશ્યક શિક્ષણ કે કેળવણીના અભાવે ગ્રામ્ય અને વન્ય ભાષાનું સાદું પ્રયોગાત્મક નિરીક્ષણ કરવામાં આવતું નથી. આ દિશામાં નિરીક્ષણ અને સંશોધનનું કાર્ય કૉલેજના અધ્યાપકો અને તેમના શિષ્યોના હાથે શાસ્ત્રીય સંશોધન બુદ્ધિથી આગળ ધપે, એમ ઇચ્છું છું.

૧૨. ગુજરાતના ખેડૂતો

ગુજરો જે સમયમાં આ તરફ આવીને વસ્યા ત્યારે આ પ્રદેશનું નામ ગુજરાત નહોતું, પરંતુ આનર્ત, સૌરાષ્ટ્ર, લાટ વગેરે નામો પ્રચલિત હતાં. લાટ દેશ ઉપરથી લાડ વાણીઆ, લાડ બ્રાહ્મણો અને એવી જ્ઞાતિઓ ઉત્પન્ન થઈ, તેવી જ રીતે સોરઠી બ્રાહ્મણો, વાણીઆ, અને સુતાર, વગેરે જ્ઞાતિઓ બંધાઈ. ગુજર જાતિનું પ્રાબલ્ય એટલું બધું હોવું જોઈએ કે તેમનાં બળવાન કુટુંબો સાધારણ પ્રજામાં અનોખી ભાત પાડી રહ્યાં હશેઃ અને તેથી હજુ પણ ગુજર વાણીઆ, ગુજર બ્રાહ્મણો ગુજર સુતારો, ગુજર સોની, ગુજર લુહાર, ગુજર કુંભાર અને ગુજર કડીઆ, એ જ્ઞાતિઓ અને તેમના ગોળ જુદા બંધાયેલા છે. કાશ્મીર, પંજાબ, અને ઉત્તર હિંદમાં ગુજરો સાધારણ રીતે રબારીના અને ઢોર સાચવવાના ધંધા ઉપરાંત બીજું કાંઈ કામ કરતા નથી અને જોકે તેમનામાંથી ઘણાએ મુસલમાન ધર્મ સ્વીકારેલો છે, તોપણ તેમના શરીરના, મસ્તકના, નાકના, હોઠના આકાર અને માપ ઉપરથી એમ લાગ્યા વગર રહેતું નથી કે તેઓ સ્વતંત્ર જાતિના હોવા જોઈએ. આ સંબંધી વધુ સંશોધન અને

વધારે સંખ્યામાં આ જાતિઓના સ્ત્રીપુરૂષોનાં શારીરિક માપનની જરૂર છે. ગુજરાતના પાટીદારો અને કણબીની વચ્ચે જે સખ્ત ભેદ ગણાય છે, તે ગુજરાતના કણબીઓનો થોડો ભાગ પણ વિદેશી જાતિકુલોમાંથી ઉત્પન્ન થયો છે તે વિચારને ટેકો આપે છે. અસલમાં આ ગુજરો રબારીની માફક ઘાસ ચારવાનો ધંધો કરતા હશે, તેમાંથી ખેતીવાડીનો ધંધો લઈ ને બેસનાર કુટુમ્બીઓને કણબી કહેવામાં આવ્યા હશે. ગુજરાતના કેટલાએક જિલ્લામાં ભાગીદાર અને નરવાદાર પદ્ધતિઓનો પ્રચાર છે, તેમની અને પંજાબની ભાગવટાઈ પ્રકૃતિ વચ્ચે એટલું બધું સામ્ય છે કે સર જોન કેંપબેલ* ગુજરાતના કણબીઓને પંજાબના ગુજરોની સાથે સંકલિત કરતા ખચકાતા નથી. ૧૯૧૩ના સેન્સસ વખતે ડૉ. ગૂહાએ ગુજરાતના કણબીઓનુ શારીરિક માપન કર્યા પછી એવો નિર્ણય કર્યો હતો કે ગુજરાતની વસતીમાં નાગરો, વાણીઆ, બ્રહ્મક્ષત્રિયો, એ જાતિઓ એક તરફ રહી જાય છે અને કણબીઓ જુદા પડે છે† તેથી એમ અનુમાન થાય છે કે ગુજરાતની બીજી જાતિઓ કરતાં કણબીઓમાં ગુજર જેવી વિદેશી જાતિ સાથે વધારે ઘાડો સંબંધ હશે.

૧૩. કાઠી

ગુજરાતનું નામ જેમ વિદેશી ગુજરો ઉપરથી પડ્યું છે, તેમ કાઠિયાવાડનું નામ પણ વિદેશી કાઠીઓ ઉપરથી પડ્યું છે. કાઠી જાતિનો એક ભાગ મૂળ એશિયા માઈનોરના કૂર્દીસ્તાન દેશમાંથી આશરે ઇસ્વી પૂર્વે ૧૧૦૦માં અસીરિયાના

* Census of India 1931 Vol. 1, Part 11, P. XXVII, Sir George Campbell. Bombay Gazetteer Vol. 11. Part 1. P. 991.

† Census of India 1931. Vol. I. Part III

રાજા તીગલાથ પીલેસર તરફથી કાઠી મૂકવામાં આવ્યો હતો. અસીરિયન ઉત્કીર્ણ લેખોમાં તેમનું નામ 'ખાટ્ટી' વર્ણવવામાં આવે છે, અને બાઇબલના પ્રાચીન વિભાગમાં પણ 'હીટાઇટ' નામથી ઓળખવામાં આવે છે. એરિયન નામના ગ્રીક પ્રવાસીએ પણ કાઠીઓ કોઈ પણ રાજ્યને તાબે નથી, એમ વર્ણન કર્યું છે અને તે તેમનું હાલનું નિરંકુશ જીવન વાસ્તવિક રીતે દર્શાવે છે. કર્નલ ટોડ રાજસ્થાનમાં ભાટચારણોનાં સાહિત્યના આધારે લખે છે કે કાઠીઓ સૌરાષ્ટ્રમાં આવતાં પહેલાં ઘણા સમય સુધી માળવામાં કે રજપૂતાનામાં રહેતા હતા. કેટલાએક કાઠીઓ પોતાની ઉત્પત્તિ કાઠી–લાકડી–માંથી થઈ છે, એમ ધારે છે, કેટલાએક લોકો એમ પણ ધારે છે કે પાંડવો ધોળકા પાસે વિરાટ દેશમાં વસેલા તે વખતે તેમની ઉત્પત્તિ કર્ણ રાજાથી થએલી. આ કાઠીઓ પ્રથમથી જ સૂર્યપૂજક હતા અને હજુ પણ ઘણાખરા સૂર્યપૂજકો છે, જોકે કેટલાક તો બ્રાહ્મણોના સંસર્ગથી શિવપૂજકો થઈ ગયા છે અને હવે તો હિંદુમાં ગણાય છે.

કાઠિયાવાડનું નામ પ્રાચીન પુસ્તકોમાં સૌરાષ્ટ્ર ઘણા સમયથી જોવામાં આવે છે. ટોલેમીએ પણ Syrastine એ નામ આપેલું છે. હુએનત્સંગે પણ સોરઠ નામ આપેલું છે. સૌરાષ્ટ્ર જેવા સુંદર દેશ અને પુરાણોમાં વર્ણવેલી પ્રાચીન પ્રજાને માટે કાઠી જેવું કર્કશ નામ આપવાનું કારણ કાઠીઓની કર્કશતા છે. આખા પ્રદેશમાં કાઠીઓની સંખ્યા પહેલાં અને હાલમાં પણ બહુ ઓછી છે. પરંતુ તેમની નિર્દય, ક્રૂર અને લૂટારુ પ્રવૃત્તિને લીધે આ પ્રદેશને મુસલમાન બાદશાહોના સમયની રાજ્યભાષામાં કાઠીઓનો મૂલક, કાઠિયાવાડ તરીકે ઓળખાયો. મીરાતે સીકંદરી, આઇન ઈ અકબરી, મીરાતે અહમદી અને 'તારીખ એ સોરઠ,' એ બધા ગ્રંથોમાં કાઠી-ઓની આવી લડાઈખોર પ્રવૃત્તિ વિશે ઉલ્લેખ છે. અબુલ

ફઅએ લખ્યું છે કે આ પ્રદેશમાં વસતા કાઠીઓની મૂળ જ્ઞાતિ આહીર છે. મીરાતે અહમદીમાં લખેલું છે કે કાઠીઓની અસલ જાતિ નીચ હશે, પણ રજપૂતોની સાથે લગ્ન કર્યાથી તેમને ઊંચું સ્થાન મળ્યું છે. કેટલાએક કિલ્લાઓ સર કર્યાથી તેમને લૂંટવાના અને ચોરી કરવાના સારા પ્રસંગો મળે છે. હજુ પણ કાઠી પ્રજાની દોંગાઈ અને લુચ્ચાઈ સંબંધી અહેવાલો વાંચવામાં આવે છે.

મનુષ્યવિદ્યાની દૃષ્ટિએ આ કાઠીઓના શરીરનો બાંધો ઊંચો ગણાય અને તેમનામાંનાં ઘણાં તો સુંદર પણ હોય છે, તે છતાં એકંદર હજુ સુધી થયેલા સંશોધન પ્રમાણે કાઠીઓની જાતિ ગુજરાતની બીજી જાતિઓ કરતાં બહુ જુદી નથી પડતી. એ ડૉ. ગૂહાનો* આ નિર્ણય કબૂલ કરી શકાય તે પહેલાં હજુ વધુ સંશોધનની જરૂર છે.

### ૧૪. ભીલ અને બીજી વન્ય જાતિઓ

ગુજરાતની અસલ વતની—આદિવાસી—જાતિઓમાં ભીલ, કોળી, દૂબળા, વાઘરી, કાળીપરજ વગેરેનાં નામ આવે છે, પણ તેમાંથી અહીં તો આપણે એકલા ભીલો વિશે જ ચર્ચા કરીશું. ભીલ જાતિ અનેક રીતે વિલક્ષણ કહેવાય. કોઈ વિદ્વાન એમ પણ કહે છે કે હાલમાં ગુજરાત નામથી ઓળખાતી ભૂમિના પ્રાચીનતમ રહેવાસીઓ ભીલો અને કોળી છેઃ ભીલો ડુંગરાળ પ્રદેશમાં અને કોળી સપાટ, નદી અને સમુદ્ર પાસેના પ્રદેશોમાં વસે છે. સંસ્કૃત સાહિત્યમાં ભિલ, ભિલ્લ, ભિલ્લાલ જાતિઓનું વર્ણન અનેક ઠેકાણે જોવામાં આવે છે. ભિન્નમાલ, (શ્રીમાલ) એ ગુજરોનું મુખ્ય થાણું, તે પહેલું નામ ભિલ્લમાલ, ભિલો ઉપરથી પડયું હશે, એમ માનવાને કારણ છે. વૈદિક સમયની સંહિતાઓમાં અને બ્રાહ્મણોમાં

* જુઓ Oppert Original Inhabitants of India

આ જાતિઓને નિષાદના નામથી ઓળખવામા આવે છે. નિષાદ† એટલે પાસે બેસનાર, પાસે રહેનાર, આર્ય સસ્થાનોની પાસે બેસનાર, તેમની સાથે સલાહ રાખનાર જાતિઓ એમ પણ કહેવાય છે કે યજ્ઞમા ભાગ લેનાર ઋત્વિજોની લાયકાત સિદ્ધ કરવાને માટે અમુક વર્ષ સુધી અનાર્ય જાતિઓની પાસે બેસીને તેમનો સહકાર સાધવો ઇષ્ટ ગણાતો પુરાણોમા પણ ભિલોને કિરાત, પુલિન્દ, હૂણ વગેરે જાતિઓની સાથે વર્ણવવામા આવે છે ઇસ્વી છઠ્ઠા શતકમા લખાયેલા ગુણાઢચના કથાસરિત્સાગરમા પણ વિંધ્યાચલના પર્વતોમા ભીલોનુ થાણુ આર્ય રાજાઓને ત્રાસ આપતુ હતું, એવુ વર્ણન છે ભીલોની ઉત્પત્તિ વેન રાજાની જાઘમાથી થઈ, શકરે ભીલ કન્યા સાથે લગ્ન કર્યું, પાર્વતી પાચ ભીલોને પોતાના ભાઈ ગણીને નન્દીને 'દહેજ' તરીકે અપાવે છે,—એવી દતકથાઓ ઉપર આપણે ખાસ લક્ષ ન આપીએ, તો પણ એટલુ તો કબૂલ કરવુ જોઈએ કે હિંદુ સસ્કૃતિ અને આર્યસસ્કારો સાથે ભીલોનો સબધ પ્રાચીન સમયથી જ બધાયેલો છે વળી કેટલાક વિદ્વાનોનો મત એવો છે કે ભીલો ભૂમધ્ય સમુદ્રના તટ ઉપરથી નીકળી આવેલી દ્રાવિડ પ્રજાઓની સાથે હિંદમા આર્યોના પહેલા આવેલા હશે પરતુ તેથી વધારે વજનદાર મત પ્રમાણે ભીલો દ્રાવિડ તેમ જ આર્ય બને જાતિના પહેલા અહીં વસેલા હતા, કારણ કે ભીલ શબ્દ જ દ્રાવિડ ભાષાના બિલ* (ધનુષ્ય) એ શબ્દ ઉપરથી ઉત્પન્ન થયેલો છે અને દ્રાવિડી ભાષામા આ જુની વન્ય જાતિ માટે વપરાયો હશે, એટલે ગુજરાતને આર્ય સસ્કૃતિનો લાભ મળ્યો તે પહેલાની આદિવાસી જાતિઓમા ભીલો મુખ્ય ગણાય

† Ethnographical Survey of Central India Agency, Jungle Tribes of Malva, 1906

* Vedic Index Macdonell & Keith Vol I p 453 4

મનુષ્યવિદ્યા અને મનુષ્યમાપનવિદ્યાની દૃષ્ટિએ ભીલ લોકોનો જોઈએ તેટલો ઊંડો અભ્યાસ હજુ થયો નથી, તોપણ એટલું તો સ્પષ્ટ છે કે અત્યાર સુધી મળેલી માહિતી પ્રમાણે ભીલોના જેટલી બીજી પ્રાચીન અને અસલ જાતિ આ પ્રદેશમાં કોઈ મળતી નથી. અને પ્રાગ્‌ઐતિહાસિક કાળમાં પણ ભીલોના પૂર્વે બીજી કોઈ પ્રજા આ પ્રદેશમાં રહેતી હોય તો તેના અવશેષો હજુ સુધી હાથમાં આવ્યા નથી. હિંદની વન્ય જાતિઓમાં ત્રણ મુખ્ય પ્રકાર ગણવામાં આવ્યા છે. એક તો દક્ષિણ હિંદમાં મળી આવતી નીગ્રોઈડ એટલે જાડા હોઠ, ગુંચવાયલા વાળ અને કાળા રંગના માણસોની જાતિ, અને બીજી જેની ચામડી ઘઉંવર્ણી કે પીળી હોય અને નાક અને આંખનો આકાર ચીના લોકો જેવો હોય તેવી બર્મી અને બંગાળ તરફ જોવામાં આવતી માંગોલૉઈડ જાતિ, અને ત્રીજી મધ્યહિંદ અને દક્ષિણહિંદના ઉપરના ભાગોમાં જોવામાં આવતી વેડ્રોઈડ જાતિ—આ જાતિ લંકાના વેડ્ડા અને હૈદ્રાબાદના ચેંચુ અને મલાયાના સકાઈ લોકોની જાતિની સાથે સરખાવી શકાય; ભીલોની જાતિ આ વર્ગમાં આણી શકાય, અને જો કે આ વર્ગને ઘણી વાર આદિ-દ્રાવિડ જાતિ કે પ્રોટો-ઓસ્ટ્રાલોઈડ જાતિના નામથી પણ ઓળખાવવામાં આવે છે, પરંતુ ભીલનાં શારીરિક લક્ષણોના માપન પછી આ વર્ગને નિષાદિક એવું નામ આપવાનો આગ્રહ ડૉ. ગુહા* કરે છે. કારણ કે તેમનો પ્રાચીન આર્યોની સાથેનો સંબંધ વધારે અગત્યનો લાગે છે. આ જાતિનાં મનુષ્યોનુ માથું ટૂંકું, પણ ખોપરીનો ભાગ સાધારણ ઊંચો, ભમર ઉપરનુ હાડકું સ્હેજ આગળ પડતું, આમુખ ટૂંકું હોવા છતાં ચપટું અને પહોળું, મોંઢાનો કે દાંતનો ભાગ જરા આગળ પડતો, નાકની દાંડી દબાયેલી પણ

* જુઓ Census Report 1931 Vol I Part III p 14 C

નસકોરાં બહાર અને આગળ પડતાં, ચામડીનો રંગ લગભગ કત્થાઈ, માથાના વાળનો રંગ કાળો અને વાળ વળવાળા કે* ગુંચળાંવાળા. ગુજરાતની પ્રાચીનતમ જાતિનાં આ લક્ષણો ધ્યાનમાં રાખીને ગુજરાતની વસ્તીનું નિરીક્ષણ કરનારને ઘણું શીખવાનું મળે છે. અમુક જ્ઞાતિઓનાં સ્ત્રીપુરુષોનાં રંગ, રૂપ, અને મુખનો આકાર, નાક અને વાળનાં લક્ષણો જોવાથી અનુમાન કરી શકાય કે અમુક જ્ઞાતિમાં આ પ્રાથમિક જાતિનું કેટલું મિશ્રણ હશે. આ પ્રમાણે ગુજરાતની પ્રજાની સાથેનો ભીલોનો સંબંધ જેમ ગાઢ છે તેમ ભીલોની ભાષામાં પણ ગુજરાતી ભાષાએ અજબ અસર કરી છે. ભીલોની વસતી હાલમાં જે જિલ્લાઓમાં પ્રસરેલી છે તેની યાદી કરીએ તો રજપૂતાના, મારવાડ, મેવાડ, પંચમહાલ, મધ્યહિંદ, ખાનદેશ, અને મધ્યપ્રાંતોના કેટલાએક જિલ્લાઓનાં નામ આવે: મહી નદીની બે બાજુએ, નર્મદા નદીની બે બાજુએ, અને તાપી નદીના બંને તટ ઉપરની જમીનોમાંથી ભીલોને મારી કાઢીને ડુંગરાળ પ્રદેશોમાં રોકી રાખવામાં આવ્યા છે. આવી પરિસ્થિતિમાં ભીલોની ભાષાનો વિકાસ મિશ્રિત થઈ ગયો છે. એક બાજુ રાજસ્થાની, હિંદી, બીજી બાજુ મરાઠી, અને ત્રીજી બાજુ ગુજરાતી ભાષાના શબ્દો તેમની ભાષામાં ઘુસી ગયા છે: પરંતુ તેમની ભાષાનું બંધારણ અને વ્યાકરણ ગુજરાતી ભાષા ઉપર મુખ્યત્વે કરીને રચાયેલું છે. માળવામાં પણ બોલાતી ભીલી ભાષામાં છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો 'ના,' 'નો' વપરાય છે. કુનો, કુંચો, ક્રીમ, ને, રૂડો, વગેરે શબ્દોનો પ્રયોગ પણ ગુજરાતી ભાષાનો ગાઢ સંબંધ દર્શાવે છે. છેલ્લા હિંદના વસતીપત્રકમાં ભીલોની વસતી ૨૨ લાખની ગણાઈ

* જૂઓ Rudiments of Bhili Language, by Rev. C. S. Thompson.

છે, તેમા મધ્યહિંદના દેશીરાજ્યોમા ૬ લાખ, રજપૂતાના એજન્સીમા ૭ લાખ, મુબાઇ ઇલાકામા ૪ લાખ, મુંબાઇ ઈલાકાના દેશી રાજ્યોમા ૩ લાખ, અને વડોદરા રાજ્યમા ૨ લાખ છે એટલે લગભગ અડધી વસતી ગુજરાતની અડો અડના પ્રદેશોમા વસે છે. ખાનદેશ અને પચમહાલના ભીલ એવા મડળોનુ કામકાજ કેટલાએક વર્ષોથી ભીલોને સારી મદદ આપતું રહ્યુ છે પરતુ ગુજરાતી સસ્કૃતિના ધુરધરોની ફરજ છે કે ગુજરાતની પ્રાચીન ભૂમિના અસલ વતની પણ હાલમા ગુજરાતની બહાર હાકી કાઢેલી, આ ગરીબ અને દલિત જાતિની ઉન્નતિને માટે અને ગુજરાતના સપૂર્ણ સસ્કારો અને સ્વભાષાના પુનરારોપણ માટે વધારે ત્વરિત અને સફળ પ્રયત્નો કરવા જોઈએ જે ભીલો હાલમા ગુજરાતી બોલતા નથી, તેમને ગુજરાતી ભાષા બોલતા કરવાનુ કામ ઘણુ કઠિન છે, પરતુ તે બની શકે તો બાવીશ લાખ જેટલી પ્રજાનો વધારો ગુજરાતી ભાષા બોલનારી પ્રજામા થઈ શકે પણ એ કામ ઉપાડતા પહેલા ભીલોની ભાષાનો વૈજ્ઞાનિક રીતે અભ્યાસ કરવાનો આપણા વિદ્વાનો અને ગુજરાતી સાહિત્યના અધ્યાપકોનો ધર્મ છે, અને તે ધર્મમાથી તેમણે ચ્યૂત થવુ ન જોઈએ

૧૫ લોકસાહિત્ય

ગુજરાતમા સમન્વિત થયેલા જાતિકુલોના અભ્યાસ હજુ પ્રાથમિક શરૂઆતમા જ છે જ્ઞાતિબધારણને લીધે અનેક જાતિઓ ઉપજાતિઓ અને પેટાજાતિઓ સબધી ઘણી માહિતી મોજુદ છે, નવા યુગના બળોને લીધે આ બધનો તુટતા જાય છે અને હવે જાતિઓને બદલે આખા દેશની પ્રજાને એક જ નમૂના પ્રમાણે એક જ ઘાટમા ઢાળવાનો પ્રયત્ન થતો જોવામા આવે છે, પરતુ સમયના બળોને પણ મનુષ્ય જાતિના નૈસર્ગિક બળો—પ્રકૃતિ-સ્વભાવ જાતિકુલોના

લક્ષણોની અગત્ય સ્વીકારવી પડે છે. રાજ્યનીતિમાં ખાસ કરીને અર્વાચીન રાજ્યતંત્રમાં મનુષ્યવિદ્યાનો વિષય અગત્યનો ગણાય છે. તે દૃષ્ટિએ પણ ગુજરાતનાં જાતિકુલોનો અભ્યાસ વધારે ચોક્કસાઈથી, વધારે મહેનતથી, અને વધારે તૈયારી સાથે થવો જોઈએ. લોકસાહિત્ય, લોકકથા અને લોકગીતો, એના સંગ્રહો ઉપર કેટલાએક સમયથી ગુજરાતમાં સારું ધ્યાન અપાઈ રહ્યું છે, પરંતુ તેમાં વધારે શાસ્ત્રીય પદ્ધતિ, અને ચોક્કસાઈની જરૂર છે; વૈજ્ઞાનિક હકીકતોના નિર્ણય માટે ઉપયોગી થાય તેવી રીતે અને તેવા રૂપમાં આ લોકકથા અને લોકગીતોનો સંગ્રહો થવાં જોઈએ. તેવી જ રીતે ગ્રામ્ય અને વન્ય પ્રજાઓના રીતરિવાજો, જન્મ, લગ્ન, અને મૃત્યુના પ્રસંગો ઉજવવાની પ્રકૃતિ, તેમના તહેવારો, આનંદના અને શોકના પ્રસંગો, ખેતીના, યુદ્ધના અને જીવનના પ્રસંગો એ સર્વેનું વાસ્તવિક વર્ણન મેળવવું જોઈએ. વૈદિક અને હિંદુ ધર્મના સંસ્કારો પ્રજાના કયા કયા ભાગોમાં કેટલે અંશે ચાલુ રહ્યા છે તે જાણવું અગત્યનુ છે. આદિવાસી પ્રજાઓ કેટલે અંશે આ સંસ્કારોથી અબાધિત રહી છે અને આર્ય–અનાર્ય–પ્રાગ્આર્ય અને પ્રાગ્દ્રાવિડ–સમયના રીતરિવાજો કેટલે અંશે ચાલુ રહ્યા છે, એ જાણવું અગત્યનું છે. દાખલા તરીકે ભીલોના રીતરિવાજો હિંદુ સંસ્કૃતિથી એટલા બધા રંગિત થઈ ગયા છે કે તેમનામાં અને કેટલાએક અસલ હિંદુઓ વચ્ચે અંતર સમજી શકાતો નથી. પરંતુ શહેર અને ગામોની વસતીથી દૂર જંગલો અને પહાડી પ્રદેશોમાં આ જાતિના રીતરિવાજોના સંગ્રહ કરવામાં આવે તો જ તેમની અસલ પ્રકૃતિનો અને લક્ષણોનો નિર્ણય થઈ શકે. આ દિશામાં વધુ અભ્યાસ અને સંશોધનને માટે જેટલો ભાર મૂકી શકાય તેટલા ઓછો છે.

પૃથ્વીના અન્ય પ્રદેશોમા પ્રાથમિક જાતિઓના અવશેષોના અભ્યાસમા પ્રસિદ્ધ થયેલા લક્ષણો ગુજરાતના જાતિકુલોના સબધમા જોવામા આવ્યા છે જાતિકુલોના સક્રમણ વિશે એક સિદ્ધાત એમ વર્ણવવામા આવે છે કે અમુક જાતિકુલો ઢોરોને માટે ચારાની શોધમા, બીજા જાતિકુલો ખેતીને માટે અનુકૂળ હવાપાણી અને જમીનની શોધમા અને ત્રીજી જાતિના કુલો સોનું, લોખડ કે તાબા જેવી અગત્યની ધાતુઓની શોધમા ફર્યા કરે છે વડોદરા રાજ્યમા વેલાછા તાલુકામા વસરાવી ગામ પાસે લોખડની ખાણના અને કાઠિયાવાડમા દામનગરની પાસે રૂપવતી નદી પાસે તાબાની ખાણના પ્રાચીન અશો ડૉ બ્રુસફુટે* આજથી ચાળીશ વર્ષ પહેલા શોધેલા ત્યાર પછી બીજી આવી શોધ કરવામા આવી કે પ્રસિદ્ધ થઈ જાણમા નથી તો પણ એટલુ સમજી શકાય છે કે ધાતુઓની શોધમા અને પ્રાચીન સમયથી ગુજરાતમા જાતિકુલોનુ સક્રમણ થતુ લોહયુગના પહેલાના અશ્મયુગના સમયના અવશેષો પણ ઘણા પ્રમાણમા આ જ વિદ્વાને શોધીને નોધેલા છે સાબરકાઠાના કાકરાની જમીનના થરોમા, બહાદરપુર શહેરની પાસેની જમીનમા, તાપી નદીના તટમા, શેત્રુજી નદીના ભાઠામા વળા રાજ્યમા, અને એવા બીજા અનેક ઠેકાણે નાના નાના પથ્થરના અકીકના, ચર્ટ અને ક્વાર્ટ્ઝના ચકકુ જેવા પ્રકારના હથિયારો, મૂર્તિઓ, શખની બગડીઓ અને લાલ અને કાળી માટીના વાસણો, એ સહુના અવશેષો મળ્યા છે ત્યાર બાદ રગપુરમા સરકારી પુરાતત્વખાતા તરફથી કરેલા ખોદકામમા, અને ડૉ ઘૂર્યે તરફથી રગપુર અને

* R Brace Foote The Foote Collection of Indian Prehistoric and Protohistoric Antiquities Madras 1916

વળાના ખોદકામમાંથી પણ આવા અવશેષો મળ્યા છે. તે ઉપરથી આ સ્થળના ઇતિહાસની પ્રાચીનતા સિદ્ધ થાય છે અને મોહેં-જો દડોના સમયની સાથેનુ સામ્ય પણ સ્પષ્ટ થાય છે. પરંતુ જ્યાં સુધી હાડપિંજર કે ખોપરી જેવાં નિશ્ચયાત્મક સાધનો પ્રાપ્ત ન થાય ત્યાં સુધી વધારે સંશોધન ચાલુ રાખવાની જરૂર છે.

ગુજરાતનાં પ્રાચીન જાતિકુલોનુ બીજુ એક પ્રાચીનતમ લક્ષણ પાલણપુર પાસેનુ એક ભીલમંદિર છે. બીજા દેશોમાં આદિવાસી જાતિઓ તેમના ધર્મસંસ્કાર દૃઢ થયા પહેલાં પથ્થરોને પૂજતા. ઊભા પથ્થરો ગોળકુંડાળામાં ગોઠવીને ક્રોમલીન ક્રેર્ન, ક્રોમલેખ, ડોલ્મેન વગેરે જાતના આકારો બનાવતા. આખી પૃથ્વી ઉપર નવ–અશ્મયુગના અવશેષોમાં જોવામાં આવતા ડોલ્મેનના આકારને મળતી આવતી રચનાનુ 'મંદિર' પાલણપુર પાસે મેજર વૉટસને જોયેલુ અને વર્ણવેલુ છે. આ 'મંદિર'માં ચારફૂટ ઊંચી બે ઊભી શિલાઓ છે. અને આડી એક લાંબી અને ચપટી શિલા દશફૂટ લાંબી અને છ ફૂટ પહોળી છે, મધ્યમાં 'પાળીઆ' જેવી નાની શિલા જમીન પર મૂકેલી છે, પરંતુ તેની ઉપર કોઈ લેખ કે મૂર્તિ નથી 'મંદિરમા' બે ભાગ ગણી શકાય એટલે નાના પથ્થરનો બીજો ભાગ છે, આ નાનો અને મોટો એ બે વિભાગ તે સમય પછીના સમયના આર્ય અને હિંદુ મંદિરોના નિજ-મંદિર અને મંડપ એ બે વિભાગોનુ સૂચન કરે છે આકૃતિ જે વિભાગમાથી મળી આવી છે તે વિભાગમા પહેલા ભીલો રહેતા હતા. તેથી એમ સમજી શકાય કે અતિપ્રાચીન સમયમા નવ–અશ્મયુગમા આશરે ૫૦,૦૦૦ વર્ષ પહેલાં આ સ્થળે અતિપ્રાચીન મનુષ્યજાતિ રહેતી અને તે ભીલોની સાથે કાંઈ પણ સંબંધ ધરાવતી હશે

ઉપરનુ લખાયુ તે સમય પછી ગુજરાતમા ઘણું સંશોધન થયુ છે અને ગુજરાત સંશોધન મંડળે પણ તેમા અગત્યનો

ભાગ લીધો છે. ૧૯૪૧માં તે વખતના 'ડિરેક્ટર જનરલ ઑફ આર્કિયોલૉજી' મારા મિત્ર શ્રી કે. એન. દિક્ષિતને ગુજરાતનું પ્રથમ પ્રાગૈતિહાસિક સંશોધન કરવા માટે મેં સમજાવ્યા, અને ડૉ. હસમુખ સાંકળિયાની નેતાગીરી હેઠળ પ્રથમ ગુજરાત સંશોધન પરિક્રમણ યોજાયું હતું. અને ત્યાર પછી બીજા સંશોધન પરિક્રમણના સુંદર અહેવાલો તેમણે પૂના ખાતેથી પ્રસિદ્ધ કર્યા છે.* અમદાવાદ પાસે સાબરમતીના તટે લાંઘણુજ નામના સ્થળે ઘણા ઉપયોગી અવશેષો મળી આવ્યા છે. મેં ડૉ. સાંકળિયાને લઈને લાંઘણુજનાં અવશેષો શોધવાનું કાર્ય શરૂ કર્યું હતું. આ અવશેષો સૂચવે છે કે આ પ્રદેશમાં એક લાખ વર્ષ પહેલાં મનુષ્યનો વસવાટ હતો.† આ જૂના પાષાણયુગના અવશેષો સિવાય પણ મધ્ય પાષાણયુગની પણ કેટલીક સામગ્રી મળી આવી છે. આવેલા અસ્થિ અવશેષો ઈ.સ. પૂર્વે અઢી થી ત્રણ હજાર વર્ષ પહેલાંના હોવાની ધારણા રખાય છે. આ મનુષ્યો લાંબું માથું (dolichocephalic), ત્યાં મળી વિસ્તૃત ખોપરી અને મધ્યમ-લાંબું કદ ધરાવતા હતા. તેમના આગલા દાંતની ખરી ગયેલી કોર પરથી એમ લાગે છે કે આ લોકો કઠણ ખોરાક ખાતા હશે. આ જાતિઓ ભૂમધ્યીય તેમ જ વેડ્ડાઈડ પ્રજાઓનુ મિશ્રણ સૂચવે છે.

ગુજરાતમાં લાંઘણુજ સિવાય લોથલ, રોજડી, અમરા, સોમનાથ વગેરે જગ્યાઓમાં મળેલી સામગ્રી ઉપરથી જણાય

* જુઓ પ્રીહિસ્ટોરિક ગુજરાત, હિસ્ટોરિકલ જ્યોગ્રાફી ઑફ ગુજરાત, આર્કિયોલૉજી ટુ ડે, અને પ્રીહિસ્ટરી ઍન્ડ પ્રોટોહિસ્ટરી ઑફ ઇન્ડિયા ઍન્ડ પાકિસ્તાન.

† એક્સકેવેશન્સ એટ લાંઘણુજ (ત્રણ વિભાગોમા) ડેક્કન કૉલેજ પોસ્ટ ગ્રેજ્યુએટ ઍન્ડ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ, પૂના દ્વારા પ્રકાશિત.

છે કે હડપ્પા અને મોહે જો દડો સસ્કૃતિ સાથે તેનો ખૂબ જ ઊંડો સબધ છે

ગુજરાતના જાતિકુલોના સમન્વયના વિષયમા ગુજરાત સશોધન મડળે બીજુ પણ એક નોંધપાત્ર કામ કર્યું છે આ સસ્થાએ ૧૯૫૦મા ધીરેન્દ્રનાથ મજુમદારની મદદથી 'ગુજરાતના જાતિકુલોની મીમાસા' પુસ્તક† પ્રસિદ્ધ કર્યું હતુ હવે તેનો ગુજરાતી અનુવાદ પણ તૈયાર થાય છે તે પુસ્તકમા દર્શાવવામા આવ્યુ છે કે ગુજરાત જાતિગત એકતા ધરાવતો પ્રદેશ છે જૂના કાળમા ગમે તેટલી જાતિગત ભિન્નતાઓ રહેલી હોય અને હાલમા અસખ્ય જ્ઞાતિઓ સહજીવન કરતી હોય તોપણ મસ્તકમાપનની દૃષ્ટિએ આજે ગુજરાત એક મધ્યમ માથાવાળા લોકોનો સમગુણાત્મકતા ધરાવતો પ્રદેશ છે માનવદેહ માપનોનુ ઘટાડેલા જાતિગત સામ્ય પ્રમાણની દૃષ્ટિએ વિશ્લેષણ કરતા જણાય છે કે ગુજરાતની કહેવાતી ૨૪ ભિન્ન જાતિઓ માત્ર પાચ પેટા વિભાગોમા વહેચી શકાય છે શીર્ષમાપન અને રક્ત જૂથ શોધનની પદ્ધતિએ જોતા આ દેખીતી ભિન્નતામા મૂળે તો એકતા અને સમન્વય જ પ્રવર્તી રહ્યા છે અને એક સમય એવો આવશે કે જાતિઓની સખ્યા વધારે દેખાય પણ આખાય સમન્વિત જાતિકુલોની સખ્યા ઓછી હશે

† જુઓ 'રેસરિયાલિટીઝ ઇન કેનચરન ગુજરાત' ગુજરાત સશોધન મડળ ૧૯૫૦

વળી ગુજરાત સશોધન મડળનુ ત્રૈમાસિક નવે ૧૨ ૧૯૪૬

## ૧૧. ગુજરાતની પ્રજાનું નૃવંશીય વિશ્લેષણ

હવે પ્રજાસત્તાક ભારત, ગુજરાતીભાષી પ્રજાને સ્વતંત્ર રાજકીય દરજ્જો ધરાવતી ગણે છે અને તેના સંસ્કાર વારસાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આ તબક્કે ગુજરાત સંશોધન મંડળે છેલ્લાં બાવીસ વર્ષથી ગુજરાતના માનવ વંશના ઈતિહાસનું સંશોધન કરવાનો જે પ્રયાસ કર્યો છે તેની મહત્તા વિશેષ વધી જાય છે.

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના પ્રદેશોમાં આ અંગે ગમે તે ખ્યાલો પ્રવર્તતા હોય, સ્થાનિક વિસ્તારોમાં બોલાતી ભાષાઓ અને બોલીઓમાં ગમે તે વિવિધતા હોય, દેશને ૪૦૦ રજવાડાંઓમાં વહેંચી નાખતા શાસનના વારસા રૂપ આ પ્રદેશની ગમે તે રાજકીય સરહદો હોય પણ ગુજરાતનું નામ પડતાં આ પ્રદેશના શિક્ષિત વર્ગમાં એક નવો જ ભાવ જાગે છે. નિશ્ચિત ભૌગોલિક, ઐતિહાસિક, રાજકીય અને સંસ્કારિક સરહદો વચ્ચે સમાયેલા આ પ્રદેશના ભાવિ અંગે નવી જ તમન્ના જાગે છે. વસતી ગણતરી, આંકડાવાર માહિતી, જમીનની માપણી મોજણી, ભાષાકીય અને શૈક્ષણિક તપાસ માટેના ગુજરાતના વિવિધ વિભાગોને માટે હજી નિશ્ચિત માહિતી એકઠી કરવાની બાકી છે. આ પ્રદેશના લોકોના વંશવારસાના ઈતિહાસની પૂરી વિગતો પણ હજી સુલભ નથી. ગુજરાત સંશોધન સંસ્થાએ ૧૯૪૭માં

'મહાગુજરાતની સંસ્કારિક એકતા'નો ચિતાર આપતું અંક પત્ર રજૂ કર્યું એક સેવાભાવી સંસ્થા તરીકે તેણે આકડાવાર બાર પરિશિષ્ટો તૈયાર કર્યા અત્યારના નવા સંજોગોમાં આ પરિશિષ્ટોની ચકાસણી ફરીથી કરવાની જરૂર છે

ગુજરાતની બાહ્ય સરહદો સિંધ, રાજસ્થાન, ખાનદેશ, થાણા જિલ્લાને સ્પર્શે છે બીજી બાજુ અરબી સમુદ્ર, ખંભાતનો અખાત, સૌરાષ્ટ્રનો કિનારો, કચ્છનું રણ અને અખાત તેની સરહદો છે

ગુજરાતના વિવિધ પ્રદેશોમાં ગુજરાતીને મળતી આવતી વિવિધ બોલીઓ બોલાય છે આદિવાસી ભીલોની બોલીની, દૂબળી, ગામતી, ચૌધરી, નાયકડી, ઢોડિયા અને કોકણી બોલીઓ ઉપર સારી એવી અસર પડી છે જ્યારે બીજી બાજુ ગુજરાતની અન્ય બોલીઓ ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં રૂઢ છે એમાં કચ્છી, ગોહિલવાડી, ઝાલાવાડી, સોરઠી, ચરોતરી, સુરતી એવી બોલીઓનો સમાવેશ થાય છે ગુજરાતમાં વિવિધ નાતજાતના લોકો વસે છે એમાં રાજપૂતો, સિસોદિયા, પરમાર, ચાલુક્ય, સોલંકી, જાડેજા, બ્રાહ્મણો, નાગરો અને વૈષ્ણવો છે બ્રાહ્મણોમાં ઔદીચ્ય, ખેડાવાળ, શ્રીમાળી એમ અનેક જ્ઞાતિઓ છે નાગરો પાંચ પ્રકારના છે, વૈષ્ણવોમાં મેવાડા, મારવાડી, પોરવાડ, લાડ, શ્રીમાળી, ભાટિયા, લુહાણા એમ વિવિધ જાતિઓ છે આમ ગુજરાતમાં ભાતભાતની જ્ઞાતિઓ છે અને તેના વંશવારસાનો અને સામાજિક પ્રશ્નોનો ઊંડો અભ્યાસ જરૂરી છે ગુજરાતમાં ભિન્ન ભિન્ન જ્ઞાતિના અને જાતિઓના લોકો વસે છે એ માટે ગુજરાતના વિસ્તૃત કિનારાને એક રીતે કારણભૂત માનવામાં આવે છે ગુજરાતનો કિનારો લગભગ ૧,૧૦૦ માઈલ જેટલો લાંબો હોવાથી દરિયાપારના કેટલાય દેશોનો તેને વિધવિધ

સ્થળે સંપર્ક રહેતો અને એ દેશોની ગુજરાતના નાતજાતના ઘડતર ઉપર અસર પડતી હતી. ગુજરાતને ઇરાન, અરબસ્તાન, આફ્રિકા, એબિસિનિયા, ઝાંઝીબાર, માડાગાસ્કર વગેરે દેશો સાથે સંપર્ક હતો. બીજી બાજુ સિલોન, મલાયા, જાવા, સુમાત્રા, કંબોડિયા જેવા દેશો સાથે પણ તેને સંબંધ હતો. સૌરાષ્ટ્રના કિનારા ઉપર દ્વારકા, જામનગર, સોમનાથ, વેરાવળ અને ભાવનગર, ત્રીજી બાજુ ખંભાત, ભરૂચ, સુરત, ઉમરગામ અને માહીમ, મુંબઈ, થાણા અને કલ્યાણ સુધીનાં સ્થળો ઉપર વિદેશોની અસર પડતી હતી. ગુજરાતના નાતજાતના ઘડતર ઉપર પ્રાચીન કાળથી આ વિદેશી અવરજવરની ઘેરી અસર પડી હતી.

ગુજરાતને વિશાળ દરિયા કિનારો છે. તેની જમીન ફળદ્રુપ છે અને લોકો ઉદ્યમી છે. આ બધાં પરિબળોને પરિણામે અહીંની પ્રજા આદિકાળથી વેપારી બની છે અને સ્વભાવે લોકો સાહસિક રહ્યા છે. મહાન વિદ્વાન અને સંશોધક ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીએ લગભગ ૬૦ વર્ષ પહેલાં લખ્યું હતું કે, 'ગુજરાતની તળભૂમિની સમૃદ્ધિએ, સાબરમતી, મહી, નર્મદા અને તાપી નદીઓના આશીર્વાદ સમી ફળદ્રુપતાએ અને સૌરાષ્ટ્રની માયાળુતાએ ઇતિહાસના આદિકાળથી મનુષ્યોને આ ભૂમિ તરફ આકર્ષ્યા છે. કેટલાકે આ આકર્ષણથી આ ભૂમિમાં આશ્રય લીધો તો કેટલાકે તેના ઉપર વિજય મેળવ્યો, આમ ગુજરાતનું આકર્ષણ તો હંમેશ માટે રહ્યું છે.

'પુરાણોમાંથી ઉલ્લેખ મળે છે તે પ્રમાણે ઈ. સ. પૂર્વે ૧૫૦૦ થી ૫૦૦ વર્ષની વચ્ચેના કાળમાં આ ભૂમિ ઉપર યાદવો આવ્યા. ઘણુંખરુ તેઓ દરિયા માર્ગે આવ્યા હશે. ઈ. સ. પૂર્વે ૩૦૦ થી ઈ. સ. ૧૦૦ સુધીમાં ગ્રીક, બેક્ટ્રિયન્સ એમ ટોળીઓ ઊતરતી રહી. ઈ. સ. ૬૦૦ થી ૮૦૦ની વચ્ચેના ગાળામાં પારસીઓ આ ભૂમિમાં આશ્રય શોધતા આવ્યા,

અને એમની પાછળ આરબો આવ્યા. ઈ. સ. ૯૦૦ થી ૧૨૦૦ની વચ્ચે આ પ્રદેશ ઉપર સંગાનિયન ચાંચિયાઓ આવ્યા. ઈ. સ. ૧૨૫૦ થી ૧૩૦૦ ની વચ્ચે ઇરાનમાંથી નાસી છૂટેલા પારસીઓ અને નવાયત મુસલમાનો આવ્યા. ઈ. સ. ૧૫૦૦ થી ૧૬૦૦ ની વચ્ચે ફિરંગીઓ અને તેમના હરીફ તુર્કો ગુજરાત ઉપર ચઢી આવ્યા. ઈ. સ. ૧૬૦૦ થી ૧૭૦૦ના ગાળામાં ઇરાનના અખાતના ચાંચિયાઓ અને આરબો આ ભૂમિ ઉપર ઊતરી આવ્યા હતા. ઈ. સ. ૧૫૦૦થી ૧૮૦૦ની વચ્ચે આફ્રિકનો, આરબો અને ઇરાનીઓની વસાહતો આ પ્રદેશમાં થઈ હતી. ઈ. સ. ૧૬૦૦ થી ૧૭૫૦ની વચ્ચેના કાળમાં આર્મેનિયનો, ડચ અને ફ્રેંચ વેપારીઓ ગુજરાતમાં વેપાર માટે આવ્યા. ઈ. સ. ૧૭૫૦ પછી ગુજરાતમાં અંગ્રેજોના પગરણ થયાં.

'ઈ. સ. પૂર્વે ૨૦૦થી ઈ. સ. ૫૦૦ની વચ્ચે જમીન રસ્તે ઉત્તરમાંથી સીથિયનો અને હૂણો આવ્યા. ઈ. સ. ૪૦૦ થી ૬૦૦ની વચ્ચે ગુર્જરો આવ્યા. ઈ. સ. ૭૫૦થી ૯૦૦ના ગાળામાં જાડેજા અને કાઠીઓ દાખલ થયા. ઈ. સ. ૧૦૦૦થી ૧૫૦૦ના ગાળામાં ગુજરાત ઉપર ઉત્તરમાંથી અફઘાનો, તુર્કો અને મુગલોનાં આક્રમણો થયાં, અને ઈ. સ. ૧૩૦૦થી ૧૫૦૦ની વચ્ચે વળી પાછાં જાડેજા અને કાઠીઓનાં ટોળાંઓએ આ ભૂમિમાં આવીને વાસ કર્યો.

પ્રાગૈતિહાસિક કાળથી છેક ઈ. સ. ૧૧૦૦ અને ૧૨૦૦ સુધી ગુજરાતના ઇશાન ભાગમાથી આર્યોનો પ્રવાહ આવ્યા જ કરતો હતો. ખાસ કરીને એમા ઉત્તરના ઔદીચ્ય બ્રાહ્મણોએ ગુજરાતમાં વાસ કર્યો. તેરમી સદીથી તુર્કો, અફઘાનો અને મોગલોનાં ધાડાં આવતાં રહ્યાં.

ગુજરાતની પૂર્વમાંથી ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પહેલાં મૌર્યો આવ્યા. કાળા સમુદ્રના ઇશાન ભાગમાં વસતા આદિવાસીઓ

સીથિયન ક્ષત્રિયોનાં ટોળાં ઈ. સ. પૂર્વે ૧૦૦ થી ૩૦૦ સુધીમાં આવ્યા. ઈ.સ. ૩૦૦માં ગુપ્તો આવ્યા. ઈ.સ. ૪૦૦ થી ૬૦૦ના ગાળામાં ગુર્જરો આવ્યા. ઈ.સ. ૧૫૩૦માં મુગલો આવ્યા. ઈ. સ. ૧૬૬૦ થી ૧૭૬૦ સુધીમાં મરાઠાઓ આવ્યા; અને ૧૭૮૦માં અંગ્રેજો આવ્યા.

આ પ્રમાણે ગુજરાતમાં બહારથી જે જે નાતો, જાતો, ટોળીઓ કે જુદા જુદા ધર્મ કે રાષ્ટ્રના લોકો આવ્યા તે દરેકની ગુજરાતની પ્રજા ઉપર અસર પડી. ઉદાહરણ તરીકે યાદવો લઈએ. ઈ. સ. પૂર્વે આશરે ૧૫૦૦ વર્ષ પહેલાં મહાભારતના જીવન કાળમાં યાદવો આ પ્રદેશમાં આવ્યા હતા. તે સમયે ગુજરાત અને પશ્ચિમ ભારત, મધ્ય આર્યાવર્તની સીમાની બહાર ગણાતો. તે સમયે આ દૂર દૂરનાં સ્થળોએ જઈ આવનાર માણસને પ્રાયશ્ચિત્ત કરવું પડતું. તદ્‌ઉપરાંત દૂર દૂર આવેલાં આ સ્થળોના પ્રવાસમાં પણ ઘણાં જોખમો અને ભયસ્થાનો રહેલાં હતાં. યાદવો ઠીંગણા અને શ્યામ હતા. ઐતિહાસિક કૃષ્ણ તેમના નેતા હતા. હિંદુ સંસ્કૃતિના ધામ મથુરામાંથી કૃષ્ણ અને તેમના યાદવો આવ્યા હતા અને દ્વારકામાં વસ્યા હતા. તેમના આગમન પહેલાં આ પ્રદેશ આનર્ત નામે ઓળખાતો હતો; અને રેવત પર્વતવાળા પ્રદેશ ઉપર રૈવત નામે રાજા રાજ્ય કરતો હતો. તેને રેવતી નામે એક કન્યા હતી. રૈવત રાજા પોતાની કન્યાના લગ્ન માટે સલાહ લેવા બ્રહ્માની પાસે ગયા હતા; તે સમયે યાદવોએ રૈવત રાજાના દેશને કબજે કર્યો. બ્રહ્માએ રૈવત રાજાને કૃષ્ણના ભાઈ બલરામ સાથે રેવતીનાં લગ્ન કરવાની સલાહ આપી. કન્યા ઘણી ઊંચી હતી. જ્યારે યાદવ-કુળનો વર ઠીંગણો હતો. દંતકથામાં તો એમ આવે છે કે આથી બળદેવના શાસ્ત્રોક્ત શસ્ત્ર હળથી કન્યાનું માથું નીચું દબાવીને તેની ઊંચાઈ ઓછી કરવામાં આવી હતી. ભાગવત પુરાણમાં પણ યાદવોની ઓછી ઊંચાઈનો ઉલ્લેખ આવે છે. એમાં રાજા મુચકુંદ,

ચિરનિદ્રામાંથી જાગે છે ત્યારે તેની આસપાસ મથુરાના ઢીંગણા યાદવોને જોઈને આશ્ચર્ય પામે છે. મથુરાના યાદવોની દ્વારકા તરફના અવરજવરના રસ્તા ઉપર કેટલીય દુશ્મન ટોળીઓ વસેલી હતી. મથુરાથી પંજાબ અને સિંધનો માર્ગ સલામત હતો, જ્યારે રાજસ્થાન અને માળવામાંથી જતો દ્વારકા અને મથુરા વચ્ચેનો માર્ગ ખતરનાક ગણાતો. એના ઉપર આહીરોની નામચીન ટોળીઓ ફરતી. રાજા કૃષ્ણે પ્રભાસ પાટણમાં દેહ છોડયો ત્યાર પછી તેમની રાણીઓને લઈને પાછા જતાં સિત્તેર વર્ષના અર્જુનના રસાલાને માર્ગમાં આ લોકોએ લૂંટયો હતો.

યાદવ વંશના રાજાઓએ, દ્વારકા, જૂનાગઢ, સોમનાથ પાટણ, મધ્યગુજરાત પાછળ પાછળથી દક્ષિણ ગુજરાત ઉપર રાજ્ય કર્યું હતું. કેટલાંક યાદવકુટુંબો અહીંથી નીકળીને ઔરંગાબાદ નજીક દેવગિરિ જઈ વસ્યાં હતાં. એક કાળે અલાઉદ્દીન ખીલજીના ત્રાસથી નાસી છૂટેલા રાજા કરણ વાઘેલાને આ યાદવોએ આશ્રય આપ્યો હતો.

ભારતના પ્રાચીન લોકોના જીવનનો ખ્યાલ આપતા સંખ્યાબંધ ઉલ્લેખો સુલભ છે. એના ઉપરથી ઘણી મહત્વની ઐતિહાસિક માહિતી મળી આવે છે. યાદવો અને આહીરો હજી પણ જોવા મળે છે. સંસ્કૃત સાહિત્યમાં તેમના જે ઉલ્લેખો આવે છે. તે તેમના વંશ-વારસાનો અભ્યાસ કરવામાં ઘણા મદદરૂપ નીવડે એમ છે.

પંજાબમાંથી ગુર્જરો જ્યાં સુધી આ પ્રદેશોમાં આવ્યા ન હતા ત્યાં સુધીમાં આ પ્રદેશ ગુજરાત નામે ઓળખાતો નહિ. આ ગુર્જરો હૂણની એક પેટા જાતિ હતી એમ માનવામાં આવે છે. પ્રાચીનકાળમાં આનર્ત, સૌરાષ્ટ્ર, લાટ અને અપરાન્ત નામે જાણીતા થયેલા પ્રદેશો લગભગ છઠ્ઠી સદીની આસપાસ ગુજરાત, ગુર્જરોના દેશને નામે ઓળખાવા લાગ્યા. તે સમયે

પણ ગુજરાતના પ્રદેશ ઉપર હૂણ લોકો ઊતરી આવ્યા. છેક ઉત્તરમાંથી કાશ્મીર થઈને આ લોકો ગુજરાતમાં આવ્યા હોય એમ લાગે છે. આ હૂણ લોકોનાં એંધાણ મધ્ય એશિયા અને હાલના તુર્કીમાં પણ મળી આવે છે. કાશ્મીર અને મધ્ય એશિયામાંથી આવતાં આ લોકો કઝહાર, ગુર્જર એમ વિવિધ નામે ઓળખાયા. શ્રી કે. એમ. મુનશીએ સંશોધન કર્યું છે કે કાશ્મીરમાં ભાઈસરણના ગુર્જર રબારીઓનાં લોકગીતો અને પુરાણાં ગુજરાતી ગીતોની ભાષા વચ્ચે સામ્ય છે.

ઈ. સ. ૧૯૪૭માં દેશનું વિભાજન થયુ તે પહેલાં પંજાબમાં ગુજરાતનું ગામ (ગુજરાનવાલા) અને ગુજરાત જિલ્લો મહત્ત્વનાં ગણાતાં. ઉર્દૂમાં આ સ્થળના રાજાએ ઉપર 'ગુજરાતના શાહ રાજાઓ' વિશે પુસ્તક લખાયું છે એમાંથી ગુર્જરો વિશે ઘણી મહત્ત્વની ઐતિહાસિક માહિતી મળી આવે છે. અત્યારના જોધપુર નજીકના ભિન્નમાલ અને શ્રીમાળ પાસે ગુર્જરોના કેટલાક અવશેષો મળી આવ્યા છે તે ગુર્જર ટોળીઓની દક્ષિણ તરફની યાત્રાનાં વિરામ-સ્થાનોની ઉપયોગી માહિતી આપે છે.

કનોજના રાજાઓના સંપર્કમાંથી પણ આ પ્રદેશ માટે 'ગુર્જર દેશ' શબ્દ વપરાયો હોય એમ લાગે છે. ગુર્જરોનું શાસન, ગુજરાતથી કનોજ સુધી પ્રસરેલું હતું. અગાઉ લાટ અને આનર્ત નામે પ્રચલિત બનેલા પ્રદેશો પાછળથી સાહિત્યમાં ગુર્જર દેશના નામે જાણીતા બન્યા.

આ પ્રમાણે ગુજરાતની ઐતિહાસિક માહિતીનું ટૂંકમાં વર્ણન કર્યા પછી ગુજરાત ઉપર શાસન કરી જનાર વિવિધ વંશોના રાજકીય ઇતિહાસમાં ડૂબકી મારવાની કંઈ જરૂર રહેતી નથી પણ ગુજરાત ઉપર રાજ્ય કરી જનાર જુદાં જુદાં જૂથોએ ગુજરાતની પ્રજાને જે જોમ આપ્યું છે અને તેના લોકોને જે વૈવિધ્ય આપ્યું છે તેના ઉપર આપણે એક

દૃષ્ટિપાત કરીશું. હૂણો, મૈત્રો, મેરો અને ગુર્જરો સાતમી અને આઠમી સદીમાં લાંબા કાળ સુધી સત્તા ઉપર રહ્યા હતા. ચીનના ઇતિહાસવેત્તા હ્યુએનત્સાંગ (ઈ. સ. ૬૧૬ થી ૬૬૬) અને સિંધના આરબ ઇતિહાસવેત્તાઓએ આ શાસનકાળનાં વર્ણનો કર્યાં છે, ઈ. સ. ૭૨૦થી ૯૫૬ વચ્ચે આ પ્રદેશ ઉપર ચાવડાઓનું શાસન સ્થપાયું અને તેમણે અણહિલવાડ પાટણનો પાયો નાખ્યો. ઉત્તરોત્તર ચાવડાઓ લોકપ્રિય બનતા ગયા. આ કાળથી ગુજરાતના દસ્તાવેજી ઇતિહાસની શરૂઆત થઈ કહી શકાય. ઈ. સ. ૯૬૦ થી ૧૨૪૨ વચ્ચે ચાલુક્ય રાજાઓએ ગુજરાત ઉપર રાજ્ય કર્યું અને તેમણે ગુજરાતની ખ્યાતિ વધારી. તેના પ્રતાપી રાજાઓ મૂળરાજ, ભીમ, સિદ્ધરાજ જયસિંહ (૧૦૯૪–૧૧૪૩) અને કુમારપાળ (૧૧૪૩–૧૧૭૪) વિચક્ષણ વહીવટકર્તાઓ હતા. કુમારપાળે આબુ નજીકનાં દેલવાડાનાં વિખ્યાત મંદિરો બંધાવ્યાં હતાં આ શાસનકાળ દરમિયાન કલિકાલસર્વજ્ઞ જૈનમુનિ હેમચંદ્રસૂરિ (૧૦૮૯–૧૧૭૩) થઈ ગયા. એક વૈયાકરણી તરીકે તેમણે ગુજરાતની કીર્તિ વધારી તેમણે કાશ્મીરમાંથી કેટલીક હસ્તપ્રતો મેળવી દેશ્ય ભાષા, બોલીઓ અને મુખ્ય ભાષા વચ્ચેનો ભેદ સમજી તેનો અભ્યાસ કર્યો.

જૈન વિદ્વત્તા, જૈન મંદિરો અને સ્થાપત્ય તેમ જ જૈન ધર્મની સાદાઈ અને સંયમે ગુજરાતી સાહિત્યમાં વૈવિધ્ય આણ્યુ અને ગુજરાતના સંસ્કારવારસાને હૃદયની વિશાળતા અર્પી.

ઈ. સ. ૭૧૦ અને ૭૧૫ની વચ્ચે દેશમાં મુસલમાનો પ્રવેશ્યા અને પ્રજામાં એક નવું જ તત્ત્વ ઉમેરાયુ. મહંમદ ગિઝનીની ચડાઈઓથી શરૂ કરીને મુસલમાનોનાં જે આક્રમણો થયાં તેનાથી હિંદુ સત્તા નબળી પડતી ગઈ. એ જ ગાળામાં માહીમનો રાજા બિંબસાર દમણ અને તારાપુર થઈને ગુજરાત ઉપર આવ્યો ત્યારે સુરત જિલ્લામાં અસંખ્ય માણસોનાં લોહી

રેડાયાં. નવસારી નજીક જૈન રાજા કુમારપાળ સોલંકીનાં લશ્કરોનો સિલહાર રાજા મલીકાર્જુનનાં સૈન્યો સાથે ભેટો થયો. વલસાડ પાસે મલીકાર્જુન હાર્યો અને મરાયો.

તેરમી સદીમાં થોડાક મહાદેવ કોળીઓ સાથે કોળીઓના અને વર્લીઓના કેટલાક મુખીઓ સુરત જિલ્લામાં આવ્યા અને લગભગ ૨૨ દુર્ગો ઉપર તેમણે શાસન સ્થાપ્યું. ઈ. સ. ૧૨૯૭થી ૧૪૦૩ના મુસલમાન યુગમાં પણ આ મુખીઓના શાસનને આંચ ન આવી. તે સમયે અમદાવાદમાં (૧૪૦૩ થી ૧૫૭૩) સુલતાનનું રાજ્ય હતું. ઈ. સ. ૧૫૭૩ થી ૧૫૭૮ની વચ્ચેના ગાળામાં આ પ્રદેશ ઉપર મુગલોનો સૂબો રાજ્ય કરતો હતો. ઈ. સ. ૧૭૬૦થી ૧૮૧૯ સુધી મરાઠાઓની ઓલણાલી રહી. પણ બહારના આ શાસકોને આ પ્રદેશો મેળવવામાં ઓછો રસ હતો નહિ. જ્યાં સુધી આ પ્રદેશોના મુખીઓ માથા ભારે થઈને તેમને પરેશાન ન કરે ત્યાં સુધી તેમના ઉપર વિજય મેળવી શાસન સ્થાપવાની કે આદિવાસીઓની સ્થિતિ સુધારવાની આ શાસકોને જરૂર ન હતી અને એવો સમય પણ તેમની પાસે ન હતો. જ્યારે પીંઢારા જેવા લૂંટારાઓની ટોળીઓએ આ પ્રદેશની પ્રજાને રંજાડવા માંડી ત્યારે મહંમદ બેગડાના સૈનિકોએ પારડીમાં બગવાડા, વલસાડમાં પારનેર અને ધરમપુરના કિલ્લાઓ કબજે કર્યા. ઈ. સ. ૧૫૩૮માં પોર્ટુગીઝો પશ્ચિમ ભારતમાં આવ્યા. તેઓ મહત્ત્વાકાંક્ષી હતા તેથી તેમણે પારનેરનાં જંગલો અને દમણ ઉપર કબજો જમાવ્યો.

મરાઠા સત્તાના ઉદયે, ગુજરાતના શાંત આર્થિક ગ્રામજીવનમાં ખલેલ પહોંચાડી. ઈ. સ. ૧૬૬૪માં ૪૦૦૦ અશ્વોના દળ સાથે જાવર અને ધરમપુર થઈને શિવાજીએ કૂચ કરી અને સુરત લૂંટીને તે પાછા ગયા. કેટલાંક વર્ષો સુધી તો આ પ્રદેશ ઉપર નિયમિત દર વર્ષે મરાઠાઓના દરોડાઓ

પડતા રહ્યા. આ ત્રાસથી બચવા માટે મુસલમાન સુલતાનોએ સુરતના રક્ષણ માટે મજબૂત ગઢ બાંધ્યો. ૧૭૧૯માં સોનગઢ એક વખત આદિવાસીઓના હાથમાં આવ્યો હતો પણ છેવટે તે મરાઠાઓના હાથમાં પડ્યો.

જ્યારે અંગ્રેજોએ ૧૮૧૭માં સુરત જિલ્લા ઉપર કબજો મેળવ્યો ત્યારે દેશમાં ખૂબ અવ્યવસ્થા હતી. દેસાઈઓ ખેડૂતો પાસેથી જમીન મહેસૂલ ઉઘરાવતા અને જમીનની ઊપજ વધારવામાં તેમને કંઈ રસ ન હતો. લોકો ગરીબાઈમાં સડતા હતા અને ગામડાઓ ઉજ્જડ પડ્યાં હતાં. જે આદિવાસીઓ પાસે ધનુષ્ય-બાણ અને બીજાં શસ્ત્રો હતાં તેઓ ગામડાઓ ઉપર ચઢી આવતા અને લૂંટફાટ ચલાવતા. પીંઢારા અને એવી બીજી જાતિઓ વારંવાર લૂંટફાટ ચલાવતી હતી અને એકદમ તેનો અંત લાવવાનું મુશ્કેલ હતું. જમીન મહેસૂલની નિશ્ચિત આંકણી થઈ, જમીન મહેસૂલ ઉઘરાવવાની પ્રથા નક્કી થઈ અને સ્થિર કાર્યક્ષમ સરકારની સ્થાપના થઈ ત્યારે ગામડાંઓમાં નવજીવન આવ્યું અને શાંત જીવન શરૂ થયું. આદિવાસીઓને પણ શાંતિથી જીવન જીવવાની તક મળી.

ગુજરાતના વંશ-વારસાના ઇતિહાસ ઉપર જે ભૌગોલિક અને પરિસ્થિતિ વિષયક પરિબળોની અસર થઈ છે તેનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે છે:

૧ ગુજરાતના વિશાળ દરિયા કિનારાથી દરિયાખેડુઓ અને વેપારીઓને ઘણું પ્રોત્સાહન મળ્યું.

૨ મધ્ય ગુજરાતની કાળી ફળદ્રુપ જમીનમાં મબલખ પાક ઊતરતો. એને લીધે ગુજરાતને 'ભારતના બગીચા'નું ઉપનામ મળ્યું.

૩ ડાંગ, પંચમહાલ અને ગિરનારનાં જંગલો મર્યાદિત હોવાથી ખેતીને હાનિકારક નથી.

૪ પહાડી પ્રદેશ સિવાય અન્ય સ્થળોએ સામાન્ય રીતે ૩૦ ઇંચનો વરસાદ પડે છે.

૫ શિયાળાની બે મહિનાની ગુલાબી ઠંડી સિવાય વર્ષના અન્ય દિવસોમાં સમશીતોષ્ણ આબોહવા રહે છે. આ પ્રદેશમાં હિમ કે ભારે વરસાદનો ત્રાસ નથી.

આ પરિબળોને લીધે અન્ય લોકો ગુજરાતથી આકર્ષાયા અને તેમણે તેના ઉપર ચડાઈઓ કરી અને આ પ્રદેશને જીત્યો પણ ખરો. તેમની પાછળ તેમના અનુયાયીઓ ચાલ્યા આવ્યા અને આમ ગુજરાતમાં બહારના લોકો આવીને વસ્યા. ગુજરાતના લોકો વેપાર અર્થે દૂર દેશાવર જતા, દરિયો ખેડતા અને એમાંથી કેટલાક તો સ્ત્રીઓ અને ગુલામો સાથે પાછા પણ ફરતા અને દેશમાં અનેક જાતિઓ અને ઉપજાતિઓની સ્થાપના અને સમૃદ્ધિ થઈ.

સત્તરમી સદીમાં સંસ્કૃતમાં પ્રવાસ વર્ણનો કરનાર વેંકટગિરિ જેવા લેખકે ગુજરાતીઓની લાંબી વેપારયાત્રાઓનો ઉલ્લેખ કર્યો છે. અત્યારે પણ ગુજરાતના લોકો વેપાર અર્થે જગતના જુદા જુદા પ્રદેશોમાં વસેલા છે. દક્ષિણ આફ્રિકામાં વસેલા ભારતીયો અને ખાસ કરીને ગુજરાતીઓ મહાત્મા ગાંધીની સત્યાગ્રહ ચળવળ જેવાં રાજકીય આંદોલનો માટે જવાબદાર છે. અત્યારના કાળમાં પણ દક્ષિણ આફ્રિકા અને બીજા અનેક દેશોમાં જઈ વસેલા ગુજરાતીઓ સારું એવું ધન કમાયા છે. તેઓ સ્વદેશ પાછા ફરતાં તેમની અને તેમના નોકરિયાતોની આબાદીની અને રહેણીકરણીની પણ સમાજ ઉપર અસર પડી છે.

ગુજરાતની પ્રજાના ઉત્પત્તિશાસ્ત્રનો વિચાર કરવા માટે ગુજરાતની વસતીનો ખ્યાલ હોવો જરૂરી છે. ગુજરાતની રાજકીય સરહદો અંગે અનિશ્ચિતતા હોવાથી અને ગુજરાતમાં વસતી

વિવિધ જ્ઞાતિઓ, આદિવાસીઓ અને પછાતવર્ગો અંગે આંકડાવાર માહિતી એકઠી કરવાની ભારત સરકારની નીતિમાં પણ અનિશ્ચિતતા હોવાથી ૧૯૪૭ સુધી તો કંઈ વિગતવાર માહિતી સુલભ નથી બની. ૧૯૪૭માં ગુજરાત સંશોધન મંડળે સાંસ્કારિક હેતુઓથી પ્રેરાઈને આંકડાવાર માહિતી આપતું પત્રક 'મહાગુજરાત' તૈયાર કર્યું (ગુજરાત સંશોધન મંડળનું સામયિક, જુલાઈ ૧૯૪૭). આમ ગુજરાત સંશોધન મંડળે સકળ ગુજરાતીભાષી લોકોની જિલ્લાવાર ગણતરી કરવાનો પ્રથમ પ્રયાસ કર્યો. એની વિશાળ રૂપરેખા આ પ્રમાણે છે:

| વર્ષ | ચોરસ માઈલ | આદિવાસીઓની વસતી | દર ચો. માઈલે વસતીની ઘીચતા |
|---|---|---|---|
| મહાગુજરાત | | | |
| ૧૯૪૧ | ૬૨,૫૭૦ | ૧૩,૧૧,૧૦૦ | ૨૦૮ |
| નવગુજરાત રાજ્ય | | | |
| ૧૯૬૦ | ૭૨,૧૩૪ | ૧૬,૨૬,૨૫ | ૨૨૫ |

આશરે સિત્તેર હજાર ચો. માઈલના સારાય પ્રદેશમાં એ વર્ષની વસતીનું હિંદુ, મુસલમાન, પારસી એ રીતનું વર્ગીકરણ સુલભ નથી. એ જ રીતે વસતીમાં બ્રાહ્મણો, વૈશ્ય, કણબી, ક્ષત્રિયો, રજપૂતો અને પાટીદારોનું નિશ્ચિત પ્રમાણ કેટલું છે એ કહેવું પણ અશક્ય છે. પણ સામાન્ય રીતે એમ અંદાજ બાંધી શકાય છે કે વસતીમાં ૫.૬ ટકા બ્રાહ્મણો, ૬ ટકા વૈશ્યો અને વેપારીઓ અને ૫ ટકા રજપૂતો હતા. જ્ઞાતિઓમાં પણ સંખ્યાબંધ પેટા જ્ઞાતિઓ છે. દા. ત. ૧૯૩૧ના વડોદરા રાજ્યના વસતીપત્રક પ્રમાણે બ્રાહ્મણોમાં નહિ નહિ તો પણ સો પ્રકારના બ્રાહ્મણો હતા, ૮૪ પ્રકારના વણિકો હતા. આપણે વડોદરા રાજ્યને પ્રતીક તરીકે ગણીએ તો ત્યાં ૧૯૩૧ની વસતી ગણતરી સમયે લગભગ ૨૦ ટકા પાટીદારો, ૨૦ ટકા બારૈયા,

૧૩ ટકા રાનીપરજ, ૬ ટકા વણિકો અને ૭ ટકા મુસલમાન હતા. જોકે ખ્રિસ્તીઓના પ્રમાણ વિશેની માહિતી એટલી વિશ્વસનીય નથી. નવા ગુજરાતમાં જિલ્લાવાર અને પ્રદેશવાર ધોરણે આ બધા આંકડાઓને પ્રમાણભૂત બનાવવા પડશે અને એમ કરતાં કેટલાંક વર્ષો લાગશે.

સામાજિક વર્ગીકરણ

સમાજવાદી ઢબની સમાજરચનાને આધારે રચાયેલા કલ્યાણ રાજ્યમાં વસતીના વર્ગીકરણની ચોક્કસ યોજના હોવી જોઈએ. આમ તો જ્ઞાતિપ્રથાને સત્તાવાર રીતે રદ કરવામાં આવી છે, પણ શોષણવિહોણા, વર્ગભેદ વિનાના સમાજને સિદ્ધ કરવા માટે અમુક પછાત વર્ગોને રક્ષણ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. દેશમાં આ વર્ગો જુદા જુદા નામે ઓળખાય છે અને વહીવટીય સરળતા માટે એમનું વર્ગીકરણ કરવામાં આવ્યું છે.

| | લાખ |
|---|---|
| ગાંધીજી જેને હરિજન તરીકે ઓળખતા તે અનુસૂચિત જ્ઞાતિઓ | ૧૧.૫૦ |
| સરકારે જે આદિવાસી લોકોને અનુસૂચિત જાતિઓ ગણ્યા છે તે | ૨૧.૫૦ |
| મોચી, ઘાંચી, ગોલા, કોળી, બાવા, જોગી, ઓડ અને ખારવા જેવા સામાજિક દૃષ્ટિએ પછાત ગણાતા લોકો | ૩૦.૦૦ |
| | ૬૩.૦૦ |

આ ૬૩ લાખ લોકો એટલે નવા ગુજરાત રાજ્યની વસતીનો ૪૦ ટકા ભાગ પછાત છે. તેમના રક્ષણ માટે ખાસ ખાતાંઓ રાખવામાં આવે છે અને તે ખાસ પ્રધાનોને સુપરત કરવામાં આવે છે.

ભારત સરકારે સામાજિક રાહત આપવા માટે ૧૯૫૫માં જે સંખ્યાબંધ જ્ઞાતિઓ અને જાતિઓ પસંદ કરી આમાં ૮૧૮ વર્ગીકૃત જ્ઞાતિઓ હતી, ૩૦૪ વર્ગીકૃત આદિવાસીઓ હતા, અને ૧૪૨૬ પછાત વર્ગો હતા. ૧૯૫૫માં પછાત વર્ગો માટેના મંડળનો જે હેવાલ બહાર પડયો એમાં આ અંગે જે વિવિધ નામો આપવામાં આવ્યાં છે તેને હજી નિશ્ચિત ન ગણી શકાય. આ વર્ગો માટે ખાસ વહીવટીય વ્યવસ્થા હોવી જોઈએ કે નહિ તે ઘણું મહત્ત્વનું છે. આ વર્ગોના લોકોને શાળામાં ફી વગર પ્રવેશ મળે કે જમીન અંગે કેટલીક છૂટછાટો મળે કે ચૂંટણીમાં ખાસ અધિકારો મળે એ પહેલાં, એ વર્ગોની પૂરી ચકાસણી થવી જોઈએ અને કઈ વ્યક્તિ કયા વર્ગની છે તેનો નિશ્ચિત ખ્યાલ બાંધવો જોઈએ. પછાત વર્ગો માટેના કમિશનના એક સભ્ય તરીકે ૧૯૫૫માં મેં એવું સૂચન કર્યું હતું કે જે લોકો સામાજિક અને આર્થિક રીતે પછાત હોય તેમને જ વિશિષ્ટ અધિકારો અને સગવડો મળવાં જોઈએ. આ માટે જન્મ અને જ્ઞાતિનુ ધોરણ રાખવું ન જોઈએ પણ આવકનું ધોરણ નજરમાં રાખવુ જોઈએ. જે લોકોની આવક વર્ષે દિવસે ૮૦૦ રૂપિયા કરતાં ઓછી હોય તેમને જ આર્થિક રાહતના અધિકારી ગણવા જોઈએ.

વંશવાર વર્ગીકરણ

માનવવંશશાસ્ત્રીઓ માનવજાતના ખિનરાજકીય અને શાસ્ત્રીય વર્ગીકરણ માટે ઊંચાઈ, જાડાઈ, માથું, નાક વગેરેના આકાર પ્રકાર ઉપર વધારે આધાર રાખે છે. કોઈ પણ જાતિનાં શારીરિક લક્ષણો ઉપરથી પણ તેના વંશ વારસા અંગે વિશ્વસનીય માહિતી મળી શકે છે.

ગુજરાતની વસતીના વંશવેલાની અને જ્ઞાતિ જાતિની આકડાવાર માહિતી અપૂર્ણ છે. વળી વારંવાર આવી માહિતી

એકત્રિત પણ કરવામાં આવતી નથી. ૧૮૯૭માં રિઝલેની કરેલી શરીરમાપનની મોજણી અને ૧૯૩૧ની વસતી ગણતરી સંબંધે ડૉ. ગુહાની આંકડાવાર માહિતી સુલભ છે પણ તે વ્યાપક અને પૂરતી નથી. ગુજરાત સંશોધન મંડળના ઉપક્રમે ૧૯૪૧માં અને ૧૯૪૩માં ડૉ. ડી. એન. મજમુદારે ખાસ પસંદ કરેલાં ૨૪ જાતિ-જૂથોના માણસોની શરીરમાપન, રક્તશોધન અને સ્વાસ્થ્યની દૃષ્ટિએ ઉપયોગી માહિતી આખા ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી પર્યટન કર્યા પછી મેળવી હતી.

માનવમાપનવિદ્યાની દૃષ્ટિએ વર્ગીકરણ

આ અંગે ૨૪ જાતિઓનાં મસ્તકીય ચિહ્નોનું બારીકાઈપૂર્વક નિરીક્ષણ કરવામાં આવ્યુ અને તેમાં ભીલોથી માંડીને ભાડેલા સુધીનાં લાક્ષણિક ચિહ્નોમાં ૭૫.૬૧૨ થી ૮૩.૭૫૯ સુધીનો તફાવત રહ્યો. પારસીઓનો આ મસ્તકીય અંક ૮૨.૪૭૨ હતો, ભાટિયાનો ૮૨.૯૦૮, મિયાણા (મુસલમાનો) ૮૨.૪૪૫, ખોજા ૭૯.૯૫૩, મેમણ ૭૯.૯૫૩ અને સુન્ની વહોરા ૭૯.૯૧૨; લોહાણામાંથી ઘણા લોકો મુસલમાનો થતા અને તેમનો મસ્તકીય આંક ૭૯ ૪૫૪ હતો. ખોજા, મેમણ અને સુન્ની વહોરાઓનો પણ મસ્તકીય આંક લગભગ આની આસપાસમાં હતો. ફક્ત મિયાણાઓનો મસ્તકીય આંક ઘણો ઊંચો હતો. એ રીતે પારસી, ભાટિયા અને મિયાણા બધાનો મસ્તકીય આંક ૮૦ ઉપરનો હતો. જો આપણે મસ્તકીય આંક ઉપરથી પ્રમાણભૂત જૂથો પાડવા માગીએ તો એમાં લાંબા ચહેરાવાળા, મધ્યમસરના ચહેરાવાળા અને પહોળા ચહેરાવાળા એમ વર્ગીકરણ થઈ શકે. ભીલો અને એવા આદિવાસીઓ લાંબા ચહેરાવાળા વર્ગમાં આવી જાય. ભાટિયા, પારસી, ભાડેલા, રબારી અને મિયાણા પહોળા ચહેરાવાળા જૂથમાં આવી જાય અને બાકીના બધાને મધ્યમ કદના ચહેરાવાળા વર્ગમાં મૂકી શકાય.

વર્ગીકરણને ધ્યાનમાં લેતાં લાગે છે કે ગુજરાત મધ્યમ કદના ચહેરાવાળાઓનો પ્રાન્ત છે. ૧૯૩૧ની વસતી ગણતરીવાળા નકશામાં ગુહાની માપણી–મોજણી અનુસાર આ પ્રદેશ પહોળા ચહેરાવાળાઓના વર્ગમાં પડે છે, તે આપણી પાસેની અદ્યતન ઉપલબ્ધ માહિતી સાથે સુસંગત નથી. ઔદિચ્ય અને અન્ય બ્રાહ્મણોનો મસ્તકીય આંક ૭૭.૯૯૯ છે. નાગરોનો એ આંક ૭૯.૫૮૯ છે. આમ નાગરો ઔદિચ્ય કરતાં વધારે પહોળા માથાવાળા ઠરે છે. કારીગરો ઘણું ખરું સમાજના નીચલા સ્તરોમાંથી આવતા હોય છે અને એમના મસ્તકીય આંક પ્રમાણે તેઓ લાંબા ચહેરાવાળા વર્ગમાં પડે છે. મહાગુજરાતનો પ્રદેશ આમ તો મધ્યમ કદના ચહેરાવાળાઓનો પ્રદેશ લાગે છે. તો સામાન્ય રીતે એમ કલ્પના કરી શકાય કે પારસી, નાગર બ્રાહ્મણ, ભાટિયા, રબારી અને મિયાણા જેવા પહોળા ચહેરાવાળાઓના વર્ગ અને ભીલ, ભંગી, કોળી, દૂબળા, નાયક, મોચી અને ખારવા જેવા નીચલા સ્તરના લાંબા ચહેરાવાળાઓના વર્ગના સંમિશ્રણ રૂપ વચલા વર્ગોના એટલે કે મધ્યમ કદના ચહેરાવાળી પ્રજા થઈ હશે. આ વર્ગમાં ગુજરાતની મોટા ભાગની પ્રજાનો સમાવેશ થાય છે.

ગુજરાતના ઉચ્ચ ગણાતા વર્ગો (જેમાં આપણે પારસીઓ અને ઉચ્ચ વર્ગમાંથી ધર્માન્તર કરેલા મુસલમાનોને પણ ગણી શકીએ) મૂળ પહોળા ચહેરાવાળાઓ છે. એ રીતે નીચલા સ્તરના લોકો અને આદિવાસીઓ મૂળ લાંબા ચહેરાવાળા વર્ગના છે. પ્રજાનો મોટો ભાગ વચલા વર્ગમાં આવે છે. એમાંથી કેટલાકમાં પહોળા ચહેરાવાળા વર્ગોનાં લક્ષણોનું પ્રાધાન્ય છે, તો કેટલાકમાં લાંબા ચહેરાવાળા વર્ગનાં લક્ષણોનું પ્રાધાન્ય છે. આમ મધ્યમ વર્ગમાં પણ કેટલાક આ કે પેલા વર્ગોની વધુ નજીક હોય છે.

રક્તવિજ્ઞાનની દૃષ્ટિએ વર્ગીકરણ

તાજેતરમાં માનવમાપનની વિદ્યાને આ દિશામાં રક્તવિજ્ઞાનનો પણ સહારો મળી ગયો છે. રક્તના અનેકવિધ પ્રકારો. તેના વિવિધ કણો અને દરેકના ગુણધર્મો એ બધાનો માનવવંશ અંગે માહિતી મેળવવામાં ઠીક ઠીક ઉપયોગ કરવામાં આવે છે.

૧. મનુષ્યના રક્તસમૂહનો પ્રકાર તેની ગર્ભાવસ્થામાંથી જ નક્કી થયો હોય છે અને તેનાં લક્ષણો જીવનભર કાયમ રહે છે.

૨. તેના વંશવારસાની વ્યવસ્થા સ્પષ્ટતાપૂર્વક સમજાય તેવી હોય છે.

૩. રક્તનાં સમૂહોમાં 'જીની' લક્ષણો વિશિષ્ટ અને વ્યક્તિગત હોય છે તેથી નિરીક્ષણમાં કે ગણતરીમાં ગોથું ખાઈ જવાનો ખાસ ભય હોતો નથી અને થોડીએક વ્યક્તિની રક્ત તપાસણીથી આખી વસાહતોના ગુણોનો ખ્યાલ આવી શકે છે.

૪. વિવિધ પ્રજાઓનાં રક્તનાં લક્ષણોમાં નોંધપાત્ર ફેરફારો હોય છે તેથી થોડીક સો વ્યક્તિઓના રક્ત અભ્યાસ ઉપરથી ઉપયોગી અંદાજ બાંધી શકાય.

૫. રક્ત સમૂહો અને 'જીન'ના જે પ્રકારો છે અને તેના જે ગુણધર્મો છે તેના ઉપર વય, રંગ અને એવાં અન્ય પરિબળોની નોંધપાત્ર અસર થતી નથી. જોકે દરેક પરિબળની અસર પડે છે ખરી પણ તે આપણા વર્ગીકરણના ધ્યેયમાં બાધક નીવડે તેવી હોતી નથી.

૬. રક્ત સમૂહના અને 'જીન'ના પ્રકાર હંમેશાં તેના વંશવારસાના રંગસૂત્ર કે રંગતંતુનું નિદર્શન કરે છે.

૭. આ રીતની ચકાસણી કરવાની રીતરસમ પ્રમાણમાં સરળ છે અને તે માટે વધારે વિશિષ્ટ અને કીમતી સાધનોની પણ જરૂર પડતી નથી.

૮. રક્તના પ્રકારોની માહિતીને આધારે મનુષ્યોનું વિવિધ જાતિઓમાં વર્ગીકરણ કરવાનું શકય બન્યું છે.

૯. હાલ રક્તવિજ્ઞાનનો અભ્યાસ ફક્ત તબીબો કે વિશિષ્ટ વિજ્ઞાનીઓ માટે જ મર્યાદિત નથી રહ્યો. ધારાશાસ્ત્રી, માનવવંશ અભ્યાસી અને એવા અન્ય અન્વેષકો માટે રક્તવિજ્ઞાનનો અભ્યાસ આવશ્યક બન્યો છે. જગતભરમાં વિવિધ ક્ષેત્રની સંખ્યાબંધ વ્યક્તિઓ ઉત્સાહપૂર્વક રક્તવિજ્ઞાનનો અભ્યાસ કરે છે.

ભારતમાં રક્તવિષયક કાર્ય

ભારતના ઉપખંડમાં અનેક જાતિઓનું સંમિશ્રણ થયેલું છે તેથી આવા અભ્યાસની અહીં સુંદર તક છે. દક્ષિણ ભારતના આદિવાસીઓમાં આ દિશામાં કાર્ય કરવા ન્યૂફીલ્ડ સંશોધન સંસ્થા અને નર ગ્રેન ફાઉન્ડેશને ઘણી ઉત્સાહજનક તકો પૂરી પાડી છે. બિહાર અને દક્ષિણ ભારતના આદિવાસીઓમાં આ પ્રકારનું કાર્ય કરવા માટે તાજેતરમાં ફ્રૉય અને કૉન્ડી આવ્યા હતા. પણ આ કાર્ય એટલું વિશાળ છે કે થોડાક વિદેશી કાર્યકરોના આવા થોડાક પ્રયાસોથી તે સિદ્ધ નહિ થઈ શકે. રક્તના વિવરણ અંગે જગતના અન્ય ભાગોમાં થયેલા કાર્યની સરખામણીમાં ઘણું અલ્પ કાર્ય થયુ છે. તે મોરાન્ટના પુસ્તક ઉપરથી જણાય છે.

ગુજરાતમાં રક્તવાર વર્ગીકરણ

(અ) ગુજરાતમાં ABO રક્ત ગ્રુપમાં સારું એવું કામ થયેલું છે. ગુજરાત સંશોધન મંડળના આમંત્રણને માન આપીને ૧૯૪૬માં સૌથી પહેલાં ડૉ. મજમુદારે આ કાર્ય હાથ ધર્યું. આ અંગે કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ૨૨ જાતિઓ અને આદિવાસીઓના રક્તના ૩૦૦૦ નમૂનાઓ ભેગા કરવામાં આવ્યા હતા અને તેનું ધ્યાનપૂર્વક અવલોકન

કરવામાં આવ્યું હતું. એના ઉપરથી એમ તારતમ્ય નીકળ્યું કે,

(૧) ખોજા અને લુહાણાના રક્તમાં સામ્ય છે.

(૨) જ્યારે ઔદિચ્ય બ્રાહ્મણો, નાગર બ્રાહ્મણો, ભાટિયા, મેર મિયાણા તેમ જ કણબી પાટીદારનાં અલગ જૂથ બને છે.

(૩) એ રીતે પારસી અને ઉચ્ચ વર્ગના લોકોમાં રક્તનો સરખો અણસાર છે.

(૪) રબારી, વાઘરી અને અન્ય આદિવાસીઓનું પણ એ રીતે અલગ જૂથ છે. રક્તના A,B,O અને AB ગ્રુપ તથા P,Q અને R ફ્રીકવન્સીના અભ્યાસ ઉપરથી આ નિર્ણયો તારવવામાં આવ્યા હતા.

શ્રી સંઘવી અને ખાંણોલકરે ABO, A1, A2, MN, P અને RHO(–D) રક્તજૂથોનો તેમ જ P. T. C. કસોટીનો અભ્યાસ કરીને વધુ વિગતવાર કાર્ય કર્યું. પણ એમાં ફક્ત એક જ ગુજરાતી જૂથનો અભ્યાસ થયો હતો અને એ હતા વડનગરા નાગર બ્રાહ્મણો.

(બ) ૧૯૫૪ના ઑકટોબરમાં ગુજરાત સંશોધન મંડળે ગુજરાતનાં અમુક જૂથોમાં જ્યાં જ્ઞાતિવિવાહ પ્રચલિત છે, તેમના વંશવારસા અને રક્તના બંધારણનો વ્યાપક અભ્યાસ કર્યો. એમાં ખાસ કરીને (૧) કપોળ વાણિયા (૨) સૌરાષ્ટ્રના ભંગી હરિજનો (૩) લેઉઆ પાટીદાર (૪) કચ્છ લોહાણા (૫) ઔદીચ્ય બ્રાહ્મણો (૬) તલાવિયા દૂબળાનાં અમુક જૂથોનો અભ્યાસ કરવામાં આવ્યો હતો. આ તપાસમાં રક્તના ABO, A1, A2, MN, RH વગેરે અન્ય લક્ષણોનો અભ્યાસ કરવામાં આવ્યો હતો. આ અભ્યાસને અંતે જે નિર્ણયો તારવવામાં આવ્યા એમાં નીચે પ્રમાણેના કેટલાક મહત્ત્વના નિર્ણયો છે:

(૧) ગુજરાતના લોકો અને ઉત્તર ભારતના લોકો વચ્ચે ABO ગ્રુપમાં વધારે સામ્ય છે.

(૨) કચ્છી લોહાણાઓમાં અંદરોઅંદર $X^2$ (Chi)$^2$ વચ્ચેનો તફાવત ૮૬૦૦૩ સુધી માલૂમ પડયો છે. આ દિશામાં વધુ કાર્ય કરીને આ નિર્ણયોનું સમર્થન થાય છે કે નહિ તે તપાસવાની આવશ્યકતા છે.

(૩) કચ્છી ઔદિચ્ય બ્રાહ્મણો અને લેઉઆ પાટીદારો વચ્ચે વંશવારસાનાં લક્ષણોમાં વધુ સામ્ય છે. એ જ રીતે કચ્છી લોહાણા અને તલાવિયા દૂબળાઓનાં લક્ષણોમાં પણ સામ્ય છે. જ્યારે કપોળ વાણિયા અને સૌરાષ્ટ્રના ભંગી હરિજનોનાં લક્ષણોમાં ઓછામાં ઓછું સામ્ય છે.

### આદિવાસીઓનું રક્તવિજ્ઞાનની દૃષ્ટિએ વર્ગીકરણ

ગુજરાત સંશોધન મંડળના આશ્રયે શ્રી જી. એન. વ્યાસે વધુ સંશોધન કર્યું. એમાં ગુજરાતના આદિવાસીઓના રક્તકણોના અમુક પ્રકારમાં મહત્ત્વની શોધખોળ થઈ. એમાંય અનાવિલ બ્રાહ્મણો, લેઉઆ પાટીદાર અને મરાઠાઓમાં એક પણ વ્યક્તિના રક્તમાં સિકલ (Sickle) પ્રકારનો કણ મળી આવ્યો ન હતો, જ્યારે તલાવિયા દૂબળા, નાયકા અને ગામીતોમાં અનુક્રમે ૧૫.૩૩ ટકા ૨૨.૨૨ ટકા અને ૩૩.૯૮ ટકા જેટલું એ કણોનું પ્રમાણ માલૂમ પડયું હતું.

ત્યાર પછી હ્યુમન વેરિયેશન યુનિટ અને ઇંડિયન કૅન્સર રિસર્ચ સેન્ટરે ડૉ. એલ. ડી. સંઘવીની સહાયથી સુરત જિલ્લાના નાઈકોના વંશ-વારસા અને લોહીના બંધારણ અંગેની ઉપયોગી માહિતી પ્રસિદ્ધ કરી. એનાં પરિણામો ઉપરથી નાયકાઓ અને નાયકડાઓની જાતિ વચ્ચે ગાઢ સામ્ય હોવાની પ્રતીતિ થાય છે. જ્યારે MN રક્તગ્રુપમાં ઘણા મહત્ત્વના ભેદભાવો માલૂમ પડે છે એ મહત્ત્વના છે.

- આમ માનવમાપન, રક્તઘટકો અને વંશ વારસાનાં લક્ષણો અંગે વધુ સંશોધન કરવાનું ઇષ્ટ છે. જોકે મસ્તકનો આકાર કેવો છે અને સામાજિક અને માનવઉત્પત્તિશાસ્ત્રની દૃષ્ટિએ જુદાં જુદાં ગણાતાં જૂથો છેવટે તો એકબીજાના ઘણા સાન્નિધ્યમાં છે એની સાબિતી આમવામાં આ પરિણામો એટલાં ઉપયોગી ન પણ નીવડે. એમ પણ બને કે માનવ-માપનવિદ્યાના અને રક્તવિજ્ઞાનના અભ્યાસ ઉપરથી તારવવામાં આવેલાં લક્ષણો ફક્ત ભાષાકીય જૂથો પૂરતાં મર્યાદિત ન પણ નીકળે. એમ પણ લાગે છે કે ભાષાકીય એકતા એ તો ફક્ત તાત્કાલિક આવિર્ભાવ છે અને શારીરિક તેમ જ વંશવારસાનાં લક્ષણો કે સામાજિક અને મનોવૈજ્ઞાનિક વર્તન, ભાષાકીય વર્ગીકરણને વાજબી નથી ઠરાવતાં તોપણ આ દિશામાં થયેલુ સંશોધન ફળદાયી નીવડશે એમાં કાંઈ શંકા નથી. આ પ્રદેશમાં અત્યારે શાળાઓ, શિક્ષણસંસ્થાઓ અને વિશ્વ વિદ્યાલયોની સંખ્યા વધતી જાય છે. તેનાથી વધુ સંશોધન સંસ્થાઓ સ્થપાવાની અને વધુ સંશોધક વિદ્વાનો પણ મળી આવવાના. જો, માનવ સ્વભાવનાં મૂળભૂત લક્ષણોને સંશોધનની નેમ બનાવવામાં આવશે તો રાષ્ટ્રની એકતા વધુ ગાઢ બનશે. આ આદર્શ નજરમાં રાખી સંશોધનને આગળ ધપાવવામાં આવશે તો ફક્ત શારીરિક, રક્ત વિષયક અને ભાષાકીય લક્ષણોનુ જ પ્રાધાન્ય ન રહેતાં, દેશનાં નૈતિક અને આધ્યાત્મિક પરિબળો પણ ગણનાપાત્ર ઠરશે અને પ્રશંસનીય બનશે અને એમ થતાં દેશના પ્રાદેશિક વૈવિધ્યમાં પણ અતૂટ એકતાની ઝાંખી થશે.

(The people of Gujarat-An Anthropological Analysis નામના મૂળ અંગ્રેજી લેખનો અનુવાદ—ભાવનગરની જાનેવારી ૧૯૬૧ની કોંગ્રેસ સુવનેરમાં પ્રસિદ્ધ થયેલો).

## ૧૨. ગુજરાતના આદિવાસીઓ અને નવગુજરાત

સૂરતના શ્રી ચુનીલાલ ગાંધી વિદ્યાભવનના પ્રાધ્યાપક શ્રી વિષ્ણુપ્રસાદભાઈના આગ્રહથી મેં તારીખ ૧૭મી જાન્યુઆરી ૧૯૬૦ના રોજ ત્યાં બેસન્ટ હોલમાં 'ગુજરાતના આદિવાસીઓ' ઉપર એક ભાષણ ગુજરાતીમાં આપેલું. તેના ઉપરથી એક લેખ લખીને મોકલવાની સુરતના 'પ્રતાપ' પત્રના ઉત્સાહી અધિપતિએ મને ખાસ વિનંતી કરી. હું બીજા વ્યવસાયમાં રોકાયેલો હોવાથી તેમની તરફ ઉદાસીનતા દર્શાવવા છતાં મારી પાસે આ લેખ તેઓ પૂરો કરાવી શકયા છે, તે માટે હું તેમને ધન્યવાદ આપું છું અને મને પોતાને કૃતકૃત્ય સમજું છું. કારણ કે છેલ્લાં લગભગ પંદર વર્ષથી આદિવાસી ભાઈઓની સંસ્કૃતિ તેમ જ તેમના પ્રશ્નોના અભ્યાસ કરવા માટે મેં ઘણો સમય કાઢ્યો છે. ગુજરાત સંશોધન મંડળે પણ આદિવાસી સંશોધન વિભાગ કાઢીને ખાસ સંશોધન પ્રવૃત્તિ જમાવી છે, ભીલ, દૂબળા, કુકણા અને નાયકડા વિશે અંગ્રેજીમાં પુસ્તકો તૈયાર કરાવ્યાં છે અને ગુજરાત સંશોધન મંડળના ત્રિમાસિકમાં તેમના વિશે અનેક લેખો પ્રસિદ્ધ કર્યા છે. આ વિષયમાં પુસ્તકો તૈયાર થનાર છે.

આજનો લેખ નવગુજરાત રાજ્યના નવીન બંધારણના પ્રસંગે ટૂંકાણમાં તૈયાર કરવામાં આવ્યો છે, કારણ કે ગુજરાતમાં આદિવાસી જીવનની સંખ્યા દેશના બીજા ભાગો

કરતાં વધારે છે. સમગ્ર હિંદની વસતીના પ્રમાણમાં સમગ્ર હિંદના આદિવાસીઓનું પ્રમાણ ફક્ત ૫.૩૬ ટકા છે. અને દ્વિભાષી મુંબઈ રાજ્યમાં તે વસતીનું પ્રમાણ ફક્ત ૯ ટકા જેટલું જ છે. પરંતુ નવગુજરાતની ૧૧૧ લાખની વસતીમાંથી આદિવાસીઓનું પ્રમાણ ૧૩ લાખ એટલે લગભગ ૧૭ ટકા જેટલું છે. તેમાં વળી ગુજરાતના કેટલાક જિલ્લામાં તે સંખ્યા ઘણી વધારે છે. ડાંગમાં આદિવાસીઓની સંખ્યા ૮૪.૮૫ ટકા છે, સુરતમાં ૪૬.૭૪ ટકા, પંચમહાલમાં ૪.૯૭ ટકા, વડોદરામાં ૧૭.૪૮ ટકા અને સાબરકાંઠામાં ૧૦.૪૪ ટકા જેટલી છે. આ આદિવાસી પ્રજાના કલ્યાણના પ્રશ્નો, નવગુજરાતને હલ કરવાનાં કામોમાં આપણું નવોદિત રાજ્ય પછાત નહિ પડે એવી આશા રાખીશું.

આજના વિષયને સમજવા માટે ફક્ત નાયકા જાતિના વિષયને ચર્ચીશું. આ વિષયમાં એક સ્વતંત્ર પુસ્તક 'ગુજરાત સંશોધન મંડળ,' મુંબઈ નં. ૫૨ પાસેથી અંગ્રેજીમાં મળી શકે છે. તેમાંથી વધુ માહિતી મળશે.

પહેલાં તો આપણે જોઈએ કે સો વર્ષ પહેલાં નાયકા ભાઈઓની સ્થિતિ કેવી હતી.

### સો વર્ષ પહેલાંના નાયકાઓની સ્થિતિ

નાયકાઓની વસ્તી સુરત, પંચમહાલ અને વડોદરા એમ ત્રણ જિલ્લામાં વસે છે. તેમાંથી સુરત જિલ્લાના નાયકા વધારે નરમ છે અને તેથી પંચમહાલ જિલ્લાના નાયકને નાયકડા કહેવામાં આવે છે.

પંચમહાલ રેવાકાંઠાના રાનમાં રહેતા આદિવાસીઓ વિશે બે વાત ચાલે છે. તેઓના ઘરડા તે ચાંપાનેરના મુસલમાન અમીર તથા વેપારીઓના ઘોડાવાળા હતા ને સોળમા સૈકાની આખરે જ્યારે તે શહેર તૂટ્યું ત્યારે તેઓ જંગલમાં જઈ

રહ્યા હતા. બીજી વાત આ છે કે બાગલાણના રાજાએ ચાંપાનેરના રાજા પાસે જે લશ્કરી માણસો મોકલેલા તેના કુળના તેઓ છે.

દેખાવ

નાયકડા કદે ઠીંગણા, પાતળા પણ ચિવ્વડ મજબૂત છે. તેઓ અતિ શ્રમ વેઠી શકે છે, બહુ ચપળ મહેનતું છે ને હિંમતમાં પણ ઓછા નથી. તેઓ રંગે કાળા, કાળી આંખના ને ચપટા, બેડોળ ચહેરાના છે. પુરુષ અને સ્ત્રી બન્નેને માથે છૂટા લાંબા વાળ હોય છે.

ઘર

જે ઝૂંપડીમાં રહે છે તેના થાંભલા વગર ઘડેલા, લાકડાની ભીંત તે ખરુની છાણ મટોડીથી થાપેલી ને છાપરું અણિયાળું, ઘાસ તથા સૂકાં સાગ કે તાડનાં પાતરાંથી છાવેલું હોય છે. ઘરના બે ભાગ રાખેલા હોય છે, તેમાં એક ઢોરને માટે ને એક પોતાને માટે. આંગણામાં એક એક ઓટલા પર ઘાસ ભર્યું હોય છે ને મહુડાનાં ફૂલ તથા મકાઈ ડોડા સૂકવવાને રાખ્યાં હોય છે.

મિલકત

નાયકડાની મિલકત જૂજ છે, થોડાંક ઢોર, એકબે બકરાં ને થોડાંક મરઘાં, થોડાકને હોળ, પણ ઘણાંને વાસલો, કુહાડો, ઘંટી, સાબેલુ, ખાંડણિયુ ને થોડાંક માટીનાં વાસણો હોય છે.

પહેરવેશ

સારી હાલતવાળા, તે રાજપૂત ને કોળી જેવાં લૂગડાં પહેરે છે, પણ બીજા સૌ, કેડે તથા માથે ફેંટો કે લૂગડું વીંટાળે છે ને બૈરા ઘાઘરો, ઓઢણું ને કોઈ વાર ચોળી

પહેરે છે. કાને કલાઈ કે પિત્તળના વાળા સિવાય પુરુષો કંઈ બીજું ઘરેણું પહેરતા નથી. બૈરાં કલાઈના ચોકડા, મણુકા કે કૈડીની માળા, પિત્તળની બંગડી કે જે ભીલડીના જેવી, પણ એની પેઠે ઉપરાઉપર નહિ, પહેરે છે.

### ખોરાક

તેઓનો ખોરાક મકાઈની ઘેંસ છે. સારી હાલતના હોય તે જાડા ચોખા કે નાગલી, કોદરા ખાય છે. ગધેડું, કાગડો ને સાપ— એ સિવાય બીજાં થોડાંક જ પ્રાણીને તેઓ ખાતા નથી. મોટી કાળી કીડી, ખીસકોલી ને મૂએલા ઢોરને પણ તેઓ ખાય છે. તેઓ વાંદરાંને ઝાડનાં ઘેટાં કહે છે. કહેવાય છે કે મોટાં શહેરોમાં પણ નાયકડાને દેખીને વાંદરો બીને નાસી જાય છે. વરસમાં જ્યારે અનાજ ખૂટી પડે છે, ત્યારે તેઓ રાની ફળકંદ ખાય છે. તેઓ મહુડાનો દારૂ પીએ છે, મજૂરી કરે છે ને લાકડાં કાપે છે.

### કામ અને ગુજરાન

જે થોડાકને બળદ હોય છે, તે તેના તે જ ખેતર ખેડે છે, પણ ઘણા તો ટેકરીની બાજુ ઉપરની ઝાડી બાળી, તેની રાખની અંદર જાડું અનાજ વાવે છે. એને દાઝિયા ખેતી કહે છે. આ ખેતી ઉપરાંત મહુડાનાં ફૂલ, ફળ, ઓસડમાં કામ લાગે તેવાં મૂળિયાં, છાલ, ગુંદર, લાખ, મધ, મીણ વગેરે તેઓ ભેગાં કરે છે. સરકારી કામદાર અથવા જમીનદાર તેઓ પાસે લાકડાં કપાવે છે, અથવા તેઓ પોતે તે કાપી ગોધરા તથા બીજે ગામ જઈ વેચે છે. દરેક કામમાં તેઓના બૈરાં તેઓને મદદ કરે છે ને તેઓ ધંધો શોધવાને બહાર જતા નથી.

ઈ. સ. ૧૮૧૮માં જ્યારે તેઓ બ્રિટીશ સરકારની હકૂમત તળે આવ્યા, ત્યારે તેઓ કેવળ વિકરાળ જંગલી હતા.

૧૮૨૬માં તેઓ ભીલના કરતાં લૂંટફાટ કરવામાં, બહારવટું કરવામાં, ઘાતકીપણામાં, લોહીતરસ્યા થવામાં ને સ્વતંત્રતાને ચાહવામાં તથા સંસારી રીતની તદ્દન બેદરકારી રાખવામાં વધારે આગળ પડતા હતા. મુખીઓ પોતાનાં ટોળાંને ધાડ પાડવા મોકલતા અને સિંધી તથા મકરાણીને મદદમાં બોલાવતા. ઢોરને પકડી લાવી, ટેકરીની બાજુ પર રાખતા ને તેના ધણીને બોલાવી તેની પાસે નાણું લેતા ત્યારે પાછા આપતા, લૂંટનો માલ જેઓ તે કામમાં ભાગ લેનારા હોય તેઓને વહેંચી આપતા. ૧૮૩૮માં તેઓની ધાડલૂંટ એટલી વધી હતી કે તેઓને પકડવાને લશ્કરી ટુકડી મોકલવી પડી હતી. પછી વળી થોડાં વરસ તેઓ સીધા રહ્યા હતા. ૧૮૫૪માં તેઓ જંગલી તેમ જ લૂંટ, ચોરી કરનારા જ હતા ને જંગલમાં દૂર ન જવાય તેવે ઠેકાણે રહેતા. ૧૮૬૮માં પોતાનામાંના એક ભગતના ઉશ્કેરવાથી નાયકડાઓએ બંડ ઉઠાવ્યું હતું ને તે એટલું બધું જબરું હતું કે તેને બેસાડવાને હજાર ઉપર પાયદળ તથા સવારોનું, નવ ગોરા સરદારવાળું સૈન્ય મોકલવું પડ્યું હતું. લડાઈની શરૂઆતમાં જ, જેને ગોળી પણ ઇજા ન કરી શકે એમ મનાતું હતું, તે જ ભગત પડ્યો ને પછી સૌ વિખેરાઈ ગયા.

#### બીજી ટેવો અને ધાર્મિક માન્યતાઓ

નાયકડા આળસુ, ખરચાળ ને દારૂ પીવાની કુટેવવાળા, ગરીબ અને કરજદાર છે. તેના ઘરની વાર્ષિક આવક રૂ. ૬૦ થી તે ૧૦૦ સુધીની ને તેનો માસિક ખર્ચ રૂ. ૫ થી તે ૭ સુધીનો હોય છે. તેઓ કોહેલું કે મૂએલાનું માંસ ખાય છે તે નીચી જાત કહેવાય છે ને તેને કોઈ અડકતું નથી તો પણ તેના અડકવાથી અભડાઈ જવાતું નથી. બારિયા નાયકડા સિવાય બીજા બધા મુસલમાનો સાથે ખાય છે, પણ ઢેડ

ભાંગી સાથે નહિ. તેઓ બ્રાહ્મણને માનતા નથી ને તેઓની કહેલી ક્રિયાની દરકાર રાખતા નથી; શ્રાદ્ધ કરતા નથી. કોઈ કોઈ વખત હનુમાનને તેલ ચઢાવે છે ને દહેરામાં તેઓને પેસવા નથી દેતા તો પણ તેઓ પાવાગઢની માતાને પૂજે છે. તેઓ ભૂતપ્રેતને બહુ પૂજે છે. તેઓ મુસલમાની ધર્મને માનતા નથી ને તેની દરગાહ વગેરેને બલિદાન પણ આપતા નથી. ભૂતદેવને અનેક નામે બોલાવે છે ને તેઓને આરાધવાને જમીનમાં સાગનાં લાકડાં દાટે છે ને ઉપરથી માણસનાં મોઢાં જેવું ગોળ દેખાય તેમ તેને કાપેલાં હોય છે. આવી લાકડાની મૂર્તિને 'ખત્રી' કહેવામાં આવે છે. તેના ઉપર તેઓ ગાયનું દૂધ રેડે છે ને સિંદૂર લગાડે છે ને મટોડાના ઘોડાઓ હારદોર ગોઠવે છે. ક્રિયા કોળી પૂજારીઓ કરાવે છે ને જ્યારે ક્રિયા ચાલતી હોય ત્યારે નાયકડા દૂર ઊભા રહે છે.

લગ્ન

પરણુ અને મરણુ — એ બે જ ક્રિયાઓ નાયકડામાં છે. છોકરા–છોકરીની પરણવાની ઉંમર ૧૮ થી ૨૦ વરસની હોય છે. છોકરાનો બાપ, છોકરીના બાપ પાસે માગું કરે છે ને એ જો હા પાડે તો તે રૂ. બે થી પાંચ લગી તેને આપે છે. પછી તે થોડાક મિત્રો સાથે રૂપિયા એકનો ગોળ લઈ જઈ, થોડોક છોકરીના હાથમાં મૂકે છે ને તે ગોળના ઉપર એક રૂપિયો ને પૈસો મૂકે છે, બાકીનો ગોળ છોકરીનાં સગાંને વહેંચી આપવામાં આવે છે. લગ્નનો દહાડો ગ્રહ જોઈ નક્કી કરવામાં આવે છે. છોકરીના ઘરને આગણે તાજાં પાતરાંનો માંડવો બાંધે છે. પાછલે પહોરે વર પોતાનાં સગાં સાથે રણશીંગડાં, ઢોલ, કાંસાં સાથે પરણવા જાય છે. વરનો બાપ રૂ. ૧૫ થી તે ૫૦ લગી કન્યાના બાપને આપે છે ને પછી બંને કુટુંબ સાથે બેસી જમે છે. કન્યાનો બાપ દારૂ પૂરો પાડે છે ને વરવાળા પોતાનું ખાવાનું પોતે જ આણે છે

જમ્યા પછી વર–વહુને માંડવાની માહે કરેલી ચૉરીમાં સામસામાં બેસાડે છે ને દરેક કુટુંબમાનો એકેકો એમ બે ઘરડા પૂજારી આવી વર–કન્યાના હાથ મેળવે છે. ને છેડાછેડી ગાંઠ બાંધે છે, ને પછી તે બનેના ઉપર ચાદર નાખવામાં આવે છે. ને ઘરડાઓ આટો તથા ગોળ એ બેની ગોળીઓ વર વહુને આપે છે. વર ને વહુ બે વાર એકબીજાને ખવાડી રહે છે ત્યારે ઢાંકેલુ કપડું ખસેડી લે છે ને લગ્ન થઈ ચૂકયાં કહેવાય છે. પછી સૌ નાયકડા પીવાય તેટલો દારૂ પીએ છે ને નાચે છે—બૈરાં પુરુષો જુદાં.

ઘણી વાર આવી ક્રિયા નથી પણ થતી. છોકરી ૧૬ વરસની થઈ હોય ને બાપે વેશવાળ ન કર્યું હોય તો તે પોતાને ગમતા પાસે જઈને રહે છે અને એ જો રૂ. ૧૭ થી ૫૦ સુધી તેના બાપને આપે તો કઈ વાંધો રહેતો નથી, તેમ જ બૈરી ધણીને છોડીને બીજા પાસે જઈને રહે તો એ વરને રૂ. ૧૬ થી ૬૦ લગી આપે છે જો ધણી પોતાની બૈરી આપી દેવી કબૂલ કરે તો તેને કંઈ મળતું નથી.

વિધવા વિવાહ

ઘણી મરી ગયે બૈરી બીજા સાથે પરણે એ વખતે પણ કઈ ક્રિયા થતી નથી. બીજો ધણી નવો ઘાઘરો, કાપડું ને સાડી આપે છે ને પછી તેને પોતાને ઘેર લઈ જાય છે. પણ તે કામ રાતે થવું જોઈએ, કેમ કે એમ મનાય છે કે રંડાયેલી જો દહાડે પરણે તો આખું ગામ મરી જાય.

બહુપત્નીત્વ

એક પુરુષ ઘણી બૈરી કરી શકે. નાયકડા બીજી કોઈ જાતિ સાથે લગ્નનો વહેવાર રાખતા નથી. પણ જો કોળણ નાયકડા સાથે કે કોળી નાયકડી સાથે રહે તો તેઓને નાયકડાની જાતમાં દાખલ કરવામા આવે છે.

નાયકડાઓ મુડદાંને પોતાના ગામથી થોડેક છેટે બાળે છે. મુડદાંને વાંસ ઉપર ગાડામાં, બાળવાની જગ્યા કે જે 'સિવડી' કહેવાય છે ત્યાં લઈ જાય છે, પાસેનો સગો આગ મૂકે છે. નવ દહાડા પછી સગાંઓ બાળવાની જગ્યાએ જઈ રાખોડીનો ઢગલો કરે છે ને તેના ઉપર પાણીથી ભરેલો ઘડો મૂકે છે. ઘેર આવ્યા પછી મરનારનાં સગાં દાઢીમૂછ મૂંડાવે છે ને તે જ દહાડે આગ મૂકનારો પોતાને ઘેર ચોખા રાંધે છે. પછી એ ખાખરનાં ચાર પાતરાંની બાજ ઉપર મૂકી તેના ઉપર થોડું ઘી રેડી સળગાવી દે છે, પછી રહેલો ભાગ પાંચ પતરાળી ઉપર મૂકી ઘી છાંટી છોકરાઓને ખાવા આપવામાં આવે છે. બારમે દહાડે, મરનારનું કુટુંબ કોદરા–મકાઈને રાંધે છે ને બાળવા લઈ જનારાઓને જમાડે છે, ને જો તવંગર હોય તો આખું ગામ જમાડે છે. જમવા આવનાર બધા સાથે નથી આવતા, પણ જેમ જેને ઠીક લાગે તેમ જમી જાય છે. વર્ષ પછી અનુકૂળ દિવસે મોટો દહાડો ઊજવે છે: તે દિવસને 'પરજન' કહેવામાં આવે છે. આ પરજનની ઉજવણી દૂબળા, ઢોડિયા, ગામીત અને કુંકણા જાતિઓમાં પૂર ઠાઠથી ઊજવવામાં આવે છે.

તેમના ધર્મમાં ત્રણ તત્ત્વોનુ મિલન જોવામા આવે: મૂળ આદિવાસી સંસ્કૃતિ જેમાં તેમનાં પોતાના દેવ, દેવીઓ, પર્જન, રવલ વગેરે રિવાજો પાળવામાં આવે છે પછી બ્રાહ્મણો વતી હિંદુ ધર્મનુ પાલન થવાથી અને પારસી અને મુસ્લિમ ધર્મના સંસ્કારોની અસરથી તેમનામાં નવી નવી પ્રવૃત્તિઓ જોવામાં આવે છે. તેમનું જાતિપંચ પણ સુધરેલી રીતે પોતાનું જીવન ગાળવાને તત્પર છે અને તેમના જ્ઞાતિપંચના ઠરાવો પણ આ સમાજસુધારણાની વૃત્તિ વધારે પ્રમાણમાં દેખાડતા જાય છે.

બીજી આદિવાસી કોમો કરતાં નાયકા—નાયકડા ભાઈઓ પાછળ ગણાય, પરંતુ તેમના વિશે મેં લખેલું પુસ્તક આ સંબંધી દર્શાવી શકે છે કે ધીમે ધીમે આ કોમ પણ પાછળ હોવાના વર્ગમાંથી આગળ વધવાના પ્રયાસો કરે છે અને તેમને સફળતા ઇચ્છવી એ આપણો ધર્મ છે.

તા ૨૭-૧૧-૬૫ પો. ગો. શાહ

# ૧૩. ગામીતભાઈઓનું સંસ્કારજીવન

ગુજરાતમાં આદિવાસીઓની વસ્તી ૨૧.૫૦ લાખ છે તેમાં સૂરત જિલ્લામાં સૌથી વધારે લગભગ ૪૯ ટકા જેટલી છે. તેમાં દૂબળાઓની સંખ્યા ૧૮૦૦૦૦ જેટલી છે; અને ત્યાર પછી ગામીતોની સખ્યા ૯૮૦૦૦ એટલે લગભગ એક લાખ વ્યક્તિઓની થાય છે. આ અગત્યની જાતિ વિશે થોડી માહિતી ગુજરાત સંશોધન મંડળના ૧૯૪૯ના ઑક્ટોબરના અંકમાં શ્રી ઠાકોરભાઈ નાયકના લેખમા આપવામાં આવી છે. ત્યાર પછી મંડળ તરફથી ૧૯૫૬ થી ૧૯૫૭ સુધી તેમના વિશે સંશોધન થયુ હતું અને તેમને માટે એક પુસ્તક તૈયાર પણ થયું છે. તે પુસ્તક છપાવવામાં ઘણી મુશ્કેલી આવી પડેલી હોવાથી — ખાસ કરીને અગ્રેજી કે ગુજરાતી રૂપમાં પુસ્તક તૈયાર કરવા વિશે નિશ્ચિતતા ન થઈ હોવાથી — આ બધી માહિતી પ્રસિદ્ધ થઈ શકી નથી. તેથી આ અંકમાં ગામીત-ભાઈના સંસ્કારજીવન વિશે બે લેખો પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ગામીતભાઈઓની સંસ્કૃતિના વિશે પુસ્તક લખવામાં જે ઢીલ થાય છે તેને માટે તે ભાઈઓ મને ક્ષમા કરશે: અને તેમને વિશે ઉચ્ચ અભિપ્રાય બાંધવાને માટે અને તેમની ઉન્નતિ સાધવાના પ્રયત્નો કરવા માટે હવે અન્ય પ્રજાને એક વધુ સાધન મળશે.

ગામીતભાઈના સસ્કારમાં સંસ્કૃતિ અને આર્થિક જીવનમાં

શું શું પરિવર્તન થઈ રહ્યાં છે તેને વિશે ખ્યાલ આપવા માટે એક કુટુંબની ચાર પેઢીના સંસ્કારજીવનનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાંના ૬૨ વર્ષની ઉમરના ભાઈ શ્રી કિસનસિંહ અમરસિંહ રીટાયર્ડ ડેપ્યુટી એડ્યુકેશન ઇન્સ્પેક્ટર હોવા છતાં પણ ખેતીનું જીવન ગાળે છે અને તેમનાં પત્ની પણ ટ્રેન્ડ શિક્ષિકા છે. આ કુટુંબના જીવન પરથી એમ ધારવાનું નથી કે બધા ગામીતભાઈઓ શિક્ષિત કે સુધરેલા છે. પરંતુ એમ સમજવાનું કે આદિવાસી ભાઈઓને સહાય મળે, સાધન મળે અને યોગ્ય સલાહ મળે તો સાધારણ પ્રજા જેટલી ઊંચી કક્ષાએ પહોંચવાની તેમની શક્તિ, યોગ્યતા અને બુદ્ધિ છે.

### ઘાટા ગામનાં ત્રણ તેજસ્વી રત્નો કાનજીભાઈ, દેવજીભાઈ અને કિસનસિંહ

ઘાટા એ ગામીતોનું ગામ છે, અને વ્યારાની ઉત્તરે સાત માઈલે, સુરતની પૂર્વે ચાળીસ માઈલે અને માંડવીના અગ્નિ કોણમાં ચાર માઈલે આવેલું છે. એ નાશિકના ધોરી માર્ગ ઉપર આવેલું છે અને ત્યાંથી એ રસ્તે રામેશ્વરજી તરફનો દક્ષિણ ભારતનો માર્ગ આગળ વધે છે. ત્યાંથી ડાકોર જવાનો ટૂંકો માર્ગ નીકળે છે. ડાકોરના સુપ્રસિદ્ધ રણછોડજીના મંદિર માટે આ વન્ય જાતિઓને સારો ભક્તિભાવ છે. અહીંથી ભારતના વાયવ્ય ખૂણામાં આવેલા પવિત્ર ધામ દ્વારકા તરફ જાત્રાળુઓ આગળ વધે છે.

ઘાટાગામની બધી મળી વસ્તી ૭૫૦ની છે. જેમાં બધાં મળી ૧૨૦ કુટુંબ છે. મોટા ભાગના લોક ગામીતો છે અને બાકીનાઓમાં થોડા પારસીઓનો પણ સમાવેશ થાય છે.

આ ઘાટા એવું એક નાનું ગામ છે કે જ્યાં અસામાન્ય કહી શકાય તેવા સામાજિક કાર્યકરો અને સુધારકોનો જન્મ થયો હતો, કેળવણી પામ્યા હતા અને સ્થાનિક પરિસ્થિતિમાં માનવતાની પ્રાપ્તિ કરી ચૂકયા હતા. એમણે માત્ર ગામીતોના

જીવનમાં જ પરિવર્તન કર્યું, એટલું જ નહિ, પણ પરોશીની સમગ્ર રાનીપરજ જાતિના જીવનને પલટી નાખ્યું. પ્રગતિનો પ્રકાશ ઝળક્યો ઘાટામાં, પણ એણે પડોશના વન્યજાતિઓના સમગ્ર પ્રદેશને ઉજ્જ્વલિત કરી નાખ્યો.

લગભગ ૧૫૦ વર્ષ ઉપર, આ પ્રદેશના લોકો તદ્દન અજાણ અને પછાત હતા. પશ્ચિમના સુધારાનું પગલું પણ ત્યાં મંડાયું નહોતું. ત્યાં કોઈ વેપાર રોજગાર નહોતા, એ લોકો ખેતીયે કરતા નહોતા, અને સમય કેવળ આળસમાં જ પસાર કરતા હતા. એઓ માત્ર દૈવાધીનતામાં જ માનતા હતા અને પોતાના જીવનના પ્રત્યેક કાર્યમાં કોઈ દેવનું કે એવા બીજાનું નિયમન હોવાનું માનતા હતા. એ લોકો જે કાંઈ પ્રવૃત્તિ જેવું કરતા તેમાંનું એક કામ દારૂનાં પીઠાં ધરાવનાર પારસીઓની દેખરેખ નીચે દારૂ ગાળવાનું હતું. માંદાં માણસો દવા માટે જતાં જ નહિ. એનાથી ઊલટું જાદુ અને ભૂતડાકણોની ધાંધલમાં પડતાં હતાં. એમને સ્વચ્છતાના કક્કાનું પણ ભાન નહોતું. ન નાહવું, ન કપડાં બદલવાં અને ન ઘરની ચોખ્ખાઈ, કેળવણી લેવાનો તો સીધો વિચાર સુધ્ધાંયે એમને નહોતો. અક્ષરજ્ઞાનની કિંમતની તો એમને સમજે નહોતી; એઓ માનતા કે જે ભણે તે વહેલો મરી જાય. અજ્ઞાન અને ગરીબી ત્યાં ઘર કરી રહ્યાં હતાં. આવી આકરી પરિસ્થિતિમાં, આ ગામમાં, ૧૫૦ વર્ષ ઉપર કાનજીભાઈ નામના સાદું જીવન જીવતા માનવંત ખેડૂત રહેતા હતા. એમને જરૂરિયાતો નહિવત્ હતી. જંગલ ગાઢું હતું અને ખેતીને માટે વિશેષ અનુકૂળતા નહોતી. એક પારસી જમીનદારને ત્યાં અંગત નોકર તરીકે એમને કામ મળ્યુ. ભૂલાં પડેલાં ઢોર કે ડાકુઓનું પગેરું ઓળખી કાઢવાનું એ જાણતા હતા, અને એમના એ વિશેના નિર્ણય તરફ સામાન્ય રીતે સારો આદર હતો. એઓ પારસી જમીનદારના

'કારભારી' કહેવાતા અને વ્યક્તિગત મજૂરી દ્વારા પ્રાપ્ત કરેલી જમીનના વાટા પાડવામા તેમ તાડી અને દારૂ કરવા માટેના વૃક્ષોની જાળવણી કરવામા એમનો કેટલોક હાથ હતો કાનજીભાઈને ત્રણ પુત્રો હતા· ધૂરિયો, ખાવી અને મોચાડો આમાના મોટા પુત્રને હિસ્ને આ ગામના ઇતિહાસનો મહત્ત્વનો ભાગ આવવાનો હતો કાનજીભાઈનો પુત્ર ધૂરિયાભાઈ, પૌત્ર મકનજીભાઈ અને દેવજીભાઈ, પટેલ ટેટિયો અને પઠાણ ફતેહ ખાન જમાલખાનની મદદથી અજ્ઞાની લોકોમાના અસામાન્ય વ્યક્તિત્વવાળા ભાઈઓને મદદ કરવા આગળ આવ્યા

પોતાના મોટા પુત્રને માટે પત્ની શોધવાના વિષયમા આ કાનજીભાઈએ અસામાન્ય કોટિની યુક્તિ સ્વીકારી એને માટે એ નજીકના ગામ માગરોલમા ગયા ત્યાના વરસિયા નામના ગામીતના એ મહેમાન બન્યા વરસિયાએ પોતાની ત્રણ દીકરીઓ બતાવી. કાનજીભાઈને પગેરુ કાઢવાની અને માણસની ચાલ વર્તવાની પોતાની શક્તિ ઉપર વિશ્વાસ હતો, તેથી એ છોકરીઓ જે માર્ગેથી પાણી ભરીને આવવાની હતી તે મુખ્ય માર્ગ ઉપર જઈને બેઠા છોકરીઓની ચાલ ઉપરથી એમણે વચ્ચે ચાલતી છોકરીને પસદ કરી પસદગી મજૂર રાખવામા આવી અને વિધિપૂર્વક લગ્ન થયા પછી ઘેર લાવવામા આવી આ વહુ ખૂબ જ બુદ્ધિશાળી નીવડી એ પોતાના પતિને પારસીની નોકરી છોડી દેવાની અને સ્વતત્ર ખેતી કરવાની સતત પ્રેરણા કરવા લાગી એક વર્ષથી વધુ સમયને માટે પતિ જોખમ ખેડવા તૈયાર નહોતો, પરતુ નવી પરણેતરે ઢોરઉછેર અને નવા પાકના વેચાણનુ કામ એવી સરસ રીતે કર્યો કે પતિએ કાયમને માટે ધધો બદલવાનો નિર્ણય કર્યો એને કાઈ તકલીફ આવે એમ નહોતુ જ, કારણ કે એનો પિતા ભારે લાગવગવાળો હતો

ધાર્મિક અને સસ્કારી કુટુબમાથી આવેલી ધૂરિયાભાઈની

પત્નીએ પોતાના લોકોને દારૂની બંદીની સાચી પ્રતીતિ કરાવી આપી અને શાંત જીવન ગાળવા તરફ ખેંચી ગઈ. ઘાટા જાત્રાળુઓ અને સાધુઓનું કેન્દ્ર હતું અને વિદ્વાન સાધુઓ ધૂરિયાભાઈના સાદા જીવનપ્રકાર તરફ ખેંચાઈ આવતા હતા. એ લોકોને એમનામાં હિંદુ ધર્મકાર્યોની ધાર્મિક કેળવણી લેવાને પાત્ર વ્યક્તિત્વ જોવામાં આવ્યુ. મંદિરને માટે એક જુદું ઝૂંપડું બાંધવામાં આવ્યુ અને એમાં કેટલીય હિંદુ દેવમૂર્તિઓ પધરાવવામાં આવી. આ ઝૂંપડું જ મંદિર બન્યું ને એક અબ્રાહ્મણ સાધુને પૂજારી તરીકે નિયુક્ત કરવામાં આવ્યો. આ મંદિરનું એક કાયમી ટ્રસ્ટ બનાવવામાં આવ્યુ અને સાધુઓને એના માલિક તરીકે નિશ્ચિત કરવામાં આવ્યા. દૈનિક ભોગ-પદ્ધતિ—સવારમાં મંગળા, બપોરે રાજભોગ અને સાંજે સેન-ભોગની હિંદુ પ્રકારની સેવા પદ્ધતિ દાખલ કરવામાં આવી. પોતે ગામીત છતાં આ મંદિરના પુરસ્કારક તરીકે ધૂરિયાભાઈ મુખ્ય રહ્યા અને પિતા કાનજીભાઈથી જરા પણ ઓછી નહિ એવી લાગવગ ધરાવતા ધૂરિયા ભગત તરીકે જાણીતા થયા.

ધૂરિયા ભગતને બે પત્નીઓ હતી. આમાંની પહેલીને મકનજી અને દેવજી નામે બે પુત્રો હતા. આ માતા અતિથિપ્રેમી હતી અને જરૂરિયાત ધરાવનારાં માણસોને અનાજ પૂરું પાડતી. આ બે ભાઈઓ ચાર માઈલ ઉપર આવેલા ગુરખડિયા ગામ પાસે આવેલા મહાદેવ( ધાણેશ્વર )ના મંદિરના ભક્ત બન્યા અને એટલે દૂર આવેલા આ મંદિરે દર્શન કર્યા વિના અનાજ ન લેવાનું એમને વ્રત હતું.

ગુજરાતની બીજી જાતિઓમાં અન્ય સ્થળોએ સમયે સમયે આવેલી ધાર્મિક પ્રવૃત્તિઓ કરતાં આ ઘાટા ગામની પ્રવૃત્તિ કાંઈ બહુ જુદી નથી. દા. ત. ૧૯૨૩માં ચેપી રોગની જેમ ધર્મપરિવર્તનની પ્રવૃત્તિ સમગ્ર દેશમાં પ્રસરી હતી.

આને 'દેવીનો વા' કહેવામાં આવતો. આવી વ્યવસ્થિત પ્રવૃત્તિ આ પૂર્વે કદી થઈ નહોતી.

. લોકોને દારૂ, માંસ વગેરે છોડવાની પ્રેરણા કરવામાં આવતી હતી. સુરતમાં અને પડોશના તાલુકાઓમાં બધે જ આ પ્રવૃત્તિ પ્રસરી હતી.

મુખ્ય ઉપદેશક તરીકે મોચાડાને પસંદ કરવામાં આવ્યો હતો. એને પ્રચાર માટે પ્રત્યેક ગામ મોકલવામાં આવતો હતો. લોકોની સભાઓ ભરાતી હતી અને નેતાઓને સાંભળવામાં આવતા હતા. ત્યાં એકઠા થતા લોકોને ચુસ્ત રીતે નિયમિત જીવન ગાળવાનું હતું, એમણે દારૂ, ડુંગળી, લસણ વગેરે છોડી દેવાનાં હતાં અને બ્રહ્મચર્ય પાળવાનું હતું. આવું જીવન ગાળનારાઓને જ સભાઓમાં દાખલ થવાની અને નેતાઓને સાંભળવાની રજા મળતી હતી. આ પ્રવૃત્તિને ધાર્મિક આકાર આપવામાં આવ્યો હતો, તેથી કરી નિત્યના જીવનની પવિત્રતામાં દેવીને નામે દૃઢ વિશ્વાસ સ્થાપિત કરવામાં આવતો હતો; આ વન્ય જાતિઓને એવું મનાવવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો કે દેવી પોતે સમાજના કલ્યાણને માટે પધાર્યાં છે. એક નાની છોકરી પાસે ખૂલી સભામાં નવા નામથી શલ્લાબાઈ દેવીની પૂજા કરાવવામાં આવતી હતી અને એના નામે તેમ જ એની હાજરીમાં પ્રતિજ્ઞાઓ લેવામાં આવતી હતી.

લોકોને એ સમયે ગાંધીજીના ચરખા અને ખાદીની કિંમતની પ્રતીતિ કરાવવામાં આવતી હતી. એનુ પરિણામ એ આવ્યું કે લોકો જાજરૂ કરી પાણી લેવાનું, દરરોજ નાહવાનું, ઈશ્વરની પ્રાર્થના કરવાનુ, શનિવારે-સોમવારે ઉપવાસ કરવાનુ, અને સાદો શાકાહારી ખોરાક ખાવાનુ શીખ્યા. જીવતાં પ્રાણીઓની હિંસા નિરર્થક છે એવો ખ્યાલ પણ એમને

આપવામાં આવતો હતો. આમ, લોકોની બધી હાડમારી ઓછી થઈ અને આ દેવીમાં માનતા થયા.

સાચી હકીકત પ્રાપ્ત થયા પછી એ લોકો જાતે જ અસભ્ય ગીતો ગાવાનું છોડવા માંડ્યા, અને નાચણુંનો પણ એમણે ત્યાગ કર્યો, એવી સમજથી કે ઊગતા જુવાનોમાં એનાથી વ્યભિચારને પોષણ મળે છે. પોતાની જાતિનાં દેવ-દેવીઓને વળગી રહીને પણ હિંદુઓના દિવાળી, દશેરા જેવા તહેવારોમાં જોડાવાની કિંમત કરવા લાગ્યા.

આમ, 'દેવીના વા'ના ઔદ્ધિક પ્રચારે સમાજના ભિન્ન ભિન્ન વિભાગોને એકત્ર કરવામાં મદદ કરી. એને લઈ લોકોમાં સ્વચ્છતાની કિંમત વધી અને દારૂના ત્યાગને લઈને પૈસા બચવા લાગ્યા.

મૂર્તિપૂજાની દેવજીભાઈની શ્રદ્ધાએ આ વન્ય જાતિઓનાં જીવનમાં એક ઇતિહાસ ઊભો કર્યો. શનેશ્વર મહાદેવ અને હનુમાનજીના અનેક ચમત્કારોએ એ લોકોમાં શ્રદ્ધાની ભાવના જગાવી. દેવજીભાઈ અને એમના ભાઈ ઉપવાસ કરતા, અને મંગલા અને સાંજની આરતી વખતે ભજન કરતા. અત્યાર સુધી ગામીતો માત્ર વન્ય જાતિઓનાં દેવ દેવીઓમાં અને જાદુમાં તથા મેલામાં માનતા એ માન્યતામાં હવે ફેર પડ્યો.

દેવજીભાઈનો પુત્ર અમરસિંહ પણ મોટો સુધારક હતો. એમણે ઘણા સુધારા દાખલ કર્યા, જેને લઈ ગામીતોમાં તંદુરસ્ત અને સુખી જીવન પ્રસર્યું. મહારાજા ગાયકવાડે સ્થાપેલી શાળાનો અમરસિંગ પહેલો વિદ્યાર્થી હતો. એમને રેશમી સાડીઓ તૈયાર કરવાની વિદ્યા શીખવા અને 'મુલબેરી' વૃક્ષોમાં રેશમના કીડાના ઉછેર માટે ખેતર સ્થાપવા બંગાલમાં બહે-રામપોર ઉચ્ચ શિક્ષણ અર્થે મોકલવામાં આવ્યા હતા. વડોદરાના મહારાજાએ વ્યારામાં એક વાર દરબાર ભર્યો હતો

ત્યારે પોતાના ગામીત ભાઈઓના વર્તનથી દેવજીભાઈને ખૂબ લાગી આવ્યું હતું. જ્યારે ગ્રામજનોના હાથ ઉપર અત્તર લગાવવામાં આવ્યું ત્યારે જાણે કે એ ચાટવાનો પદાર્થ છે એમ સમજી લોકો ચાટવા લાગ્યા હતા. આને લઈ દેવજીભાઈને થયું કે ગામીત લોકોને કેળવણી આપવાની ખૂબ જ જરૂર છે. એ માટે એમણે પોતાના જ પુત્રોને કેળવણીને માટે મોકલી આપ્યા અને પોતે ગામીતોમાં રહેલી અંધશ્રદ્ધા દૂર કરવાને માટે અને એમનામાં કેળવણીનો વિકાસ કરવાને માટે ભારે શ્રમ કર્યો.

એમણે લગ્નપદ્ધતિમાં સુધારા દાખલ કર્યા અને લગ્નનો વિધિ સરળ કરી નાખ્યો. એમણે દવાની ઉપયોગિતાનો ખ્યાલ આપ્યો ને દારૂ છોડી દેવાની લોકોને ગળે વાત ઉતારી દીધી; આ રીતે એમણે ગ્રામજીવનને ઊંચે લાવવાને માટે ભારે સખત પ્રચાર કર્યો. લોકોને એમણે સ્વચ્છતા અને શરીરશુદ્ધિની જરૂરિયાત સમજાવી. પરંતુ એક મોટામાં મોટો સુધારો એમણે કર્યો કે પથ્થરનાં અને છીપલાનાં વજનદાર ઘરેણાંનો ત્યાગ કરવાના વિષયમાં સ્ત્રીઓને સમજાવી શક્યા. પોતાનું સૌભાગ્ય આનાથી જ જળવાય છે એવી માન્યતાને લઈ ઘણીયે સ્ત્રીઓએ આ વજનદાર ઘરેણાંને કારણે પોતાનાં જીવન ગુમાવ્યાં હતાં. આનું વજન ૨૦ થી ૩૦ રતલ સુધીનું થઈ જતું. શરીરનો છાતીનો ભાગ ઢાંકવાને માટે સફેદ પથ્થરનાં ટુકડાની માલાઓની સેરોની સેરો પહેરાવવામાં આવતી અને તેમને 'દોરિયા' કહેવામાં આવતાં. આ પથ્થરની ભારે માળાઓને દિનરાત પહેરવાના પરિણામે હાલચાલમાં ભારે અગવડ ઊભી થતી હતી અને તેમાં વંદા કે વિંછીના બચ્ચા ભરાઈ રહેવાથી અવારનવાર રોગો થઈ આવતા હતા, અને કેટલીકવાર તો એમાં ભરાઈ રહેલા વીંછીને લઈ મૃત્યુ પણ થતાં હતાં. આવા ભારે પથ્થરની માળાઓ કાઢીને સ્ત્રીઓને

અંગો ઢાંકવા ચોળીઓ અને સાદાં કપડાં પહેરવાની પ્રેરણા કરવામાં આવી. સ્ત્રીઓને મળેલી આ જાતની મુક્તતા સાંસ્કૃતિક પરિવર્તન લાવવામાં મહત્ત્વનો મુદ્દો બની; આને લઈ આ વન્યજાતિઓને ઘાટા ગામનાં મંદિરોની યાત્રાએ આવનારા જાત્રાળુઓ, મુસાફરો અને સાધુઓના સંપર્કમાં આવવાનો યોગ ઊભો થયો.

દેવજીભાઈએ નિભાવેલાં મંદિરોને માટે ભક્તોમાં શ્રદ્ધા વધારવાની પ્રવૃત્તિના ઇતિહાસે સાંસ્કૃતિક જીવનના કેટલાક મહત્ત્વના બનાવો લાવવામાં સરળતા કરી આપી. મહાદેવના નવા મંદિરમાં ગરબડિયા મહાદેવનુ સાદુ લિંગ પધરાવવામાં આવ્યુ. આ એક ગોળ પ્રકાશિત પથ્થર હતો. એમ કહેવામાં આવે છે કે એ પથ્થર નદીમાં ચાલ્યો જતો. જ્યાંથી જુદાં જુદાં કાર્યોને માટે એ બહાર નીકળી આવતો. દા. ત. એકવાર કોઈ એક મુસાફરે નદીની રેતમાંથી એને ઉઠાવ્યુ અને ચાંદીના સાચા સિક્કાનો રણકાર નક્કી કસોટી કરવા એને સરકારી સબ-ટ્રેઝરીમાં લઈ જવામાં આવ્યુ. જ્યાં સુધી એ લિંગને પાછુ મંદિરમાં લઈ જવામાં ન આવ્યુ ત્યાં સુધી સબ-ટ્રેઝરીમાં નાના મોટા ઉપદ્રવ થયા કરતા. બીજા એક પ્રસંગે જ્યારે એ નદીમાં પાછુ ચાલ્યુ ગયુ ત્યારે એક સાધુ પૂજા નિમિત્તે એને પોતાની સાથે લઈ ગયો, પરંતુ જ્યાં સુધી પાછુ મંદિરમાં ન લાવવામાં આવ્યુ ત્યાં સુધી ઘણા રોગ અને આફતો ઊભાં થયાં. આ જાતની માન્યતાઓ જેમ આ વન્યજાતિઓમાં પ્રચલિત હતી તેમ જ ત્યાંની અન્ય વસતીમાં પણ હજુ સુધી પ્રચલિત હતી.

દેવજીભાઈના કુટુંબ તરફથી અસ્તિત્વમાં આવેલાં અને નિભાવવામાં આવેલાં આ બેઉ મંદિરોને લીધે ગામીત પ્રજામાં થયેલાં પરિવર્તન અનેક પ્રકારનાં છે. વધુ અને વધુ સ્વચ્છતા, જીવનની નિયમિતતા અને સ્થિરતા, દારૂ અને કરજાઉ

સ્થિતિમાંથી મુક્તિ, વ્યભિચરિત જીવનમાંથી છુટકારો, ખેતી તરફ વધુ અને વધુ વિકસતી જતી ભક્તિ, અને સામાન્ય રીતે થાળે પડેલું સ્થિર જીવન આને લઈ વધુ અને વધુ વિકાસ સધાતાં ગયાં. ઘાટા ગામના આ જાતના જીવને આ લોકોના સામાજિક અને સાંસ્કૃતિક સંપર્કમાં આવેલા બીજા ગામીતો અને વન્ય જાતિઓના વર્તનને અસર કરી. ઘાટાના ગામીતોના આ સમૂહે એ વન્ય જાતિઓને જ્ઞાતિના રૂપમાં સ્થિર થવામાં સહાય કરી. એ રીતે લગભગ ૨૦ વર્ષોના સતત પ્રયત્નોને લઈ અને ચોક્કસ પ્રકારની સભાઓને લઈ એ જાતિઓમાં ચોક્કસ પ્રકારના નિયમો દાખલ થયા.

આ પ્રકારના પરિવર્તનને લઈ જે મોટો લાભ થયો તે આત્મસંયમ અને આત્મપર્યાપ્તિનો. પ્રસંગે પ્રસંગે એ લોકો ઉપવાસ કરવા લાગ્યા અને દરરોજ સ્નાન કર્યા પછી પ્રાર્થના કરવાનું શરૂ થયું. ગામીતોએ હિંદુઓના મહાદેવ, રામ અને હનુમાન એ દેવોની ભક્તિ શરૂ કરી તેમ છતાં એમણે વન્યજાતિઓના દેવોનો પૂરેપૂરો ત્યાગ હજી કર્યો નથી. એઓ હજી પણ દેવલી માતા, નાંદેરિયા દેવ અને બીજા પોતાના જૂના દેવોને આંશિક રીતે માને છે, કેમકે એમને પોતાના બીજા સમૂહોમાં હજી રહેવાનું રહ્યું જ છે અને તેથી જૂની પરંપરામાંથી અને જૂના સંબંધોમાંથી છૂટા પડવા માગતા નથી. ગામીતોમાં અત્યારે જમીનદારો અને કોન્ટ્રાક્ટરો તરીકે સારી રીતે સ્થિર થયેલા કેટલાય યુનિવર્સિટી-ગ્રેજ્યુએટો અને હુન્નરી કેળવણી પામેલા ભાઈઓ છે. સુરતની કૉલેજમાં ભણેલી કેટલીયે ગામીત બહેનો યુનિવર્સિટીની ગ્રેજ્યુએટો છે અને તે છતાં કેટલાએક ગામીતો ઘરઘાટીનું કામ પણ મુંબઈમાં કરે છે.

આ પરંપરામાં કિશનસિંગ અમરસિંગ ગામીતનું નામ પણ નોંધવા યોગ્ય છે. તેમણે અનેક ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં

તાલીમ મેળવેલી છે. આજે ૬૫ વર્ષની ઉંમરે પણ પૂરા સશક્ત અને કામગરા છે તથા ગુજરાતી સારી રીતે બોલે છે.

એમના પ્રપિતામહ શ્રી ધૂરિયાભાઈએ રામજીમંદિરની સ્થાપના કરી હતી. એમનુ કુટુંબ રામ અને હનુમાનનું પરમ ભક્ત હતું. સ્વ. ઝવેરચંદ મેઘાણીએ એમના 'માણુસાઈના દીવા' નામના વાર્તાગ્રંથમાં શ્રી કિશનસિંગના પિતામહ શ્રી દેવજી ભગતને અર્વાચીન લોહયુગના સંત તરીકે બિરદાવ્યા છે. આવા ધાર્મિક કુટુંબમાં જન્મ લીધો હોઈ જન્મથી જ એમનામાં બધા ઉત્તમ ગુણ ઊતરી આવેલા છે. વળી એમનુ ગામ એવા સ્થળ ઉપર આવેલું છે કે જ્યારે રેલવે અને મોટર જેવાં વાહન નહોતાં ત્યારે રામેશ્વર નાશિક વગેરે તીર્થસ્થળો તરફ જવાનો ટૂંકો માર્ગ ત્યાંથી પસાર થતો હતો. એથી જાત્રાળુઓ વિશ્રામ લેતાં. મંદિરના વહીવટ કર્તાઓમાંના એક હોવાને કારણે અને એ વહીવટ કર્તાઓ એ મંદિરમાં એક ધર્મશાળા પણ ચલાવતા હતા તેથી શ્રી કિશનસિંગ કેટલાંયે સંતો અને જાત્રાળુઓના સંપર્કમાં આવ્યા હતા. ગામમાં એમનુ કુટુંબ આગળ પડતું હતું તેથી સરકારી અમલદારો પણ અવાર નવાર એમને ત્યાં આવતા હતા. આમ શ્રી કિશનસિંગ ભિન્ન ભિન્ન પ્રકારના માણસોના સંપર્કમાં આવતા હતા તેથી એમના સામાન્ય તેમ જ ધાર્મિક જ્ઞાનમાં ઉત્તરોત્તર વધારો થતો રહ્યો હતો અને બીજા ગામીતોમાં જે ન હતું તેવો બહાદુરીનો અને ખેલદિલીનો ગુણ સારા સંપર્કને કારણે એમનામાં ખીલ્યો હતો.

સને ૧૯૦૨માં એક નાની ગામઠી શાળામાં એમની કેળવણી શરૂ થઈ. એ એક તેજસ્વી વિદ્યાર્થી તરીકે નીકળી આવ્યા અને મહારાજા ગાયકવાડે સ્થાપેલા છાત્રાલયમાં જોડાયા. અહીં એઓ શિક્ષકોને પ્રિય થઈ પડયા અને નાટય અને કવાયતમાં એમણે નામ મેળવ્યું. પ્રાથમિક શિક્ષણ પૂરું કર્યા

પછી, વડોદરા મહારાજા હાઈસ્કૂલમાં જોડાયા અને મેટ્રિક્યુલેશનની પરીક્ષા ૧૯૧૮માં પસાર કરી. એમણે સ્કાઉટ-પરીક્ષા અને ૧૯૨૧માં વાણિજ્યની સરકારી (કૉમર્સ જી. આઈ. સી.) પરીક્ષા પણ ઉત્તીર્ણ કરી. જ્યારે હજી અભ્યાસ કરતા હતા ત્યારે એ સામાજિક સુધારાનું કામ પણ સાથે સાથે કર્યે જતા હતા. આ સંસ્કાર એમના લોહીમાં જ હતા. આને લઈ આ વિષયમાં એઓ ઘણાં વ્યાખ્યાન પણ આપ્યે જતા હતા. ૧૯૨૧ થી ૧૯૨૩ સુધી એમણે મુંબાઈમાં નોકરી કરી, પણ તબિયત સારી ન રહેવાને કારણે ઘેર ચાલ્યા આવ્યા. ૧૯૨૭માં શ્રી રવીન્દ્રનાથ ટાગોરે બંગાળમાં શાંતિનિકેતનની સ્થાપના કરી ત્યારે ત્યાં અભ્યાસ કરવા માટે એમને ગાયકવાડ સરકારની શિષ્યવૃત્તિ મળી. ત્યાં બે વર્ષ તાલીમ મેળવી ૧૯૨૯માં પાછા ઘેર આવ્યા અને પોતાના ગામમાં એમણે સામાજિક કાર્યો કરવાનો આરંભ કર્યો.

૧૯૩૪માં જ્યારે વડોદરાના મહારાજાએ વ્યારાની મુલાકાત લીધી ત્યારે કિસનસિંગને સત્કાર સમિતિના પ્રમુખ બનાવવામાં આવ્યા હતા. આદિવાસીઓની સાથેની મુલાકાતને પ્રસંગે એમણે જે વ્યવસ્થા કરી આપી હતી તેનાથી મહારાજાને ઘણો જ સંતોષ થયો હતો. આને કારણે કિસનસિંગને રાનીપરજોની તપાસણી માટેના નિરીક્ષકના દરજ્જે નીમવામાં આવ્યા. આમ એઓ મહારાજાના કૃપાપાત્ર અને સરકારી સેવક બન્યા. નોકરી દરમિયાન પણ એમણે ઘણા સુધારા દાખલ કર્યા. એમણે અનેક શાળાઓને માટે મકાનો તૈયાર કરવામાં મદદ કરી અને બાળકોને ભણતા કરવાની અનેક યોજના અમલમાં મૂકી. કોઈ પણ ગામમાંથી આવતા બાળકને છાત્રાલયમાં પ્રવેશ મળી શકતો. તેથી અશિક્ષિત રહેવાની પરિસ્થિતિમાંથી અનેક બાળકોનો ઉદ્ધાર સરળ બન્યો. પોતે જ ખૂબ કડક અને શિસ્તના હિમાયતી હતા તેથી શિક્ષકો પણ શિસ્તબદ્ધ

હોય એવું ઇચ્છતા. આને લઈ બેદરકાર શિક્ષકો પણ નિયમિત થઈ ચૂક્યા હતા. એમની સત્તા નીચેની શાળાઓ હાજરી અને કેળવણીના વિષયમાં સર્વોત્તમ ગણાતી હતી.

સાથે સાથે એઓ ગામના વૈદની ફરજો પણ અદા કરી રહ્યા છે. એઓ મુંબાઈના આયુર્વેદિક વૈદ્યોને દવાઓ પૂરી પાડવાનુ પણ કામ કરતા હોવાથી ઔષધો વિશેનુ એમનુ જ્ઞાન પણ સારું છે. અને કોઈ પણ ખર્ચની પરવા કર્યા સિવાય રામમંદિરની દેખભાળ તો એઓ રાખે જ છે.

એમણે પોતાના મરણપથારીએ પડેલા પિતાને વચન આપ્યા પ્રમાણે, પિતાના મૃત્યુ પછી, ૧૯૪૧માં ઘરનો અને મિલકતનો વહીવટ સંભાળ્યો અને ૧૯૪૩માં માતાજીના દેહાંત પછી પોતાનાં પત્નીની મદદથી બધી જવાબદારી એમણે માથે ઉપાડી લીધી છે અને ડેપ્યુટી ઈન્સ્પેક્ટરની નોકરી છોડી દીધી છે. અત્યારે પણ રામજીમંદિરનું અને સદાવ્રતનુ એમનું મૂળ કામ તો ચાલુ જ છે. વળી એઓ ગામીત જાતિના પટેલ છે અને આમ સામાજિક સેવાનું કાર્ય પણ કર્યે જાય છે.

૧૯૫૭માં એઓ એમના ગામમાં અમારા એક ક્ષેત્ર-કર્મચારીના સંપર્કમાં આવ્યા ત્યારથી આદિવાસી સંશોધનના અમારા મંડળનો સતત સંપર્ક રાખે છે અને એમણે ગામીત જાતિના સાંસ્કૃતિક જીવનના વિષયમાં કીમતી માહિતી પૂરી પાડ્યા કરી છે. એઓ હંમેશાં વધુ અને વધુ માહિતી આપવા ઉત્સુક છે અને મુંબાઈ ચાર વાર આવી ગયા છે.

આમ, ઘાટા ગામના આગળ પડતા આ ગામીત એના સાચા અર્થમાં સમાજ-સુધારક છે અને પોતાની જાતિનાં કલ્યાણ અને ઉન્નતિને માટે પોતાનુ જીવન વ્યતીત કરી રહ્યા છે.

એક બીજા મારા ગામીત મિત્રનો આ પ્રસંગે પરિચય આપું તો તે અયોગ્ય નહિ ગણાય. એમનું નામ ઓડીસાવર આશ્રમની પાસેના સિંગપુર ગામના વતની શ્રી નરસિંહભાઈ ઠાકરભાઈ મિસ્રી; તેમણે વડોદરામાં સુથારી અને લોખંડી કામનો અભ્યાસ કરીને વડોદરા રાજ્યમાં સારી નોકરી કરી અને ત્યાંથી નિવૃત થયા પછી પોતાના ખર્ચે પોતાની અને અન્ય અન્ય જાતિના વિદ્યાર્થીઓને કેળવણી આપે છે. તેમની અને તેમના પત્નીશ્રીની જાતિકી મદદથી ક્ષત્રિય રાનીપરજ વિદ્યાર્થી વસતી ગૃહ તેઓ ચલાવે છે. આ આદિવાસી દંપતીએ વન્ય-જાતિ કેળવણીનું કામ જેવી રીતે માથે લીધું છે તેવું અન્ય સ્થળે થાય તો આદિવાસી ઉન્નતિનો પ્રશ્ન ઘણો સરળ થઈ જાય.

શ્રી નરસિંહભાઈને વન્યજાતિઓમાં ચાલતા નૃત્ય જીવન અને નૃત્ય વ્યવહાર સાથે એટલો અણગમો છે કે તેને તદ્દન બંધ કરવા અથવા તો રાત્રે બંધ કરી ફક્ત દિવસમાં જ ચાલુ રહે એવા કડક અભિપ્રાયના છે.

અન્ય ગામીતભાઈઓની સંસ્કૃતિ વિશે આખું પુસ્તક તૈયાર થયુ છે. તે પ્રસિદ્ધ થયુ નથી, પરંતુ Tribal life in Gujarat પુસ્તકમાં ગામીતભાઈઓ વિશે સાચી માહિતી તૈયાર થઈ છે. તેના મુખ્ય અંશો નીચે પ્રમાણે છે:

ગામીત જાતિની ઉત્પત્તિ ગામીણ–ગામણી–સંસ્કૃત પ્રાકૃત શબ્દો ઉપરથી થયેલી લાગે છે. જે આદિવાસીઓ જંગલમાં વસવાનું છોડીને ગામડાઓમા આવીને રહે અને ગામના મુખીની સાથે સહકાર કરી શકે તેવાને માટે આ શબ્દ વપરાય છે. માંગરોલ અને સોનગઢ જેવા જંગલી વિસ્તારોના ગામીતો પછાત હોય તે સ્વાભાવિક છે.

તેમનામાં લગ્નની પ્રથા ઘણી અચોળ હોય છે અને ઘણીવાર સામાજિક કારણોને લીધે જમાઈઓ ખંધાડિયા તરીકે સાસરે રહે છે. પરંતુ હવે કમાઈનાં સાધન વધવાથી અને ગામીતો મોટાં શહેરોમાં છેક મુંબાઈ સુધી સારા પગાર પર સારા કામ ઉપર આવી શકતા હોવાથી તેમના રીતરિવાજો અને રહેણીકહેણી અને લોકરીતોમાં ઘણો ફેરફાર થતો જોવામાં આવે છે; અને મારી ખાતરી થતી જાય છે કે અનુકૂળ સંજોગોમાં બીજી આદિવાસી જાતિઓની સાથે આગળ વધીને પોતાની સંસ્કૃતિનું રક્ષણ કરવા ઉપરાંત આપણા દેશની પ્રગતિ સાથે પોતે પણ જરૂર આગળ વધશે.

તા. ૨૨-૫-૬૫ પો. ગો. શાહ

## ૧૪. જ્ઞાતિબળોનું ઊર્ધ્વીકરણ

આ ટૂંકા લખાણમાં હું દેહાત અને શહેરના સામાજિક કાર્યકરોને કહેવા ઇચ્છું છું: 'સામાજિક હિતના કાર્યમાં જ્ઞાતિને એક સામાજિક બળ તરીકે સ્વીકારો, એને અવગણો નહિ. જ્ઞાતિ અને જ્ઞાતિના વાડાઓ જવા જોઈએ અને આખરે જશે જ, પણ એ જાય એ પહેલાં એ પ્રશ્નને શીતળા અને ટાઇફોઇડ જેવો ખરાબ રોગ ગણો અને એ રીતે હલ કરવાનો પ્રયત્ન કરો; પણ એને અવગણો નહિ. એ પ્રત્યે હમેશાં જાગૃત અને સાવચેત રહો અને તકેદારી રાખો કે આપણા જ્ઞાતિવિહીન અને વર્ગવિહીન સમાજ-રચનાના આદર્શને પ્રાપ્ત કરવામાં આડખીલી ન બની રહે. પણ એવો ભ્રમ કદી સેવશો નહિ કે વસતી ગણત્રીના ચોપડાઓમાં જ્ઞાતિને કોઈ કાયદેસરનું સ્થાન આપવામાં નથી આવ્યું અને આપણા બંધારણમાં કોઈ પણ સ્વરૂપમાં અસ્પૃશ્યતાને ગુનો ગણ્યો છે એટલે જ્ઞાતિવાદ અને અસ્પૃશ્યતા ચાલી ગયાં છે, અથવા તો ભવિષ્યમાં ચાલી જશે.'

ઘણાં વર્ષોના મારા સામાજિક કાર્યના અનુભવ પછી હું એવા મત ઉપર આવ્યો છું કે સમાજમાં જ્ઞાતિની અસર હજી એવી જ બળવાન છે, અને એ અસર, એ વૃત્તિને 'જ્ઞાતિને નાબૂદ કરો' એવી ફક્ત બુમોથી કાબૂમાં નહિ લાવી શકાય. એને કાબૂમાં લાવવા માટે એ વૃત્તિની પાછળ કામ કરતાં

સામાજિક અને નીતિનાં બળોને ધ્યાનમાં લેવાં જોઈએ. સામાજિક શિક્ષણની યોજનાના પાંચ મુખ્ય મુદ્દાઓ છે: (૧) અક્ષરજ્ઞાન વધારવું, (૨) સ્વાસ્થ્ય અને આરોગ્ય સંભાળ પ્રત્યે ધ્યાન આપવું, (૩) દરેક વ્યક્તિની આર્થિક સ્થિતિ સુધારવી, (૪) નાગરિકતા વિશેની ફરજો અને હક્કો સાથેની સભાનતા વધારવી, (૫) સમાજ અને વ્યક્તિની જરૂરિયાતોને અનુરૂપ હોય તેવા મનોરંજક કાર્યક્રમોને પ્રોત્સાહન આપવું. જે જ્ઞાતિઓમાં સ્વસ્થ અને નીરોગી બળોને સ્થાન છે એ જ્ઞાતિઓમાં આમાંના ઘણા મુદ્દાઓ ઉપર કામ કરી શકાય. એટલે મારું સૂત્ર છે: 'સહાનુભૂતિ દર્શાવતી જ્ઞાતિસંસ્થાઓ દ્વારા જ્ઞાતિભાવનાને સમાજશિક્ષણના આદર્શ તરફ વાળો.'

હું જ્યારે આ વાત કરું છું કે લાભદાયક જ્ઞાતિગત બળોને સમાજશિક્ષણના આદર્શને પ્રાપ્ત કરવા તરફ વાળવાં જોઈએ, ત્યારે મને યાદ આવે છે કે જાતીય (sex) જ્ઞાન સમાજસ્વાસ્થ્ય અને રાષ્ટ્રીય પ્રગતિ માટે કેવી રીતે જરૂરી ગણાયું. એ દિવસો ચાલી ગયા છે જ્યારે જાતીય જ્ઞાન નિષિદ્ધ મનાતું અને ડાહ્યા લોકો પ્રતિષ્ઠિત સમાજમાં એની વાત પણ ઉકેળતા નહિ. આજે તો જાતિને એક શક્તિશાળી સામાજિક અને માનસિક બળ ગણવામાં આવે છે, જે અભ્યાસ અને સહાનુભૂતિભરી દોરવણી માંગી લે છે. એવી જ રીતે એક કે બીજા સ્વરૂપમાં જ્ઞાતીય અને જૂથપ્રવૃત્તિઓ દુનિયામાં ઠેર ઠેર પથરાયેલી છે, અને એને સહાનુભૂતિભરી રીતે અને વૈજ્ઞાનિક રીતે વિકસાવી કાબૂમાં લાવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિએ જૂન, ૧૯૫૮માં એક પરિપત્ર કાઢ્યું હતું. એમાં જ્ઞાતિવાદ નાબૂદ કરવા માટેના નિયમોનો નિર્દેશ કર્યો હતો. એમાંના કેટલાક આ પ્રમાણે હતા: (૧) કોઈ પણ કાર્યશીલ કોંગ્રેસ સભ્યે જ્ઞાતિ અથવા

કોમી સંસ્થાના સભ્ય ન બનવું', (૨) જ્ઞાતિ અથવા એના નામે ચાલતી કોઈ પણ પ્રવૃત્તિ સાથે સંબંધ રાખવો નહિ, સિવાય એ પ્રવૃત્તિનું સ્વરૂપ ધાર્મિક હોય અથવા તો હરિજનોના ઉદ્ધાર માટે હોય કે પછી સમાજવિરોધી રિવાજો દૂર કરવા માટેની પ્રવૃત્તિ હોય.

ઉપરના નિયમોમાં હું એક વાત વધારે ઉમેરવાનું ઇચ્છું. જ્યારે પણ સંભવ હોય અને અને ત્યારે યોગ્ય જ્ઞાતિ સંસ્થામાં દાખલ થવું અને એ સંસ્થાઓ પાછળ કામ કરતાં સામાજિક બળોને રાષ્ટ્રીય એકતા અને સામાજિક શિક્ષણ તરફ વાળવાં.

બધા સામાજિક કાર્યકરોને ભૂતકાળમાં જ્ઞાતિને નાબૂદ કરવાના જે પ્રયત્નો થયા છે એનો ખ્યાલ છે. સૌથી પહેલો પ્રયત્ન ૨,૫૦૦ વર્ષ પૂર્વે ભગવાન બુદ્ધે કરેલો. એ બ્રાહ્મણોની રૂઢિચુસ્તતા સામે લડયા અને જ્ઞાતિને ધર્મ અને સમાજમાંથી કાઢવાનો એમણે બનતો બધો પ્રયત્ન કર્યો. પણ જ્ઞાતીય અને રૂઢિચુસ્ત બળોએ બુદ્ધ ધર્મને દેશમાંથી જાકારો આપ્યો. અને જે ધર્મ પવિત્રતા, પ્રેમ, સમાનતા અને ત્યાગ ઉપર રચાયો હતો એ હિંદુસ્તાનની બહાર વિકસ્યો.

જ્ઞાતિઓ ફક્ત હિંદુઓમા જ છે એવું નથી. મુસલમાન, શીખ અને ખ્રિસ્તીઓ જે લોકો સમાનતાની વાતો કરે છે એ લોકોમાં પણ હરિજનો છે, જેમને માટે દર્શન અને પૂજાની જુદી જગ્યાઓ નક્કી કરવામાં આવી છે અને મૃત્યુ પછી એમને દાટવાની કે બાળવાની પણ જુદી વ્યવસ્થા કરવામાં આવી છે.

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીએ જ્ઞાતિવિહીન, વર્ગવિહીન, શોષણ વગરના સમાજને રચવાનો ઘણો પ્રયત્ન કર્યો, અને હરિજનોની વચમાં રહી, હરિજન બાળકને પોતાના કુટુંબની વચમાં લાવીને અસ્પૃશ્યતા નિવારવાને માટે પણ ઘણું કર્યું.

આશ્રમના જીવનની એક ભારે શરત એમણે રોજ જાજરૂ સાફ કરવાની મૂકી, પણ આ બધું કર્યા છતાં સફળતા ન મળી, કારણ કે હજી આમજનતાનું હૃદયપરિવર્તન નથી થયું.

આપણે એ વાત એક પળ પણ ભૂલી જવાની જરૂર નથી કે આપણો આદર્શ જ્ઞાતિને નાબૂદ કરવાનો છે. પણ સાથે સાથે આપણે એ પણ તપાસવું જોઈએ કે કાયદેસરનો મૃત્યુ-દંડ જ્ઞાતિને અપાયો હોવા છતાં એ એવાં કયાં લાભદાયક બળોને લઈને હજુ જીવિત છે? એ પછી આપણે જ્ઞાતિ જીવનના નુકસાનકારક પાસાની નોંધ લઈશું જે નાબૂદ થવો જોઈએ.

૧. મનુષ્ય જૂથવૃત્તિવાળું પ્રાણી છે અને હમેશાં જૂથમાં રહેવાનું પસંદ કરે છે. કુટુંબ, સગાસંબંધીઓ સમાન ધાર્મિક અને સામાજિક રીતરિવાજો–એમની એ વૃત્તિને સંતોષે છે. એનો તો જ નાશ થઈ શકે જો એની જગ્યાએ એવી જ કોઈ કાર્યક્ષમ સામાજિક અને આર્થિક રચનાનો ઉદય થઈ શકે.

૨. સદીઓથી ઘડાયેલાં જૂનાં બંધનો તોડી નાંખવાનું સહેલું નથી. હિન્દીઓ દુનિયાના દરેક ભાગમાં જઈ વસ્યા છે. છતાં પણ પિતાના મૃત્યુ સમયે, બાળકના જન્મ અને લગ્ન પ્રસંગે હિંદુસ્તાન પાછા ફર્યા છે. હું એક રેલવેલાઈનથી દૂર એવા ગુજરાતના ગામડામાં આવેલી શાળા વિશે જાણું છું. એનો વહીવટ, આર્થિક દેખભાળ, દૂર દક્ષિણ આફ્રિકામાં વસતી એક હિંદી કોમ કરે છે, જો કે એ લોકો ભાગ્યે જ એ શાળાની મુલાકાત લઈ શકે છે.

૩. એવી જ રીતે એવી કેટલીક કોમો છે જે વિદ્યાર્થીઓને (૧) શિષ્યવૃત્તિ આપવા માટે (૨) તબીબી મદદ આપવા માટે (૩) કોઈને વેપાર શરૂ કરાવવા અથવા પરણવા માટે આર્થિક મદદ કરે છે.

૪. ભાટિયાઓની, લુહાણાઓની, મોઢની, સારસ્વતની, ખોજાઓની અને ખ્રિસ્તીઓની મુંબાઇમાં ધરખમ સંસ્થાઓ છે; વૈદ્ય અને સુવર્ણ વણિકની બંગાળમાં છે; કાયસ્થ, આહીર, ચમાર, જાટ અને રજપૂતોની ઉત્તર હિંદુસ્તાનમાં છે અને બીજી કોમોની બીજી જગ્યામાં છે.

૫. હું આદિવાસી નાયકો, ભીલ, દૂબળા, નાયકડા, ગામીત વગેરેનાં મંડળોથી પરિચિત છું. એ લોકો સામાજિક, આર્થિક અને ધાર્મિક એકતાને માટે મંડળો રચે છે, અને અનેક નિયમો જેમકે લગ્નના રીતરિવાજો, પહેરામણી આપવામાં થતો ખર્ચ અને બીજા પ્રસંગો જેમકે મૃત્યુ; લગ્ન, ગર્ભધાન માટે ઘડે છે. એ લોકો ભેગા થઈને શિક્ષણ અને શિષ્યવૃત્તિ માટે પૈસા ભેગા કરે છે. શિષ્યવૃત્તિ અને બીજા લાભો મેળવવા માટે મામલતદાર અને બીજા અધિકારીઓની મદદ મેળવવા માટે ગોઠવણ કરે છે.

૬. આ નૂતન જ્ઞાતિસંસ્થાઓની મહત્ત્વની બાજુ એ છે કે એ અખિલ ભારતીય કોંગ્રેસને દૃષ્ટિમાં રાખીને રચાયેલી સંસ્થાઓ છે. વંશપરંપરાગત પંચોને બદલે એ લોકો પ્રમુખ અને કાર્યવાહક સમિતિને દર વર્ષે અથવા મુકરર સમય માટે ચૂંટે છે. એ લોકોને ગામડાઓમાંથી અને તાલુકામાંથી સહયો મળી રહે છે અને એ લોકો તાલુકા, જિલ્લા અને રાજ્યની એકતા સાધવા પ્રયત્ન કરે છે અને ઘણીવાર અખિલ ભારતીય મંડળ રચી શકે છે.

આવી જ્ઞાતિય સંસ્થાઓ પ્રત્યે સામાજિક શિક્ષકનું કેવું વલણ હોવું જોઈએ? એણે એ પ્રત્યે નારાજી બતાવવી જોઈએ, અવગણવી જોઈએ કે બહિષ્કાર કરવો જોઈએ, કે પછી રાષ્ટ્રીય એકતા અને સામાજિક શિક્ષણના આદર્શોને સમજાવીને સહકાર આપવો જોઈએ?

હું એક વખત સરકારી પછાત વર્ગ સમિતિનો સભ્ય હતો, એટલે જ્ઞાતિય સંસ્થાઓમાં કેવાં નુકસાનકારક બળો કામ કરી રહ્યા છે એનો મને પૂરેપૂરો ખ્યાલ છે. એમાંનાં કેટલાંક આ મુજબ છે: (૧) સામાજિક વર્તણુકમાં પોતપોતાનું ચડિયાતાપણું બતાવાય છે અને એ રીતે અસ્પૃશ્યતાને તેમ જ પછાતવર્ગના આર્થિક અને સામાજિક શોષણને ઉત્તેજન અપાય છે. (૨) નાતજમણવાર, લગ્નપ્રસંગો, પહેરામણી અને બીજા સામાજિક ઉત્સવોમાં પૈસા વેડફાય છે (૩) સ્ત્રી સ્વતંત્રતા ભોગવી શકતી નથી. પરણ્યા પહેલાં, પરિણીત જીવન દરમિયાન કે પછી વિધવા બને છે ત્યારે, એમ કોઈ પણ સંયોગમાં તે સ્વતંત્ર રહી શકતી નથી. (૪) જ્ઞાતિને લીધે સમાજના ભાગલા પડી ગયા છે અને તેથી એકલતા અનુભવાય છે અને સામાજિક ગતિશીલતા અને ઔદ્યોગીકરણના વિકાસની આડે આવે છે (૫) આપણને સ્વતંત્રતા મળ્યા પછી પુખ્ત-મતાધિકારને કારણે રાજકીય સત્તા જ્ઞાતિઓમાં, ઔદ્યોગિક કામદારોમા અને 'રાજકીય જૂથોમા કેન્દ્રિત થઈ છે, દાખલા તરીકે 'આહીર, જાટ, ગુજ્જર અને ઉત્તર હિન્દુસ્તાનમાં વસતા રજપૂતો (૬)' કણબી અને તમ્બોલી જેવી પછાત કોમો પોતાનુ રાજકીય સંગઠન બનાવવાનો પ્રયત્ન કરે છે અને પોતે પછાત છે એ કારણે રાજકીય ફાયદાઓ મેળવવા ઇચ્છે છે.

એક સામાજિક વૈજ્ઞાનિક તરીકે મારો નમ્ર અભિપ્રાય છે કે આ બધી ખરાબ અસરો સામાજિક શિક્ષણ આપવાથી દૂર થઈ શકે. આપણી પાસે સહૃદયી, કેળવાયેલા સામાજિક કાર્યકરો હોય તો ન્યાય, સમાનતા અને ખેલદિલીની ભાવના જ્ઞાતિઓમા ફેલાવી શકાય.

આનો ખરો ઇલાજ તો ગ્રામોદ્યોગ, હાથઉદ્યોગ અને ઔદ્યોગીકરણ દ્વારા આર્થિક સધ્ધરતા લાવવી એ છે. ખેતીને પણ નફો અને વળતર આપતી કરવી એ અગત્યનું છે. પણ

જ્યાં સુધી બન્ને બાજુ હૃદયપરિવર્તન ન થાય અને સમગ્ર દેશની પ્રગતિ માટે આંતરિક, આધ્યાત્મિક દૃષ્ટિ ન આવે ત્યાં સુધી માત્ર ઔદ્યોગીકરણ અસ્પૃશ્યતા અને જ્ઞાતિને દૂર નહિ કરે. એ જાણીતું છે કે અમદાવાદનાં કારખાનાંઓમાં સૌથી અગત્યનો ભાગ હરિજનોનો છે. એ લોકોની વર્ષની રૂ. ૧,૫૦૦ની આવક હોવા છતાં પણ સામાજિક રીતે હજી અસ્પૃશ્ય જ રહ્યા છે. એ પણ જાણીતું છે કે દેશના છ કરોડ હરિજનોમાંથી ફક્ત ૫૨ લાખ હરિજનો જ જાજરૂ સાફ કરવાનો ધંધો કરે છે; બાકીના વણકરો તરીકે, ચામડાના વેપારીઓ તરીકે કે એવા નાના ધંધાઓમાં લાગેલા હોય છે.

ટાવિસ્ટોક સંસ્થાના પ્રાધ્યાપક શ્રી. એ. કે. રાઇસનાં સંશોધનોથી એક મહત્ત્વનો મુદ્દો તરી આવ્યો છે. 'જ્ઞાતિ-પ્રથાના ગમે તે લાભ–ગેરલાભ હોય તોપણ એમ કબૂલ કર્યા સિવાય છૂટકો નથી કે ભૂતકાળમાં જ્ઞાતિ એક મર્યાદિત છતાં પણ સ્થાયી સંગઠન હતું અને એના સભ્યોને એમાં એક પ્રકારની સલામતી લાગતી હતી. જેમ જેમ ઔદ્યોગીકરણે જોર પકડયું અને સુધારાઓ થવા લાગ્યા તેમ તેમ જૂની સંસ્થાઓ ભાંગી પાડવા લાગી. અને એટલા અંશે લોકોને જ્ઞાતિમાં એક પ્રકારની જે હૂંફ અને સંતોષ મળતાં હતાં તે બીજે શોધવાની તેમને જરૂર પડી છે.'

જ્ઞાતિને નાબૂદ કરવામાં બીજી મુશ્કેલી એ છે કે ભારતના બંધારણમાં શિડયુલ્ડ ન્યાતોનો કાયદાની દૃષ્ટિએ શિડયુલ્ડ બેંક જેટલું જ મહત્ત્વ અપાયું છે. જ્યાં સુધી આવી રીતે કેટલીક જ્ઞાતિઓ સામાજિક અને રાજકીય રીતે પછાત હોવાને કારણે ફાયદાઓ મેળવતી રહેશે ત્યાં સુધી જ્ઞાતિપ્રથા દૂર નહિ થાય. એક વખતે ૩૦૦ શિડયુલ્ડ જાતિઓ (tribes) હતા. ૮૦૦ શિડયુલ્ડ ન્યાતો હતી, અને લગભગ ૧,૪૦૦ બીજા પછાત વર્ગો હતા, જેમને સામાજિક, શૈક્ષણિક, આર્થિક રાહત અને રાજકીય

હક્કો મળતા હતા. આ પછાત જૂથોને મળેલા હક્કો અને લાભો જો કાયમ રાખવા હોય તો પોતાને જ્ઞાતિને કે વર્ગને નામે ઓળખાવવાનો પ્રયત્ન તેમણે સતત ચાલુ રાખવો પડે.

હિંદી સરકારની પછાત વર્ગની સમિતિના સભ્ય તરીકે મેં આનો વિરોધ કર્યો હતો. ખાસ હક્કો અને લાભો આપીને તો સતત જ્ઞાતિઓને જુદી રાખવાનું થાય. એવી જ રીતે મતદાન વખતે એમને માટે ખાસ બેઠકો જાળવી રાખવાનો અને પ્રધાનમંડળમાં એમને માટે ખાસ જગ્યા રાખવાનો પણ મેં વિરોધ કર્યો હતો. સામાજિક રાહત માટે આર્થિક ધોરણજ રાખવું જોઈએ એવું મેં સૂચન કર્યું હતું. જ્યાં સુધી આ સૂચનનો સ્વીકાર નહિ થાય ત્યાં સુધી જ્ઞાતિપ્રથા દૂર નહિ થાય અને એ પરિસ્થિતિ સામાજિક કાર્યકર્તાઓને એમના કામમાં સતત નડ્યા કરશે. હું આશા રાખું છું કે જ્યારે જ્યારે નવી સમિતિ શિડયુલ્ડ વર્ગ માટે નિમાશે ત્યારે આ મુદ્દો બરાબર ધ્યાનમાં લેવાશે અને આવી રીતે ખાસ હક્કો અને લાભો આપીને જ્ઞાતિભેદ ચાલુ રાખવામાં નહિ આવે.

તા. ક. ૧૯૬૩થી આ પછાત વર્ગોની સંખ્યા ઓછી કરવામાં આવી છે. એ શુભ સંજ્ઞા છે. પરજ્ઞાતિઓમાં લગ્નોની સંખ્યા વધતી જાય છે. તેપણ દેશની એકતાને માટે બીજી શુભ સંજ્ઞા છે. પરંતુ મારો એક વિચાર—કે જ્યાં જ્ઞાતિઓ પ્રચલિત હોય તેમના શુભ સંસ્કારો વધતા જતા રહે તેવી યોજના થાય તે ઇષ્ટ છે.

પો. ગો. શાહ

[Indian Journal of Adult Education નામના માસિકમા ગાધીજયંતી અંકમા (ઓક્ટોબર, ૧૯૫૮) Caste and Social Education; Sublimation of the Caste Impulse એ મથાળાં નીચે લખેલા લેખનો ગુજરાતી અનુવાદ ૧૯૧૯ના 'પ્રબુદ્ધ જીવન'મા પ્રસિદ્ધ થયેલો ]

## ૧૫. ઠક્કર બાપા સમાજસેવા સંશોધનના પ્રણેતા

શ્રી અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કરને આખી દુનિયા ઠક્કર બાપા તરીકે ઓળખતી હતી. તેમણે પોતાના ક્ષુદ્ર શરીરનો ૮૧ વર્ષની ઉંમરે તા. ૧૯–૨–૧૯૫૧ના રોજ ત્યાગ કર્યો, ત્યારે હરિજન અને આદિવાસી જાતિઓએ એક 'મોટો રક્ષક' ગુમાવ્યો. તેમના જવાથી સમાજસેવાના કાર્યકર્તાઓ અને બધા દલિત વર્ગોના એક મહાન સેવકનું આ પૃથ્વી પરનું જીવન પૂરું થયુ. પરંતુ તેમનો અમર આત્મા હિંદની સેવાવૃત્તિ ઉપર વિચાર કરતો હશે.

શ્રી અમૃતલાલ ઠક્કરનો જન્મ સન ૧૮૭૦માં ભાવનગરમાં શ્રી વિઠ્ઠલદાસ લાલજી નામના પ્રસિદ્ધ ઘોઘારી લુહાણા કુટુંબમાં થયો હતો. એમનાં માતાપિતા તરફથી તેમને ઘણા ઉત્તમ ગુણો મળ્યા હતા. તેમના કુટુંબમાં બીજા ડૉક્ટરો ને ઇજનેરોનો પણ સારી રીતે ઉછેર થયો હતો. શ્રી અમૃતલાલભાઈ સારા વિદ્યાર્થી તરીકે શિષ્યવૃત્તિઓ મેળવતા અને પુના ઍન્જિનિયરીંગ કૉલેજમાં તેમણે ઇજનેરની કેળવણી લીધી હતી. પછીથી તેમણે કેનિયામાં યુગાન્ડા રેલવેમાં ત્રણ વર્ષ નોકરી કરી હતી. તે વર્ષોમાં ૧૯૦૧–૦૨માં ગુજરાત સૌરાષ્ટ્રમાં છપ્પનિયો દુકાળ પડયો હતો. તેનું વર્ણન તેમના પિતાશ્રીના પત્રો મારફત તેમને મળતું હતું તે વિચારીને તેમને ભવિષ્યમાં સમાજસેવક અને દુષ્કાળના કામ કરવાને માટે સ્ફુરણ થઈ આવ્યું હતું.

ત્યાર પછી ૧૯૦૪થી ૧૪ સુધી તેમણે મુંબાઇ મ્યુનિસિપાલિટીમાં કાયમી ઇજનેર તરીકે નોકરી લીધી. તે વર્ષોમાં તેમણે મુંબાઇના શેઠિયાઓની પ્રીત કે ઓળખાણ સંપાદન કરવાને બદલે સર્વન્ટસ ઓફ ઇંડિયા સોસાયટીમાં શ્રી ગોપાલ કૃષ્ણ ગોખલે અને શ્રી વિઠ્ઠલરામજી શિંદે અને શ્રી દેવધરની સાથે ગાઢ સંબંધ સાધ્યો અને સારી મિત્રતા પ્રાપ્ત કરી હતી. તેમનું ખાસ કાર્ય દલિત વર્ગોના ઉદ્ધારને માટે સહકારી મંડળીઓ સંબંધી હતું.

શ્રી અમૃતલાલભાઈ બે વાર પરણ્યા હતા. પરંતુ તે બને પત્નીઓના અકાલીન અવસાનથી તેમને બાળકોની જંજાળ પ્રાપ્ત થઈ ન હતી. એમનાં માતુશ્રી ૧૯૧૧માં અને એમના પિતાશ્રી ૧૯૧૫માં મુંબાઇમાં જ મૃત્યુ પામ્યાં. આવી રીતે કુટુંબની જંજાળમાંથી સંપૂર્ણ રીતે નિવૃત્ત થવાથી તેમણે નોકરીની જંજાળ પણ છોડી દીધી. સારી આવકનો ત્યાગ કરીને દરિદ્રતા અને સમાજસેવાની પ્રતિજ્ઞા લીધી અને સર્વન્ટસ ઓફ ઇંડિયા સોસાયટીના સભ્ય થવાની તૈયારી કરી દીધી.

તેઓશ્રી સર્વન્ટસ ઓફ ઇંડિયા સોસાયટીમાં આજીવંત સભ્ય રહ્યા હતા. તેમની નિઃસ્વાર્થી સેવા પ્રસિદ્ધ હતી. અને તેમને માટે 'પ્રતિભાશાળી ઉપપ્રમુખ' એ નામ અપાતું હતું. અને કોઈ વખત એ સમાજના સભ્યો તેમને માટે 'છોટા મહાત્મા' એવું ઉપનામ પણ આપતા. તેમનો મહાત્મા ગાંધી સાથેનો સંબંધ પણ ગાઢ હતો. અને હરિજનના અને આદિવાસીઓના પ્રશ્નોમાં તેમણે ગાંધીજીનો સંપૂર્ણ વિશ્વાસ પ્રાપ્ત કર્યો હતો. એમના ૭૫મા વર્ષની જન્મતિથિ પ્રસંગે મહાત્મા ગાંધીના હસ્તે રૂ. ૭૫ હજારની થેલી એમને અર્પણ થઈ હતી. ઉપરાંત તેમના ૮૦મા જન્મદિન ૨૯મી

નવેમ્બર ૧૯૪૯ના દિને તેમને માટે સમસ્ત હિંદ તરફથી સ્મૃતિ ગ્રંથ અર્પણ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી તેમને હૃદયની બીમારી લાગવાથી તેમના અંતકાળનાં વર્ષો ભાવનગરમાં જ નિવૃત્તિમાં અને લેખનપ્રવૃત્તિમાં કાઢ્યાં હતાં. ગુજરાત સંશોધન મંડળના પ્રમુખ તરીકે પંચમહાલ ભીલ-સેવા પ્રશ્નો દ્વારા તેમની સાથે મારો સંબંધ ૧૯૪૧માં શરૂ થયો અને ત્યાર પછી હંમેશ ચાલુ રહ્યો હતો, અને પછી મેં તેમને તે વિષયમાં ગુરુ સ્થાપ્યા હતા. અમે જ્યારે ભીલોની નૃવંશ વિદ્યાની દૃષ્ટિએ મોજણી કરવાનો વિચાર નક્કી કર્યો ત્યારે મારે તેમની સાથે ઘણીવાર મળવાનું થતું અને તેમની સલાહ અને દોરવણી ઘણી ઉપયોગી થઈ પડી હતી. મારા લેખોનાં પ્રૂફ તપાસવામાં તેમણે મને અનેકવાર મદદ કરી હતી.

આ સંબંધી પત્રવ્યવહાર લાક્ષણિક હોવાથી ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકના ઠક્કરબાપા અંકમાં પ્રસિદ્ધ થયો છે. અમારું મળવાનું સર્વન્ટસ ઓફ ઇંડિયા સોસાયટીની ઓફિસમાં થતું. પરંતુ ત્યાં તેમને પૂરતી શાંતિ નહિ હોવાથી તેઓ મારી સાથે મોટરમાં ચોપાટી પર જઈને શાંતિમાં ચર્ચા કરતા. જ્યારે અમારી મોજણીનુ કામ શરૂ થયુ ત્યારે દરેક ભીલને અમારે સંશોધન વખતે પૈસા આપવા એ સૂચનામાંથી અમને છૂટા કરીને સંશોધનને સ્વતંત્રતા આપવામાં એમનો સંપૂર્ણ ટેકો હતો. અમે પૈસા આપવાના બદલે એકત્રિત થયેલાં ભીલ ભાઈબહેનોને ગોળધાણા વહેંચતા.

ઠક્કર બાપાની જીવનનીતિ અને વ્યવહાર-પ્રવૃત્તિ સરળ અને સીધી હતી, અને કરકસરથી કામ કરવું એનો સ્પષ્ટ અનુભવ પ્રત્યક્ષ ઉદાહરણથી આપતા. એમણે નિઃસ્વાર્થી અને ખંતીલા કાર્યકરોને ભેગા કરીને નાણાંનો ખોટો વ્યય ન થાય તેની સંભાળ રાખીને વિશાળ ક્ષેત્રોમાં આખા હિંદમાં

આદિવાસી અને હરિજનોના ઉદ્ધારનુ કાર્ય સારી અને મ ગીન રીતે સ્થાપ્યુ છે. એમની કરકસરનો એક દાખલો એમના બિસ્તરા ઉપર જાતે થીંગડાં ચોડવાનો અને તૂણવાની પ્રથા હતી; તેનાથી અન્ય સેવકો ઉપર સારી છાપ પડતી. અને એમના સેવકો કહેતા કે પોતાને નવા બિસ્તરાના પૈસા ખર્ચવાને જો પૈસા ન મળે તો આશ્રમશાળાના શિક્ષકોને માટે વધારે પગાર શી રીતે માંગી શકાય?

આટલી અંગત નમ્રતા અને વિવેક હોવા છતાં સૈદ્ધાંતિક વિષયોમાં શ્રી ઠક્કર બાપાએ ઘણો સારો ફાળો આપ્યો છે. હિંદની સ્વરાજ્ય પ્રાપ્તિ પછી દલિત વર્ગોને માટે તેમણે નવા કાયદાઓમાં શું શું નિયમો ઘડવા, અને તેમના હક્કો, અને તેમની વ્યવસ્થા કરવાને માટે શું શુ ગોઠવણો કરવી તે વિશે તેમણે શ્રી ગાંધીજી જેવા કાયદાવિશારદ સાથે મળીને ઘણું કામ કર્યું છે. તે સંબધમા એમનુ નામ અમર રહેશે પરંતુ તે ઉપરાંત તેમણે મારા પોતાના જીવનમાં નમ્રતા, ખંત, અને આદર્શો ને સ્વમાન કેળવવાને માટે પ્રસગો આપીને મને કૃતકૃત્ય કર્યો છે. જેવી રીતે મે શ્રી ગોવર્ધનરામને મારા સાહિત્ય ગુરુ માન્યા છે તેવી જ રીતે સમાજસેવાના વિષયમાં મેં તેમને મારા ગુરુ ગણ્યા છે, ગુરુદક્ષિણા તરીકે ગુજરાત સંશોધન મંડળનો ઠક્કરબાપા સ્મૃતિઅંક હુ તેમને અર્પું છું.*

પો ગો શાહ

* ગુજરાત સશોધન મ ડળના ત્રિમાસિકમા જુલાઈ ૧૯૫૨મા પ્રસિદ્ધ થયેલા શ્રી ઠક્કરબાપા સ્મૃતિ ગ્રથમા છપાયેલા મારા લેખ ઉપરથી

## ૧૬. કર્નલ જેમ્સ ટૉડ

હિંદના અર્વાચીન ઇતિહાસકારોમાં અને હિંદી સંસ્કૃતિને પશ્ચિમના વિદ્વાનોમાં પ્રસિદ્ધ કરનાર વ્યક્તિઓમાં સર વિલિયમ જોન્સ (૧૭૯૮), કોલબ્રુક, સર વિલિયમ હન્ટર, ફરગ્યુસન, બરગેસ, કઝન્સ, બુહલર વગેરેનાં નામ આવે છે. વળી મરાઠી રાજ્ય સત્તાના અંતમાં (૧૮૧૮ના પછીના કાળના) ઇતિહાસકારોમાં કર્નલ જેમ્સ ટૉડ (૧૭૮૨–૧૮૩૫), માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન, મેડોસ ટેલર, કિન્લોક ફોર્બ્સ (૧૮૨૧–૧૮૬૫) વગેરેનાં નામો પ્રસિદ્ધ છે. કર્નલ જેમ્સ ટૉડની મરણતિથિની તા. ૧૭મી નવેમ્બર ૧૯૬૦ના દિવસે ૧૨૫મી સંવત્સરી મુંબઇના રેડિયો સ્ટેશને ઊજવી હતી. તે પ્રસંગે આપેલા ભાષણની નોંધ ઉપરથી આ લેખ તૈયાર કર્યો છે; તેનો ઉપયોગ કરવા દેવા માટે તેમનો ઉપકાર માનુ છું.

કર્નલ જેમ્સ ટૉડનો જન્મ ઇંગલંડના ઇસ્લીંગટન નામના સ્થળમાં થયો હતો. તેને ઇસ્ટ ઇંડિયા કંપનીમાં કેડેટની જગ્યા મળી અને તેથી વુલવીચની રાજ્ય પાઠશાળામાં અભ્યાસ કરીને માર્ચ ૧૭૯૯માં તેને બંગાળ તરફ નોકરી માટે વિદાય કરવામાં આવ્યો. થોડા મહિના પછી મલાક્કા દ્વીપમાં નોકરી કર્યા પછી તેમને ૧૪મી દેશી પાયદળમાં અધિકારી નીમવામાં આવ્યા હતા; આ પાયદળ સેનાની કલકત્તાથી હરદ્વાર સુધીની હકૂમત હતી, તેમને ઇજનેરી ખાતામાં જમીનની મોજણી

કરવામાં કુશળતા પ્રાપ્ત કર્યા પછીથી દિલ્હી પાસેની એક જૂની નહેરની મોજણી કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. ત્યાંથી તેમને દોલતરાય સિંધિયાના રાજદરબારમાં બ્રિટીશ પ્રતિનિધિ મિ. મર્સરના મદદનીશ તરીકે મોકલવામાં આવ્યા. તે વખતે મુસાફરી કરવાને માટે વિશ્વાસલાયક નકશા પણ નહોતા; તે કામ કરવાનું પણ યુવાન ટૉડે માથે લીધું. આ નકશા બનાવવાને માટે તેણે દેશી માણસોને સંભાળથી શિક્ષણ આપીને સારી રીતે તૈયાર કર્યા; તેમની ટુકડીઓના કામ ઉપર જાતે દેખરેખ રાખીને તેમણે ઘણી ચોકસાઇભર્યા અને આધારભૂત નકશાઓનો સારો સંગ્રહ બનાવ્યો જેનાથી પાછળથી બ્રિટીશ રાજ્યની સ્થાપના અને વહીવટમાં ઘણી જ મદદ મળી હતી. આ માપણીના પ્રવાસ સાથે તેમની ઐતિહાસિક દૃષ્ટિ, પ્રજા અને દેશી રાજાઓની સાથેની સહાનુભૂતિ, અને દેશી સંસ્કૃતિને સમજવાની તીક્ષ્ણ તમન્ના હોવાને લીધે તેમણે ઘણી સ્વતંત્ર અને અગત્યની નવી શોધો કરી હતી. આ બધા સંગ્રહનો જથો તેમણે દરવર્ષે એકઠો કર્યો હતો અને છેવટે ૧૮૨૩માં ઇંગ્લંડ લઈને ત્યાં 'રાજસ્થાન' પુસ્તક રચવામાં વાપર્યો હતો.

સિંધિયાની સેનાની સાથે જમીનની માપણી કરવા માટે ઉદેપુરથી ચિતોડગઢ, માલવા, બુંદેલખંડની સીમા ઉપર આવેલા કમલાસા સ્થળે પહોંચ્યા. ઈ. સ. ૧૮૦૭માં સિંધિયા સેનાએ શાહટગઢને ઘેરો ઘાલ્યો હતો ત્યારે લે. ટૉડ થોડા સિપાઈઓ સાથે બેટવા નદીની પાસે થઈને ચંબલનાં અજ્ઞાત સ્થળોમાં પહોંચ્યા અને ત્યાંથી કોટા ગયા. રસ્તામાં ચંબલની સાથે વહેતી કાલીસીંધ, પાર્વતી, બનાસ વગેરે મુખ્ય મુખ્ય નદીઓના સંગમનો પત્તો એમને મળ્યો. એઓ પછી આગ્રા પહોંચ્યા. આ મુસાફરીમાં તેમને લૂંટારાઓનો સામનો કરવો પડતો હતો અને કેટલીકવાર રાતે ઠંડા લઈને મુસાફરી કરવી પડતી,

કોઈકવાર લૂંટાઈ પણ ગયા હતા. આ બધી મુશ્કેલીઓ સહન કરીને રાહટગઢ આગળ સિંધિયાની સેનાને મળ્યા. રાહટગઢ આગળ વધારે રોકાણ થવાનું હોવાથી એમણે ભરતપુર, જયપુર, ઇન્દરગઢ વગેરે સ્થળો જોયાં અને એ માર્ગે થઈ સાગર ગયા અને ત્યાંથી માહિતી મેળવી પાછા રાહટગઢ આવ્યા.

તેઓ રજપૂતાના, માળવા, મેવાડમાં વર્ષો સુધી ફર્યા પછી ઈ. સ. ૧૮૧૨માં દૌલતરાવ સિંધિયાએ ગ્વાલિયરમાં મુખ્ય રાજધાની કરી ત્યાં સુધી કર્નલ ટૉડે આ બધાં શહેરો અને સ્થળોની માપણીનુ કામ ચાલુ રાખ્યુ. શેખ અબ્દુલ બરકત અને મદારીલાલ નામના મદદનીશોની સહાયથી ઉદેપુરથી ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, લખપત, સિંધ હૈદરાબાદ, સતલજ તેમ જ રજપૂતાનાનાં રેતીનાં સ્થળોની ભૌગોલિક સ્થિતિ સમજી પુષ્કળ નોંધો તૈયાર કરી. રજપૂતાના અને એની આસપાસના પ્રદેશોના ઇતિહાસ, ભિન્ન ભિન્ન નગરો વચ્ચેનું અંતર, એ પ્રદેશના રીતરિવાજો જાણવા માટે તે તે પ્રદેશના માહિતગાર લોકોને ઈ. સ. ૧૮૧૨ થી ઈ. સ. ૧૮૧૭ સુધી ગ્વાલિયરમાં રહ્યા ત્યાં સુધી બોલાવી ઇનામો આપી એમણે માહિતી મેળવી. આ લોકોની માહિતી અનુસાર માપણી યંત્ર દ્વારા એ પ્રદેશોની મોજણી એમણે કરી અને એ પ્રદેશોનો નકશો તૈયાર કરી ઈ. સ. ૧૮૫૫માં હિંદુસ્તાનના ગવર્નર જનરલ માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સને એમણે ભેટ કર્યો. એ નકશાની એક નકલનો તેમના હસ્તાક્ષર સાથે પ્રામાણિક કૃતિ તરીકે સ્વીકાર થયો હતો. આ નકશો પિંઢારાઓના ત્રાસનો સામનો કરવાને માટે અને એની સાથે લડવાને માટે સ્થળોની માહિતી આપવા માટે સરકારને ઘણો ઉપયોગી થઈ પડચો હતો. આ પછી લે. ટૉડે માળવાનો નાનો નકશો બનાવ્યો હતો અને સરકારને મોકલ્યો હતો જે પેશ્વાના રાજ્યની સાથે સુલેહ સમયે ઘણો મદદરૂપ બન્યો હતો. આ પ્રકારની ભુગોળ સંબંધી શોધોથી

કેપ્ટન ટૉડે અચલ કીર્તિ સંપાદન કરી એ નકશામાં કંઈ ભૂલો રહી ગઈ કે કોઈ અજાણ્યુ સ્થળ રહી ગયુ તેની પૂરણી જ્યારે એઓ રાજપૂતાનાના પોલિટિકલ એજન્ટ બન્યા ત્યારે કરી. રાજપૂતાના અને એની આજુબાજુના પ્રદેશોનો નકશો એમના સન ૧૮૨૯માં છપાયેલા 'રાજસ્થાન' નામના પહેલા પુસ્તકમાં પ્રારંભમાં મુકાયલો છે.

ઈ. સ. ૧૮૧૩માં એમને કેપ્ટનનું પદ મળ્યું અને ૧૮૧૫માં એ જ રેસિડન્સીમાં બીજા વર્ગના આસિસ્ટંટ તરીકે નિયુક્ત થયા અને ત્યાંથી રાજકીય વિભાગમાં એમની નોકરી શરૂ થઈ. ૧૮૨૩માં લંડન ગયા પછી પણ તેમની લશ્કરી નોકરી ચાલુ હતી અને ૧૮૨૪માં તેમને મેજર અને ૧૮૨૫માં લેફ્ટનંટ કર્નલની પદવી પ્રાપ્ત થઈ. ત્યાર પછી તેમને કોઈ ખિતાબ મળ્યો નથી અને કોઈ તેમને માટે સર જેમ્સ ટૉડ નામ વાપરે તો તે ખોટું છે.

ઈ. સ. ૧૮૧૩માં મરાઠાઓનું જોર ઘણું વધ્યું. રાજમહેલોમાં જૂના રજપૂત રાજકુટુંબના સંબંધમાં આવનાર તેમ જ ગ્રામ્ય જીવનના ગાઢ સંપર્કમાં આવનાર કેપ્ટન ટૉડને રાજસ્થાની પ્રજામાં પ્રવર્તેલા ત્રાસથી ઘણું દુઃખ થયું. પરંતુ મરાઠાઓના ત્રાસમાંથી રક્ષણ આપવાની ઇચ્છાને સફળ બનાવવામાં એમને ઘણી મુશ્કેલીઓ પડી, કારણ લૉર્ડ મિન્ટોએ દેશી રાજ્યોના સંબંધમાં હસ્તક્ષેપ નહિ કરવાની નીતિ જાહેર કરી હતી. આથી મરાઠાઓનો ઉપદ્રવ વધ્યો. રજપૂતાના લૂંટારાઓનુ ઘર બન્યું. મરાઠા અને પીંઢારી ભીલો અને બીજા લૂંટારાઓ પ્રજાને હેરાન કરતા એટલું જ નહિ પણ બ્રિટીશ વસાહતો ઉપર પણ છાપા મારતા. આ લૂંટારાઓના ત્રાસને નાબૂદ કરવા ૧૮૧૭માં કલકત્તાથી લોર્ડ હેસ્ટિંગ્સે ચારે દિશામાં સૈન્યો મોકલી પીંઢારાઓને હરાવ્યા. આ કાર્ય માટે પીંઢારાઓની ઉત્પત્તિ, જાતિ અને વર્તમાન સ્થિતિ વિશે

કેપ્ટન ટૉડે એક અભ્યાસમય નિબંધ લખી સરકારને મોકલ્યો અને પીંઢારા સાથેની લડાઈ માટે પોતાની સૂચનાઓ કરી જે સૂચનાઓ લોર્ડ હેસ્ટિંગ્સે ધ્યાનમાં લીધી હતી. જે જે રાજાઓએ પીંઢારા અને મરાઠાઓની સામે લડવામાં સરકારને મદદ કરી હતી તે તે રાજાઓને કેપ્ટન ટૉડે બક્ષિસ અપાવી અને એ દ્વારા બધાને પ્રેમ અને સમતાથી મિત્ર બનાવ્યા. આ એમની દીર્ઘદૃષ્ટિ અને કુનેહથી દેશી રાજાઓમાં એમણે ગૌરવભર્યું માનવંતું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

પીંઢારાઓ અને મરાઠાઓના ઉપદ્રવ નષ્ટ થયા પછી સરકારે કેપ્ટન ટૉડને ઉદેપુર, જોધપુર, કોટા, બૂંદી અને જેસલમેરનાં રાજ્યોના પોલિટિકલ એજન્ટ નિયત કર્યા હતા. એ હોદ્દા માટે ઈ. સ. ૧૮૧૮માં એઓ ઉદેપુર આવીને રહ્યા. પાંચ વર્ષના સમયમાં આ રાજ્યોની સ્થિતિ સુધારવાના કે. ટૉડના પ્રયત્નો સફળ થયા અને તેને માટે તેની ઇજ્જત અને કીર્તિમાં ઘણી વૃદ્ધિ થઈ. ઉદેપુર શહેરમાં ૧૮૧૮માં ફક્ત ૩૫૦૦ ઘરો હતાં તેની સંખ્યા વધીને ૧૦,૦૦૦ની થઈ હતી. આવી સંગીન પ્રગતિ પાંચે પ્રાંતોમાં થઈ હતી.

આ સમયમાં કોટા, નાથદ્વારા, કુંભલગઢ, ધાણેરાવ, નાંદોલ વગેરે સ્થળોની મુલાકાત લીધી. નાંદોલમાં એમને રાવ લામણસીના સમયના બે શિલાલેખો (સંવત ૧૦૨૪, ૧૦૨૯) મળ્યા જેમાં અજમેર અને નાદોલના ચૌહાણો, જાલૌર, સોનગરો અને સિરોહીનાં મંદિરોના પ્રાચીન ઇતિહાસની વિગતો મળી. આ લેખોની સાથે વિ. સં. ૧૨૧૮ના આલ્હણદેવના સમયના બે તામ્રપત્રો મળ્યા. તેમ જ પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો અને અશ્વનદીના સિક્કાઓ પણ એમને પ્રાપ્ત થયાં. જોધપુરના રાજા માનસિંહે વિજયવિલાસ, સૂર્યપ્રકાશ તથા મારવાડ વિશેના જોધપુર રાજ્યના ઇતિહાસ માટેનાં ૬ પુસ્તકો એમને ભેટ કર્યાં. જોધપુરથી અજમેર વગેરે સ્થળોની

મુલાકાત એમણે લીધી જ્યાંથી ઘણા પ્રાચીન સિક્કાઓ મળ્યા. કોટામાં પાછા ફર્યા ત્યારે ભયાનક તાવની બિમારીના રોગમાં એઓ પછડાયા.

કોટાથી નબળી તબિયતે ઉદેપુર આવી પહોંચ્યા. ડૉ. ડંકને એમને શારીરિક નિર્બળતાને લીધે સ્વદેશ જવાને સલાહ આપી અને એમણે નિશ્ચય પણ કર્યો, પણ એમના મિત્ર બૂદીના રાવરાજા વિશનસિંહનું અચાનક મૃત્યુ થયું; રાજાએ મૃત્યુ સમયે બાલકપુત્ર અને બૂંદીનુ રાજ્ય કે. ટૉડના વિશ્વાસ પર મૂકયું. આ ખબર સાંભળતાં બધું કામ છોડીને તેઓ વરસાદમાં બૂંદી ગયા. ઘણી ધામધૂમથી રાવરાજા રામસિંહને રાજ્યાભિષેક કર્યો. એમના આ સદ્દભાવથી રાજમાતાએ એમને પોતાના ભાઈ બનાવ્યા અને રક્ષાબંધનની વિધિ કરી. બૂદીથી એઓ પાછા કોટા આવ્યા અને ત્યાંની રાજખટપટનો પણ ઘણી કુશળતાથી અંત આણ્યો.

ઉદેપુર પાછા આવતાં વાડોલીનાં ભાંગેલાં મંદિરોના ખોદકામ જોઈ ખુશ થયા અને ત્યાંનાં ચિત્રો પાડયાં. ત્યાંથી વિ. સં. ૯૮૧નો શિલાલેખ પણ એમને પ્રાપ્ત થયો. વાડોલીથી ભાતપુરા અને માળવાથી ઝાલરપાટણ આવ્યા. ત્યાંથી ચંદ્રાવતી નગરીના પ્રાચીન ખંડેરોમાંથી શિલાલેખો મળ્યા. (જૂનામાં જૂનો રાજા દુર્ગગણુન વિ. સં. ૭૪૬ના સમયનો હતો.) અહીંથી દેવમૂર્તિઓ પણ એમણે લીધી. ત્યાંથી વીજોલ્યા પહોચ્યા જ્યાં રાજપૂતાનાના પ્રાચીન ઇતિહાસ માટે ઉપયોગી નીવડે એવા ચૌહાણ રાજા સોમેશ્વર સમયનો લેખ એમને પ્રાપ્ત થયો. વીજોલ્યાથી વેગૂં અને વેગૂંથી ચિતોડ થઈ ઉદેપુર પહોંચ્યા. રજપૂતાનાના આ પ્રવાસ દરમિયાન બૌદ્ધ પંડિત જ્ઞાનચંદ તેમની સાથે હતા અને સને ૧૮૨૩ સુધી રહ્યા; તેઓ સંસ્કૃત લેખો અને પત્રોનુ પઠન કરી કે. ટૉડને સમજાવતા જેની નોંધ ટૉડ જાતે કરતા. એમનાં આ

કાર્યમાં કે. વૉગ્રે પ્રાચીન સ્થાપત્યનાં ચિત્રો બનાવી મદદ કરી હતી. જે ચિત્રો એમણે 'રાજસ્થાન' નામના પહેલા પુસ્તકમાં મૂકયાં છે. આ પ્રમાણે જુદા જુદા રાજાઓનાં ચિત્રો, હિન્દી, સંસ્કૃત, અરબી, ફારસી ભાષાઓમાં લખાયલા ઐતિહાસિક ગ્રન્થો, લેખો, પ્રાચીન તામ્રપત્રો, સિક્કાઓ (લગભગ ૨૦૦૦), વગેરેનો સંગ્રહ એમણે કર્યો હતો. મહારાણા ઉત્તમસિંહે એમને આ કાર્યમાં ઘણી મદદ કરી હતી. પોતાના ભંડારમાંથી રામાયણ, પૃથ્વીરાજ રાસા વગેરે પુસ્તકો કાઢી આપી સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓની વંશાવળી તૈયાર કરાવી આપી. કે. ટૉડે આ સહાયતા માટે એમના 'રાજસ્થાન' પુસ્તકનાં પહેલાં પાનાંઓમાં મહારાણાની સવારીનું મનોહર ચિત્ર આપી એમની સાથેની રાણાની ગાઢ મૈત્રીનું વર્ણન એમણે કર્યું છે.

સ્વદેશ જવા પહેલાં ઉપરોક્ત વસ્તુઓ સાથે ખુમાણ રાસા, જગત વિલાસ, જય વિલાસ, કુમારપાલ ચરિત, હમીર કાવ્ય, રાજતરંગિણી, જયસિંહ કલ્પદ્રુમ વગેરે પુસ્તકો પણ એમણે ભેગાં કર્યાં. આ વસ્તુઓને એમણે જીવનની સર્વ વસ્તુઓ કરતાં વધારે મહત્ત્વની ગણી હતી. આ બધી સામગ્રી વિલાયત લઈ જતાં ૭૨ પૌંડ એમને ભરવા પડયા.

તેમની તબિયત સારી નહોતી તે છતાં દેશ સંબંધી જ્ઞાન અને માહિતી મેળવવાની ઉત્કંઠા એમને એટલી બધી હતી કે બીજું એક વર્ષ વિકટ પરિસ્થિતિમાં પશ્ચિમ હિંદની મુસાફરીમાં ઘણા પરિશ્રમે ખર્ચથી ગાળ્યું. આ પ્રવાસ યાત્રામાં વિજાપુર, સિરોહી, આબુમાં જૈન દેવાલયો, પાલનપુર, સિદ્ધપુર, અણહિલવાડ, અમદાવાદ, ખેડા, વડોદરા, ખંભાત અને ખંભાતથી દરિયાવાટે ઘોઘા અને ઘોઘાથી ભાવનગર, વલ્લભીપુર, દેવપાટણ સોમનાથ, વેરાવળ, જૂનાગઢ, ધૂમલી થઈ દ્વારિકા ગયા. દ્વારિકાથી બેટ અને બેટથી દરિયા માર્ગે કચ્છના માંડવી બંદરે ઊતર્યા. ત્યાંથી ભૂજમાં જાડેજાની રાજ્યસમૃદ્ધિ જોઈ

પાછા માંડવી આવી દરિયાઈ માર્ગે તા. ૧૪મી જાન્યુઆરી ૧૮૨૩માં મુંબઈ આવ્યા. આ સૌરાષ્ટ્ર ગુજરાતની યાત્રાનું વર્ણન 'ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઈન્ડિયા' નામના પુસ્તકમાં એમણે કર્યું છે. મુંબઈમાં ત્રણ અઠવાડિયાં રહી કેપ્ટન ટૉડ સ્વદેશ જવા રવાના થયા.

તેમના પશ્ચિમ હિંદની યાત્રાના પુસ્તકના નિવેદનમાં વર્ણન કર્યા પ્રમાણે તેમણે હિંદમાં લગભગ ૨૨ વર્ષ સતત ગળ્યાં હતાં; અને વધારાનું એક વર્ષ ઉદેપુરથી લંડન સુધીની મુસાફરીમાં વ્યતીત થયુ હતું. તેમાં પહેલાં પંદર વર્ષ લશ્કરમાં અને મુખ્યત્વે તો ચોકસાઈવાળા નકશા બનાવવાના કામમાં અને તેની સાથે પ્રજાના રીતરિવાજ, લોકવાર્તા, તેમનો ઇતિહાસ અને તેમની સંસ્કૃતિના અભ્યાસમાં ગાળ્યાં હતાં. તે સમયમાં તેમણે સંપાદન કરેલી રજપૂતોનો પ્રીતિ, અને તેમની સંસ્કૃતિને માટે બેહદ માન એ બે વિલક્ષણ ગુણો તેમને તેમના મૃત્યુ સુધી યાદ રહ્યા અને તેમણે તેમના જીવનનું ધ્યેય રજપૂતોના ઇતિહાસ અને સંસ્કૃતિ માટે અને ઉન્નતિ માટે આત્મભોગ આપવાનું નક્કી કર્યું હતું.

૧૮૧૭થી ૧૮૨૨નાં વર્ષોમાં તેમને મેવાડ, મારવાડ, જેસલમીર, કોટા અને બુન્દીનાં પાંચ રાજ્યોના પોલિટિકલ એજન્ટની સંપૂર્ણ સત્તા હતી; કામ રોજ બારથી ચૌદ કલાક કરવું પડતું હતું; અને દર ત્રીજે દિવસે સખ્ત મસ્તક વેદના થતી હતી તે છતાં રોજ તકરારો અને ઝઘડા પતાવવાનું કામ તો હાજર જ હતું. પરંતુ પોતાના પ્રયત્નોથી પ્રજાના હજારો લોકોનું ભલું થતું હતું તે વિચારથી તેમને કામ કરવાની પ્રેરણા મળતી હતી. (પૃ. ૨. પશ્ચિમ હિંદની યાત્રા).

૧૮૨૩માં લંડન પહોંચ્યા પછી વિદ્વાન મિત્રોનો સંગ યોજ્યો અને તાજી સ્થપાયેલી એશિયાટિક સોસાયટીના

સંપર્કમાં રહીને ઘણું લેખન, વાચન અને પુસ્તકો તૈયાર કરવાનું કામ કર્યું. તેમાં પ્રથમ પુસ્તક 'રાજસ્થાન' ૧૮૨૯માં લંડનમાં પ્રસિદ્ધ થયું અને તેની પ્રથમ આવૃત્તિ રાજા જ્યોર્જ પાંચમાને અર્પણ કરવામાં આવી હતી. પંચોતેર વર્ષ આ આવૃત્તિ અપ્રાપ્ય રહી અને ૧૯૧૪માં નવી આવૃત્તિ ઝાલાવાડના રાજાની ઉદારતાથી લંડનમાં પ્રસિદ્ધ થઈ.

કર્નલ ટૉડ ૪૪ વર્ષે ૧૮૨૬માં પરણ્યા અને થોડા વર્ષ સુધી કુટુંબ જીવન ગાળ્યા પછી એક પુત્રી અને સુશીલ પત્નીને મૂકી ૧૮૩૫માં ૫૩ વર્ષે તેમણે પોતાનો દેહ છોડયો.

તેમના મૃત્યુ પછી 'પશ્ચિમ હિંદની પ્રવાસ યાત્રા' એ ૫૧૮ પાનાંનું દળદાર પુસ્તક ૧૮૩૯માં લંડનમાં એલન કંપની તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું. તેમાં તાંબાનાં પતરાં ઉપર કોતરીને છાપેલાં નવ સુંદર ચિત્રો છે. અણહીલ પાટણનાં ખંડેરોની તેમણે પહેલીવાર શોધ કરી હતી. અને તેના સંબંધી ૧૦૦ પાનાનાં ચાર પ્રકરણો લખ્યાં છે. તે ઉપરાંત અમદાવાદ, ખેડા, વડોદરા, એ શહેરોનુ વેગળચું વર્ણન કર્યું છે. વળી સૌરાષ્ટ્ર, જૂનાગઢ, ગિરનારના શિલાલેખો, અને કચ્છનો ઈતિહાસ અને કચ્છથી મુંબઈ સુધીની દરિયાઈ માર્ગે કરેલી મુસાફરીનુ વર્ણન છે.

આ પ્રમાણે ગુજરાતના ઈતિહાસના ગૌરવમાં કર્નલ ટૉડે સારો ફાળો આપ્યો છે. ટૉડના રાજસ્થાનનો અનુવાદ શ્રી ભગુભાઈ કારભારીને હાથે થયો હતો પણ પશ્ચિમ હિંદની યાત્રાનો સચિત્ર અનુવાદ થયો હોય એમ લાગતું નથી. આ પુસ્તકનો અનુવાદ હવે પણ થશે એવી આશા રાખીએ.

ટૉડનુ સંસ્કૃત જ્ઞાન પરિમિત હતું અને તેના ગુરુ જ્ઞાનચંદ્ર જે તેમની સાથે છેક કચ્છ સુધી છેલ્લી મુસાફરીમાં હાજર હતા તેમનું સંસ્કૃતનું જ્ઞાન પણ બહુ હોય એમ લાગતું નથી. ટૉડે કોઈ કોઈ ભૂલો કરી હોય ખાસ કરીને પ્રાચીન

સાહિત્યના સંબંધમાં તો ક્ષમાપાત્ર છે. જોડણી અને ઉચ્ચારમાં પણ ઘણી જાતિ અને વિષમતા આવવા પામી હતી કારણ કે પુસ્તક અને લેખો તેણે હિંદુસ્તાન છોડયા પછી અને પોતાના સાગરીતોને મૂકયા પછી લખ્યાં હતાં. રજપૂત સંસ્કૃતિ, રજપૂત રાજાઓ અને રજપૂતાનાની પ્રજાના આ વ્યાસંગી પૂજક—Idolatrous affection વાળા—ભદ્ર અને પ્રતિભાશાળી પુરુષ, અને તેનાં પુસ્તકો અને સાહિત્યને અંજલિ આપતાં મને આનંદ થાય છે.

ઉપરનું ભાષણ લખાયા પછી લગભગ એક વર્ષ ગયું છે. ટૉડના અંગ્રેજી પુસ્તક પશ્ચિમ હિંદનો પ્રવાસ અપ્રાપ્ય છે—રૂપિયા સાતસો આપતાં પણ નકલો મળી શકતી નથી તેનો ગુજરાતી અનુવાદ કરવાની તૈયારીઓ થાય છે. તે પુસ્તકનો ચંદ્રાવતી વર્ણનના વિભાગનો અનુવાદ પ્રો. કે. કા. શાસ્ત્રીએ તૈયાર પણ કર્યો છે. તેનાં ચિત્રો પણ ગુજરાત સંશોધન મંડળના ‘ત્રૈમાસિકમાં છાપવામાં આવ્યાં છે. તે વિશે વધારે રસ લેવાશે એવી આશા રાખી શકાય એમ છે.

## ૧૭ શ્રી (નન્નુભાઈ) નરસિંહરાવના સંસ્મરણો

શ્રી નરસિંહરાવના સંપર્કમાં આવવાનો લાભ લગભગ વીસ વર્ષ સુધી મને મળ્યો હતો.

હું કવિ નહિ, નાટ્યકાર નહિ, સાહિત્યકાર નહિ, તેમનો વિદ્યાર્થી નહિ, તેમનો સંબંધી નહિ, તેથી જ હું ધારું છું કે અમારો સંબંધ હમેશ મીઠો અને પ્રેમમય રહેલો. અમારા ટીકાકારો કોઈ વખત કહે પણ ખરા કે અમે બંનેએ અંગ્રેજી સરકારની નોકરી — અમલદારી કરી હતી તેથી અમારામાં કાઈ સામ્ય હતું, અને તેથી અમે એક બીજાને સમજી શકતા ગમે તેમ હોય તોપણ તે અમારા કુટુંબમાં સારી રીતે ભળી ગયા હતા, અને હું નરસિંહરાવભાઈના નામથી બોલાવવાને બદલે કુટુંબમાં પ્રચલિત નામ નન્નુકાકાથી બોલાવવાને હમેશા તત્પર રહેતો.

એમના વાદરાના બંધુ બંગલામાં હું મળુ કે સાન્તાક્રુઝમાં દિલખુશ બંગલામાં કે મગીનવીલામાં અમે મળીએ તોપણ તેમનું પ્રસન્નમુખ મને હમેશા આકર્ષણ કરતું, કાઈક હાસ્ય, કાઈક કુતૂહલ, કાઈક કટાક્ષ વગેરેથી એમની વાણી મિશ્રિત હોય તે છતા પણ તેની નીચે રહેલી તેમની ખુશમિજાજ ભરેલી પ્રસન્નતા મને બહુ ગમતી કોઈક વખતે ક્ષોભ બતાવે તે છતા તેની સાથે તેમની હૃદય ઉદારતા અને સુસંસ્કારિતા મને તેમની સાથે વાર્તાલાપ કરવાને હમેશા ઉત્સુક

બનાવતી. વળી નાના મોટા સાથે ભળી જવાનો તેમનો હસતો સ્વભાવ અને તેમની બાળવૃત્તિ તેમને આખા કુટુંબમાં લોકપ્રિય બનાવી મૂકતાં. તેમનું હસતું મુખડું મને તો આનંદનું પ્રતીક લાગતું અને અનેક મૃત્યુના આઘાતો લાગ્યા પછી પણ 'અને આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે' એ શબ્દો ૧૯૩૩માં પ્રસિદ્ધ કર્યા પછી પણ મને તો તેમની પ્રશાંત મૂર્તિમાં પ્રભુ-જીવનનો પાશ હમેશાં સ્પષ્ટ દેખાતો. મારા મિત્રો આ પ્રશાંત સ્વભાવની ભાવનાની વિરુદ્ધ હતા અને કેટલાકોએ તો મારા નીચેના શ્લોક વિશે અરુચિ, પણ બતાવેલી. પરંતુ આ શ્લોક બનાવ્યે લગભગ વીસ વર્ષ થયાં હશે ત્યારથી હું તેનો રોજ પાઠ કરું છું અને તે વખતે નન્નુકાકાના પ્રશાંત મુખની મુગ્ધ છાયાનો સ્પષ્ટ અનુભવ કરું છું. નીચેના શ્લોકની બે પંક્તિઓ ભગવદ્ગીતાના બીજા અધ્યાયમાંથી લીધેલી છે. પરંતુ પહેલી પંક્તિ રચવાની પ્રેરણા મને શ્રી નરસિંહરાવભાઈના તરફથી મળેલી છે એમ કહેતાં મને આનંદ થાય છે.

प्रसन्नवदनो भव प्रसन्नवचन ब्रुव प्रसन्नात्मा भव ।
प्रसादे सर्वदु:खाना हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धि. पर्यवतिष्ठते ॥

મારું શ્રી નરસિંહરાવભાઈની સાથેનું પ્રથમ મિલન વિચિત્ર સંયોગોમાં થયું હતું. શ્રી કૃષ્ણલાલભાઈની પિછાન તો મેં તેમની ઑફિસમાં જઈને બહારગામથી બદલી ઉપર આવતા નવા આસિસ્ટંટ એકાઉન્ટન્ટ જનરલ તરીકે કરી હતી. પરંતુ નરસિંહરાવભાઈ તો મારી ઑફિસમાં મારી નીચેના એક અમલદારની વિરુદ્ધ ફરિયાદ લઈને આવ્યા હતા. 'તેમનુ પેન્શન લેવા તેઓ જાતે આવતા અને એક વખતે તેમને પેન્શનનાં નાણાં મળતાં ઢીલ થયેલી તેથી તેમનું રૌદ્ર સ્વરૂપ

ધારણ કરીને મારી પાસે બધાં ઓચરિયાં અને સિપાઈને લઈને આવ્યા. મેં તેમને બેસવાની જગ્યા આપી, અને તેમનાં નાણાં મળવાની વ્યવસ્થા કરી તેથી તેઓ બહુ રાજી થયા. ત્યાર પછી હું તેમના સંપર્કથી મુગ્ધ થઈને વાંદરા કિનારા પરના બ્લ્યુ બંગલો સુધી જતો અને તેઓ સાન્તાક્રુઝે દિલખુશ બંગલામાં આવતા અને ઘણીવાર સવારમાં ચા કે છાશ લઈને અમને આનંદ આપતા. તેમની સવારની મુલાકાતોનો લાભ ઘણા મિત્રો અને સંબંધીઓને મળતો. તે વખતે ચોમાસામાં પણ આવવાનું ચૂકતા નહિ; તેમની સોલા હેટ, કોલર, ટાઈ, સૂટ અને ગમબૂટ ઉપરાંત છત્રી અને વોટરપ્રુફ સાથે રાખતા. એ એમની ચોકસાઈ અને અંગત મહેનત લેવાની કળાનું પરિણામ હતું. અમુક શબ્દ કે વિચાર કે વૈજ્ઞાનિક તથ્યની ચોકસાઈ કરવા માટે સાદા પ્રશ્નોના ઉકેલ માટે ઘણીવાર પાંચ છ માઈલનો ચકરાવો લેતાં અચકાતા નહિ. નિષ્ફળતા મળે અથવા તો પોતાનો અભિપ્રાય ખોટો ઠરે તો નિરાશ નહિ થતા પરંતુ તરત જ પોતાની ડાયરીમાં ટપકાવી લેતા. એમના જેવો સત્ય ઉપરનો પ્રેમ અને ચોકસાઈ માટેની તીવ્ર વૃત્તિ અને તેમનો બાળકોને માટેનો સ્નેહ — વધારે મનુષ્યો શીખે તો પૃથ્વી ઉપર સત્ય અને પ્રેમનું સામ્રાજ્ય જરૂર બંધાય.

અમારા જીવનમાં સમભાવ અને સહવૃત્તિ — દુઃખના ઘા ખમવામાં અને મિત્રોની સાથે ગેરસમજુતી થવાના પ્રસંગોમાં — ઘણું સામ્ય હતું. એમને ત્રણ બાળકો અને પત્નીના મૃત્યુનો અનુભવ થયો હતો: મને એક પુત્રી અને પત્નીના મૃત્યુના કારમા આઘાત લાગ્યા હતા. એમની માફક સંસ્મરણના ગ્રંથો લખીને મેં પણ સંતોષ માન્યો છે. પરંતુ ૧૯૩૨માં લવંગિકાબહેનના મૃત્યુ વખતનો પ્રસંગ ઘણીવાર યાદ આવે છે. ઑક્ટોબર ૧૯૩૨માં મારે લાહોર બદલી ઉપર કુટુંબ સાથે જવાનું હતું: હું તેમને તે જ

સવારે મળવા ગયો હતો. ત્યાં કિસા ગોતમીની વાર્તાનો પ્રસંગ અચાનક નીકળ્યો; જ્યાં મૃત્યુ થયુ જ નથી તેવું ઘર મળવું અશક્ય છે એ વિવેચન થયું. તે જ સાંજ સુધીમાં લવંગિકાબહેનનો દેહ પડ્યો; મારે રાતની ગાડી પકડવાની હોવાથી હું મળી શક્યો નહિ. તે પ્રસંગ તેમણે ૧૯૩૩માં પ્રસિદ્ધ થયેલા 'વિવર્તલીલા' પુસ્તકના અર્પણમાં વર્ણવ્યો છે.

> "પ્રભાતે મિત્રની પાસે કિસા ગોતમીની કથા;
> 'તોલો રાઈ' તણી મ્હેં જે વર્ણવી, ન ધરી વ્યથા.
> ન જાણ્યું એ ક્ષણે દૂત મૃત્યુનો દૂર દેશથી,
> આવેલો માહરું દ્વાર ઠોકતો ગુપ્તવેશથી."

તેમનો હાસ્યરસ — sense of humour — પણ અનેરા પ્રકારનો હતો. એક વખતે વાંદરા સ્ટેશન પર દાખલ થતાં ટ્રેનમાં ફર્સ્ટ ક્લાસમાં એક મારવાડી ભાઈ આખી લાંબી બેઠક ઉપર સૂઈ ગયા હતા. તેમને જોઈને ટ્રેનમાં બેઠેલા મને અને બીજા મિત્રને ટકોરો કર્યો કે આ 'સ્લીપીંગ બ્યુટી' — સૂતી સુંદરી — જોઈ? તે ભાઈએ રેલવે ઑફિસરને બોલાવીને ફરિયાદ કરી કે આ દીવેટિયા સાહેબ મને ગાળ દે છે! પણ તેમનું સમાધાન સારી રીતે થઈ ગયું. ગ્રાંટ રોડ ઉપર તે જ ટ્રેનમાં સાથે આવતાં આણંદશંકરભાઈએ કરેલી ટકોર મને હજી યાદ રહી છે: प्रकृति यान्ति भूतानि । निग्रह किं करिष्यति ।

એક વખતે મેં તેમને એક મદ્રાસી અમલદારની સાથે ઓળખાણ કરાવતાં કહ્યું કે, તેઓશ્રી Doyen of Gujarati Literature છે. તે વખતે Doyen શબ્દના અર્થ વિશે તેમણે અર્થગંભીર અને હાસ્યમય વિવેચન કર્યું તે ભૂલી શકાય તેમ નથી.

એ મહાપુરુષ અને મહાન વ્યક્તિને અનેક અંજલિ.

## ૧૮. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

સ્વ. આનંદશંકરને માટે ગુજરાતીમાં કાંઈ લખાય તો ગુજરાતી વિદ્વાનોમાં તેમનું શું સ્થાન એ વિશે જરૂર કાંઈ વિવેચન થવાનું. તેમના લગભગ તોંતેર વર્ષ જેટલા આયુષમાં તેમણે બેતાળીસ વર્ષ સુધી 'સુદર્શન' અને 'વસંત' એ માસિકોના તંત્રી તરીકે સતત કામ કર્યું છે, અને તે સમયમાં કેવળ કવિતા કે સાહિત્ય, નવલકથા કે નાટકની દૃષ્ટિથી નહિ પણ સમગ્ર દેશની સંસ્કૃતિ અને ઉન્નતિની દૃષ્ટિથી તેમણે ગુજરાતી વાઙ્‌મયની અવિરત સેવા બજાવી છે. તેમની મહત્તા કેવળ સાહિત્યકાર(સાક્ષર!)ની દૃષ્ટિએ જોનાર તેમને અન્યાય કરે છે; કારણ કે ગુજરાતી વાઙ્‌મયની સેવા ઉપરાંત તેમણે વિચારસંસ્કૃતિની સર્વદેશીય અને સમગ્ર દૃષ્ટિ હંમેશ પોતાની સમક્ષ રાખી છે. કેટલાક સાહિત્યકારો પોતાના વિષયની બહાર ચંચુપાત કરવાને અશક્ય નીવડ્યા છે અને કેટલાકો તો શુદ્ધ સાહિત્યની સંકુચિત દૃષ્ટિમાં જ સર્વસ્વ માનતા શીખ્યા છે. ગુજરાતી સાહિત્યનુ વાસ્તવિક સ્વરૂપ સમજનાર, અને શુદ્ધ સાહિત્ય ઉપરાંત તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, ઇતિહાસ અને સંશોધનની યોગ્ય કીમત સમજનાર અને કદર કરનાર તેઓ પ્રથમ વિદ્વાન હતા. 'વસંત' માસિકના તંત્રી તરીકે, કૉલેજમાં સંસ્કૃત અને તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે, કૉલેજના પ્રિન્સિપાલ તરીકે અને બનારસ યુનિવર્સિટીના પ્રો-વાઇસચેન્સેલર તરીકે તેમનામાં વિહંગદૃષ્ટિ, હૃદયની વિશાળતા,

અને કાર્યક્ષમ દૃષ્ટિ સુદૃઢ પ્રાપ્ત થઈ હતી, એટલું યાદ રાખીએ તો જ તેમના જીવનની મહત્તા સમજી શકાય એમ છે.

આનંદશંકરભાઈની ખ્યાતિ ગુજરાત બહાર પ્રસરેલી હોવા છતાં તેમનામાં ગુજરાતીપણું અને ગુજરાતી માટેનો તેમનો પ્રેમ ઓતપ્રોત હતાં; તેથી જ તેમનું નામ લેતાં તેમની સૌમ્ય મુખાકૃતિ તરત જ યાદ આવે છે. એમનો પહેરવેશ તો એમના માનસિક સંસ્કાર અને વૃત્તિના સ્મારકરૂપ ચિરસ્મરણીય રહેશે. ભવ્ય કપાળમાં આર્યસંસ્કૃતિના ભૂષણરૂપ મોટો ગોળ ચાંલ્લો, ગુજરાતી સંસ્કૃતિના પ્રતીક રૂપ એમની પાઘડી, અને હિંદુધર્મનો વાવટો ફરકાવતું એમનું ધોતિયું અને ખાદીનો કોટ એ કેવળ ગુજરાતમાં નહિ પણ આખા હિંદમાં તેમને એક શ્રેષ્ઠ વિદ્વાન તરીકે ઓળખાવતા. હાલમાં જોકે પાઘડીની કીમત ખાદીધારીઓમાં તેમ જ બીજા વિદ્વાનોમાં ઓછી થઈ છે, છતાં આનંદશંકરભાઈએ તે પહેરવેશ છેવટ સુધી ચાલુ રાખ્યો હતો અને એ આનંદશંકરભાઈના માનસનું એક અંગ વ્યક્ત કરે છે. તે ઉપરાંત એમનાં ઘણાં ખરાં પ્રસિદ્ધ ફોટો–ચિત્રોમાં યુનિવર્સિટીનો ઝભ્ભો જોવામાં આવે છે તે પણ તેમની યુનિવર્સિટીની તરફનો અનહદ પ્રેમ દર્શાવે છે. સરકારી નોકરીમાં હોવા છતાં નવા યુગની નવી પ્રણાલિકાને પણ તેમણે ઘણાં વર્ષથી ઝીલી હતી એ એમની દેશભક્તિ અને એમના પ્રગતિપૂજક માનસનું ભાન કરાવે છે. વળી આહારમાં બીજી રીતે રૂઢિચુસ્ત હોવા છતાં નવાયુગની ચાનો શોખ કીટલી સાથે એમને એટલો હતો કે રેસ્ટોરાંકાર કે ડાઈનિંગરૂમની ચાને વર્જ્ય ગણતા નહિ. તેવી રીતે પોતાને સનાતન હિંદુ ગણાવતાં છતાં હરિજન–પ્રવૃત્તિ તરફ એમની સહાનુભૂતિ ઓછી નહોતી. ગુજરાતી સાહિત્યમાં પણ જૂના સાહિત્યના પૂજક હોવા છતાં નવાયુગના સાહિત્ય અને વિચારમાળાને પૂરતો ન્યાય આપતા અને કોઈ કોઈ જગ્યાએ તેને અપનાવતા પણ ખરા જ.

આનંદશંકરભાઈએ દરેક રીતે પ્રાચીન અને અર્વાચીનનો સમન્વય સાધ્યો હતો. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો આનંદશંકરભાઈ સુધરેલા અને સનાતની, તથા પૂર્વ અને પશ્ચિમની વચ્ચે એક સુંદર પૂલ રૂપ હતા. હિંદમાં ઉદ્યોગ અને હુન્નર વિકાસમાં નવી દૃષ્ટિ ધરાવનારાઓમાં, તેમ જ નવા જૂનાનો સુયોગ ઇચ્છનારાઓમાં આનંદશંકરભાઈ ગુજરાતના અગ્રગણ્યમાંના એક હતા. વિજ્ઞાનને પણ પોતે પ્રોત્સાહન આપ્યુ હતું અને સાહિત્ય પરિષદ્‌માં પણ એને યોગ્ય સ્થાન મળે એવી ઇચ્છા અને આગ્રહ ધરાવતા. આમ તેમણે ગુજરાતની સમસ્ત સંસ્કૃતિને એકલી પ્રેરણા આપી નથી પણ તેને પોષી પણ છે.

સ્વર્ગસ્થ આનંદશંકરભાઈના માનસને સમજવા તેમના જીવનની ટૂંકી રૂપરેખા જાણવી જોઈએ. એમનો જન્મ ઈ. સ. ૧૮૬૯માં થયો હતો. તે સમયે ૧૮૫૭નાં બળવા પછી તરતની શાંતિ સ્થપાઈ હતી. એમના પિતાશ્રી રાવ સાહેબ બાપુભાઈ ધ્રુવે કાઠિયાવાડ એજન્સીના દફતરદારનો માનવંતો હોદ્દો ભોગવી નિવૃત્ત થયા પછી વડોદરા રેસીડન્સીમાં વડોદરા રાજ્યના વકીલ તરીકે કામ કર્યું હતું, એટલે આનંદશંકરભાઈનું કુટુંબ નવી રાજ્યપદ્ધતિ અને અંગ્રેજી સંસ્કારથી તદ્દન અજાણ નહોતું. વડનગરા ગૃહસ્થ જ્ઞાતિમાં જન્મ્યા હોવાથી ધર્મનિષ્ઠ અને ધર્મચુસ્ત હતા. ભોળાનાથ સારાભાઈ જેવા સુધારકો અને તેના કુટુંબના સંપર્કમાં આવ્યા હોવા છતાં એઓ એમનાથી ઘણી રીતે અલિપ્ત રહેલા. આ ગર્ભશ્રીમંત અને ગર્ભસંસ્કારી પુરુષ, બાળપણથી લાડમાં ઊછરેલા હોવા છતાં અભ્યાસને માટે શ્રમ લેવાને તત્પર રહેતા. ઈ. સ. ૧૮૯૨માં એમ. એ. થઈ ૨૪ વર્ષની ઉંમરે ગુજરાત કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક નિમાયા. ઈ સ. ૧૮૯૭માં એલ. એલ. બી થયા પણ અધ્યાપકનું કામ છોડ્યું નહિ અને સંસ્કૃત ઉપરાંત

અંગ્રેજી અને તત્ત્વજ્ઞાન પણ તેઓ સિદ્ધ હસ્તે શીખવતા. એમની સમજશક્તિ અને પ્રામાણિકતામાં વિશ્વાસ હોવાને લીધે તેઓ ૧૯૧૯માં અમદાવાદના મિલમાલિકો અને મિલ-કામદારની વચ્ચે પંચ નિમાયા હતા. ૧૯૧૯માં આઈ. ઈ. એસ.માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે તેમની બદલી થઈ. થોડા સમયમાં ભારતભૂષણ મદનમોહન માલવીયાની માગણીથી બનારસ હિંદુ યુનિવર્સિટીના સંસ્કૃતના અધ્યાપક અને પ્રો-વૉઈસ ચાન્સેલરના સ્થાને નિયત થયા. ત્યાં તેમની આંતરપ્રાંતીય પ્રતિષ્ઠા વધી અને ૧૯૨૧માં અખિલ હિંદ તત્ત્વજ્ઞાન પરિષદના વિભાગી પ્રમુખ થયા. અને ૧૯૨૬માં સકળ પરિષદના પ્રમુખ નિમાયા. બનારસમાં તેમણે ૧૯૧૯ થી ૧૯૩૫ સુધીના સત્તર વર્ષના ગાળામાં એકનિષ્ઠાથી જે કામ કર્યું, તેની યાદગીરીમાં પંડિત મદનમોહન માલવીયાએ તેમના અવસાન વખતે કહ્યું હતું: 'Hindu University will cherish his memory with gratitude.' સર રાધાકૃષ્ણને તાર કરેલો કે—'The country has lost a great scholar and educationist and our University a distinguished pro-vice-chancellor who left his mark on many sides of our academic life.' આનંદશંકરભાઈ મધુર વર્તનના હોવાથી યુનિવર્સિટીના કઠિન પ્રશ્નોમાં નિર્ણય આપતા ઢીલ કરતા એવું તેમના વિશે કહેવાય છે; પરંતુ એ અભિપ્રાય નિષ્પક્ષપાતી ન ગણાય, એ ઉપરના બે તારો ઉપરથી સ્પષ્ટ જણાય છે. બનારસથી અમદાવાદ આવ્યા પછી એમણે ત્રણ શુભ કાર્યો આદર્યાં: એક બ્રહ્મચારીની વાડીના ટ્રસ્ટી તરીકે ત્યાંની સંસ્કૃત પાઠશાળાના અભ્યાસક્રમમાં અને વ્યવસ્થામાં સુધારા કરીને સંસ્કૃતના વૈજ્ઞાનિક અભ્યાસને નવું જીવન આપ્યુ; ગુજરાત કેળવણી મંડળ સજીવન કરીને અમદાવાદમાં નવી આર્ટ્સ કૉલેજ અને કૉમર્સ કૉલેજની

સ્થાપના કરવામાં પોતાના અનુભવ અને કાર્યશક્તિનો લાભ આપ્યો; ૧૯૩૬થી ૧૯૪૨ સુધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ હતા અને પ્રમુખ તરીકે સોસાયટીના અંગે સંશોધન વિભાગ સ્થાપિત કરીને સરકાર પાસેથી સારી ગ્રાંટ પ્રાપ્ત કરીને ખરું ઉત્તેજન આપ્યુ. તેમની અનેકદેશીય સેવા અને વિદ્વત્તાની કદર તેમના જીવનમાં જ ઘણી રીતે થયેલી એ સંતોષની વાત છે. ઈ. સ. ૧૯૨૮માં ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ થયા હતા. સકળ હિંદુ યુનિવર્સિટીઓના બોર્ડના સભ્ય તરીકે ઘણાં વર્ષો સુધી રહેલા અને ૧૯૩૩માં તેના પ્રમુખ નિમાયેલા. ૧૯૩૭માં બનારસ હિંદુ યુનિવર્સિટીએ 'ડોક્ટર ઑફ લિટરેચર'ની માનનીય ડિગ્રી આપેલી. તેવું માન સદ્દગત ભગવાનલાલ ઇંદ્રજી સિવાય બીજા કોઈ ગુજરાતી વિદ્વાનને મળેલું જાણવામાં આવ્યુ નથી. નિવૃત્ત થયા છતાં એમની પ્રવૃત્તિ ચાલુ જ હતી. ૧૯૩૬થી ૧૯૩૯ સુધી અમારા ગુજરાત સંશોધન સોસાયટીના ઉપપ્રમુખ હતા.

આનંદશંકરભાઈએ ગુજરાતી સાહિત્યની સેવા 'વસંત'ના તંત્રી તેમ જ 'સુદર્શન'ના સહતંત્રી તરીકે કરી હતી. વિદ્યાર્થી–અવસ્થામાંથી ઉત્તીર્ણ થતાં તરત જ તેમણે 'સુદર્શન'માં પોતે લેખો આપીને તેમ જ ભાષાન્તરો કરીને સ્વ. મણિલાલ નભુભાઈને મદદ કરી હતી 'વસંત'નું કાર્ય 'વસન્ત રજતમહોત્સવ સ્મારક ગ્રંથ'મા અનેક લેખકોએ સારી રીતે વર્ણવેલુ છે, પરંતુ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે કૉલેજના અધ્યાપકોને સાધારણુ રીતે વધારે કીર્તિ અને ધન પ્રાપ્ત કરવાની ઉત્કંઠા હોય છે· યુનિવર્સિટીના પરીક્ષક, સેનેટના સભ્ય વગેરે સ્થાન પ્રાપ્ત કરવાની હરીફાઈમાં શુદ્ધ જ્ઞાન અને વિદ્યાની ભક્તિ ઘણા ભૂલી જાય છે. એવા સમયમાં આનંદશંકરભાઈએ આટલા લાંબા કાળ સુધી, કેવળ નિઃસ્વાર્થ બુદ્ધિથી જ નહિ પણ દર વર્ષે રૂપિયા પાંચસો સુધી ગાંઠનો

ખર્ચ કરીને પણ, 'વસંત' માસિક નભાવ્યુ. વળી જે યુગમાં ગુજરાતી ગ્રેજ્યુએટોને સ્વભાષામાં લખવાની પણ સૂગ આવતી, તે સમયમાં લેખકોને ઉત્તેજન આપીને કેવળ સાહિત્ય કે વિવેચન ઉપરાંત રાજકીય પ્રશ્નો, વૈજ્ઞાનિક વિષયો, આર્થિક અને ધાર્મિક વિષયો ઉપર સંખ્યાબંધ લેખો દર માસે પ્રકટ કરતા. 'વસંત'ના રંગના પૂંઠાવાળા માસિકના છેલ્લે પાને આપેલા અંગ્રેજી પુસ્તકોનાં અવતરણ દ્વારા એમના સ્વાધ્યાય અને જ્ઞાનરસનો લાભ વાચકોને મળતો. 'વસંત'ના અગ્રપૃષ્ઠે લાંબા મુદ્રાલેખમાંથી *स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्* એ વાકયે ઘણા વાચકોને પ્રેરણા આપી છે અને હજુ પણ ગોવર્ધનરામના 'સાક્ષર જીવન'નું ભાન કરાવે છે. આનંદશંકરભાઈના ગુજરાતી સાહિત્યમાં સ્થાન વિશે ઘણું લખાયું અને લખાશે. પરંતુ એમને વિશે એટલું તો બધા કબૂલ કરશે કે તેમણે 'વસંત' મારફત કરેલી ગુજરાતની સેવા અપ્રતિમ અને અનુપમ છે.

ગુજરાતી વિદ્વાનોમાં કોઈને પણ શુદ્ધ સાહિત્ય ઉપરાંત બીજા વિષયો ઉપર સતત મમતા હોય તો તે આનંદશંકરભાઈ હતા. સંસ્કૃત સાહિત્યના અભ્યાસી અને શિક્ષક તરીકે તેમ જ અંગ્રેજી સાહિત્ય અને પાશ્ચાત્ય તેમ જ પૌરસ્ત્ય ન્યાયશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના અધ્યાપક અને પરીક્ષક તરીકે તેમણે ખ્યાતિ મેળવેલી. આ વિશાળ અને અનેકદેશીય જ્ઞાનને લીધે તેમના લેખોમાં જે ઉચ્ચ સાહિત્યદૃષ્ટિ જોવામાં આવતી તે ભાગ્યે જ બીજા સાહિત્યકારોમાં જોવામાં આવે છે. વિજ્ઞાન અને સંશોધન જેવા શુષ્ક લાગતા વિષયો ઉપર તેમણે મમતા રાખીને તે વિષયોના અભ્યાસ માટે જે આગ્રહ બતાવ્યો છે તે તેમની લાક્ષણિક માનસિક વૃત્તિનુ પરિણામ છે.

આનંદશંકરભાઈ વિદ્વાન સાહિત્યકાર હોવાથી તેમને 'સાક્ષર' શબ્દ ગમતો નહિ: એમનામાં સંકુચિત દૃષ્ટિ,

દ્વેષભાવના તેમ જ લડાયકવૃત્તિ ન હતી. એમનામાં ગોવર્ધનરામની ભાષાસમૃદ્ધિ કે પ્રતિભા ન હોય, કેશવ હર્ષદ ધ્રુવની પંડિતાઈ કે નાટ્યશક્તિ ન હોય, નરસિંહરાવની મધુર આકર્ષકતા ન હોય, નાનાલાલની કાવ્યશક્તિ ન હોય કે રમણભાઈ નીલકંઠની રસિક મૃદુતા ન હોય તે છતાં, એમનામાં વિશાળદૃષ્ટિ, લાક્ષણિક વિચારશ્રેણી, વિશ્વપ્રેમની ભાવના, મર્માળુ હાસ્યવૃત્તિ, શૈલીની વિવિધતા, અને ગૂઢ વિચારશક્તિ હતાં. એને લીધે તેમનું સ્થાન ચિરસ્થાયી અને હિમાલયના જેટલું ઊંચું રહેશે.

એમણે વધારે પુસ્તકો લખ્યાં નથી છતાં જે લખ્યાં છે તે વિદ્વત્તાપૂર્ણ, મનનીય અને ઉચ્ચ કોટીનાં છે. મુંબઈ સરકારી સંસ્કૃત સિરીઝમાં સ્યાદ્વાદમજરી, ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમાં ન્યાયપ્રવેશ, તેમનુ શ્રીભાષ્ય એ સમર્થ પુસ્તકો એમની સંસ્કૃત ભાષા, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના વિષયમાં મેળવેલા જ્ઞાનના કીર્તિસ્તંભ રૂપ છે. 'આપણો ધર્મ'ની ત્રણ આવૃત્તિ અને 'હિંદુ ધર્મની બાળપોથી,' 'ધર્મવર્ણન' અને 'નીતિશિક્ષણ' એ દરેક તેમની અદ્‌ભુત શક્તિનું ભાન કરાવે છે. 'વસંત'માં આવતા કવિતા અને સાહિત્ય ઉપરના લેખો નવા રૂપમાં પ્રકટ કરીને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી કૃતકૃત્ય થઈ છે. હજુ તેમનાં જૂનાં અપ્રાપ્ય પુસ્તકો અને લેખો ફરીથી છપાવવાનુ કામ પણ સોસાયટી ઉપાડશે, એવી આશા રાખી શકાય. ગુજરાતના વિદ્વાનો આનંદશંકરભાઈની સાર્વત્રિક વિદ્વત્તાનું અને તેમની સેવાભાવી, સદ્‌ભાવી સૌમ્યવૃત્તિનું પાલન કરે તો સદ્‌ગતના આત્માને આનંદ થશે એ નિઃશંક છે.

## ૧૯. સ્વ. અરદેશર ફરામજી ખબરદાર

ખબરદાર એટલે ગુજરાતના સાહિત્યમાં કવિત્વ, ચિંતન, સંશોધન અને સમગ્રતાની વૃત્તિના એક મુખ્ય પોષક. એમનો જન્મ દમણમાં ઈ. સ. ૧૮૮૧માં પણ તેમનું સમગ્ર શિક્ષણ મુંબઈમાં અને જીવનનો ઘણો ભાગ અને આખરે મૃત્યુ પણ મદ્રાસમાં. એમના ઉપર જાલભાઈ ભરડાના ગુરુત્વની છાપ પડેલી, અને સ્કુલના સમયથી જ તેમણે કવિતા લખવાનું શરૂ કરેલું: લગભગ ૭૨ વર્ષના જીવનમાં તેમણે ઘણા સમયથી કવિતા લખી છે અને તેમણે અનેક પ્રકારનાં અને અનેક નાનાં મોટા કાવ્યો લખ્યાં છે, વિચાર અને મનનશીલ ગ્રંથો લખ્યાં છે, સંશોધનપૂર્ણ દષ્ટિથી અપો જરથુસ્ત્રની ગાથાનું સંપાદન કર્યું છે. ગુજરાતના અર્વાચીન પ્રતિભાશાળી કવિઓ, નરસિંહરાવ, બળવંતરાય અને નાનાલાલે અંગ્રેજી કૉલેજ શિક્ષણ લીધેલું હતું: પણ ભાઈ ખબરદારે તો મૅટ્રિકની પરીક્ષા પણ પાસ કર્યા વિના કેવળ નૈસર્ગિક બુદ્ધિ, આત્મબળ અને સંશોધનવૃત્તિથી ગુજરાતી સાહિત્ય અને ખાસ કરીને ગુજરાતી કવિતાની અખંડ. અમૂલ્ય અને અવિરત સેવા કરી છે.

મારો પોતાનો સંપર્ક તેમની સાથે ઈ. સ. ૧૯૨૧ની સાલની સાહિત્યપરિષદમાં થયો હતો. તે વખતે તેઓશ્રી સાહિત્ય વિભાગના પ્રમુખ હતા: અને તેમના પ્રતિભાશાળી વ્યક્તિત્વ અને અદ્ભુત વાંચન શૈલી હોવા છતાં ચર્ચા ઉપસ્થિત

થઈ હતી. તેમના વિરોધીઓ ઘણા ઊભા થયા હતા પણ હું તેમના ભાષણથી મુગ્ધ થયો હતો અને થોડોએક વાર્તાલાપ કરવાનો પ્રસંગ મળ્યો હતો. પછી ૧૯૨૬માં મારી બદલી જ્યારે મદ્રાસ થઈ હતી ત્યારે એમની સાથે સંપર્કમાં આવવાના અનેક પ્રસંગો ઉત્પન્ન થયા હતા. તેમની બેઠક પટેલ કું.ની સાઈકલની ઑફિસમાં હતી. ત્યાં ઘણી વાર સાંજના હું જઈને બેસતો; પછી એમને ઘેર પણ જવાના પ્રસંગ મળતા. એમણે અપાવેલું જ્યોતિષશાસ્ત્રના નાડીગ્રંથનું ભવિષ્ય મેં અશ્રદ્ધાથી થોડાં વર્ષ સંઘરેલું અને પાછળથી તેનો બીજો ભાગ મેળવવા પ્રયત્ન કરેલો પણ તે મળી શક્યો નથી. મુંબઈમાં પણ દાદર પારસી કૉલોનીમાં ઘણી વખત મળવાનો પ્રસંગ મળેલો. તેમાં ખાસ કરીને સાહિત્યપરિષદ્‌ના પ્રમુખ તરીકેના સમયમાં ઘણો સંપર્ક થયેલો. સાહિત્યપરિષદ્‌ના અધિવેશન પછી પ્રમુખે સક્રિય કામ કરવું જોઈએ એ એમના અભિપ્રાયને અંગે મધ્યસ્થ સભાના સભ્ય તરીકે મારે એમને ઘણી વાર મળવું પડતું. વિજ્ઞાનનાં પુસ્તકોને સાહિત્યપરિષદે ઉત્તેજન આપવું કે નહિ એ પ્રશ્ન ઘણા રૂપમાં ચર્ચવામાં આવતો હતો. તે સમયે સાહિત્યપરિષદ્‌ના માંધાતા કાર્યકર્તાઓએ વિજ્ઞાન વિષયક પુસ્તકોને જરા પણ ઉત્તેજન નહિ આપવું એવો આગ્રહ કર્યો હતો. તેની વિરુદ્ધ સાહિત્યપરિષદ્‌ના પ્રમુખ શ્રી ખબરદાર અને હું એ બે જ જણ વિજ્ઞાનનાં પુસ્તકોની તરફેણમાં બોલેલા. તે પ્રસંગો હજુ પણ મારી આંખ આગળ તરે છે અને એ વિજ્ઞાનવિરોધી સાહિત્યકારોનો દુરાગ્રહ હજુ પણ હું સ્મિત સાથે સંભારું છું, ત્યારે ભાઈશ્રી ખબરદારની દીર્ઘદૃષ્ટિ, વિશાળહૃદયતા, સમતા અને શાંતિ નજર આગળથી દૂર થઈ શકતી નથી.

કવિતા એટલે ગેય પદ્ય. વ્યાકરણના નિયમો ન તોડાય તેવી રીતે લય અને ગેયતા વિનાનાં કાવ્યો 'પદ્ય રચવાની

કચાશ અને સ્વભાવાની અધૂરી ઓળખાણ'નાં પરિણામ છે એમ તેઓ કહેતા. કવિતા એ એક ઉચ્ચતમ કળા છે—અને તેમાં પંચાણું ટકા શ્રમ અને પાંચ જ ટકા પ્રતિભા-પ્રેરણા એ સિદ્ધાંત એમણે 'ગુજરાતી કવિતાની રચનાકળા'નાં યુનિવર્સિટી વ્યાખ્યાનોમાં (પૃ. ૨૪૦) સચોટ રીતે સમજાવ્યો છે. આ વિશે તેમની કવિતા લખવાની પદ્ધતિનું સંશોધન કરવા જેવું છે. તેમની કવિતા લખવામાં પહેલાં વિચાર સ્ફુરે છે કે કવિતાના છંદનું ગુંજન થાય છે એ અનિશ્ચિત રહેતું. પરંતુ દરેક વિચારને યોગ્ય છંદ અને લય પોતે પહેલાં મનમાં ગુંજતા. 'ગુંજન સિવાય કવન નહિ' એ એમનો અનુભવપૂર્વક સિદ્ધાંત હતો. જ્યારે ગુંજનમય શબ્દોનો ભાર બહાર નીકળે ત્યારે તેઓ પેન્સિલથી સુંદર અક્ષરથી તે કાવ્ય લખી રાખે. તેમની પેન્સિલની સાથે રબર તો હોય જ પણ તેનો ભાગ્યે જ ઉપયોગ કરતા. એક વાર કાવ્ય લખાયુ તો પછી તેમાં ભાગ્યે જ ફેરફાર કે છેકાછેક થતું. તેવા એક સુંદર કાવ્યની હસ્તપ્રત મારી પાસે અમૂલ્ય સંસ્કારચિહ્ન તરીકે મેં રાખી મૂકી છે.

અરદેશર ખબરદારની અમરતાનું એક અંગ આપણે ભૂલવું ન જોઈએ અને તે તેમની પારસી અને હિંદુ ગુજરાતીની સમન્વયવૃત્તિ. સંસ્કૃતમય જડબાતોડ શબ્દોની વિરુદ્ધમાં તેમણે ઘણું લખ્યુ છે અને પોતાની સાદી કવિતા સાદી ભાષામાં દેશ્ય શબ્દો વાપરીને કવિતા લોકપ્રિય કરવામાં ઘણી સહાય આપી છે. પારસી ગુજરાતી ભાષા એક જુદી બોલી કે ઉપભાષા છે. પારસી નાટક મંડળીઓએ ગુજરાતી ભાષાના નાટ્ય સાહિત્યમાં આપેલો ફાળો અમર રહેશે. તે છતાં પારસીઓ હજુ પણ હિંદુ ગુજરાતીથી જુદા રહે છે તે વાત આપણે ભૂલવી ન જોઈએ. રેડિયો ઉપર પણ પારસી સંસાર અને પારસી લેખનકળા અને નાટ્યકળાના નમૂનાઓ વૈવિધ્ય બતાવે છે. જાહેરખબર

ખાતાના નિષ્ણાતો પણ જાહેર કરે છે કે પારસીઓને ખર વસ્તુઓની જાહેરાત કરવી હોય તો અમુક પ્રકારની ગુજરાતી વાપરવી. આવી વૈવિધ્યતા એક રીતે અનિવાર્ય છે પરંતુ તેમાંથી પણ એકતા પ્રાપ્ત કરવાનું કાર્ય સમાજના જ્યોતિર્ધરોનું છે. કવિ ખબરદારે સાદી પણ શુદ્ધ ગુજરાતીનો ઉપયોગ કરીને — પારસીઓમાં પણ લોકપ્રિયતા ગુમાવવાના જોખમે — શુદ્ધ ગુજરાતી કેવી રીતે લખી શકાય તેનો પ્રત્યક્ષ દાખલો આપ્યો છે. તેમાંથી આપણે બે રીતે લાભ લેવાનો છે. પારસી ભાઈઓની આ વિષયમાં વધુ પ્રગતિ થશે એમાં શંકા જ નથી. શ્રી જહાંગીર દેસાઈનાં ગુજરાતી કાવ્યો અને રુસ્તમ મસાણી જેવા પારસી લેખક મંડળના બીજા વિદ્વાનોના લેખો આપણને આ દિશામાં આશા અને સફળતા દર્શાવે છે. પરંતુ બીજી બાજુએ આપણે આપણા પારસી ભાઈઓના આ પ્રયત્નોને બધી રીતે આવકારવા જોઈએ. શ્રી ખબરદારને ગુજરાતી સાહિત્ય પરિષદે પ્રમુખપદ આપીને, મુંબઈ યુનિવર્સિટીએ વસનજી ઠાકર વ્યાખ્યાન માળાનાં ભાષણો પ્રગટ કરીને અને તેમનાં પુસ્તકો સ્વીકારીને તેમની કદર કરી છે. આપણે હજુ પણ આ દિશામાં પ્રયત્ન કરનારા પારસી લેખકો અને કવિઓ અને સાહિત્યકારોની વધારે કદર કરવી જોઈએ. ગુજરાત જેવા વિશાળ પ્રદેશમાં હિંદુ, મુસ્લિમ અને પારસી ભાઈઓ એક જ સરળ અને સુંદર ભાષા બોલે, ગુજરાતી ભાષાના વિચારો અને સંસ્કારોનું સર્વમાન્ય સ્વરૂપ સ્વીકારાય અને માત્ર ગુજરાત પ્રદેશ નહિ પણ સકળ ભારતના વિજયમાં રસ લેનાર પ્રજાને માટે યોગ્ય સાહિત્ય તૈયાર થાય એ આપણા આદર્શ આયોજનમાં આવશ્યક છે.

ભાઈશ્રી અરદેશર ખબરદાર ઘણી શારીરિક અને આર્થિક મુશ્કેલીઓ છતાં ગુજરાતી સાહિત્યમાં અમર સ્થાન પ્રાપ્ત કરી ગયા છે. તેમનાં દેશાભિમાનનાં કાવ્યોમાંથી ગુજરાતી એકતા,

ગાંધીજીના આદર્શો અને ભારતના ટંકારના તેઓ પૂજક હતા એ સ્પષ્ટ થાય છે:

ઓ ગુજરાત! ઓ ગુજરાત!
એવાં ઓ ગુર્જર સંતાનો!

હિંદુ પારસી, મુસલમાનો, ખ્રિસ્તિ, બૌધ કે જૈન ચહેલ,
ભુજશું ભુજ ભીડીને આવો એક જ પ્રેમ તણો છે ખેલ.

* * *

ધન્ય ધન્ય મોહનની લીલા

પુણ્યભર્યો પ્રભુવાદ રમીલા, ઘરઘર ભરે નવી પ્રભાત,
સત્વર વીરા! પડો મોખરે, ગજવો જય જય ભારત માત.

ભાઈશ્રી ખબરદારના જીવનનું એક શુભ અંગ એમની સંશોધન વૃત્તિ. ભક્તિભાવથી પૂર્ણ કવિ જીવનમાં પણ તેમણે સંશોધન વિસાર્યું નથી. કેવળ ગુજરાતી કવિઓ અને સાહિત્યકારોના અભ્યાસ ઉપરાંત યુરોપીય અને વિદેશીય સાહિત્યકારોના અભ્યાસ માટેનો તેમનો આગ્રહ તેમણે 'ગુજરાતી કવિતાની રચનાકલા' એ સંશોધનપૂર્ણ ગ્રંથમાં સુંદર રીતે પ્રગટ કર્યો છે. વળી અવેસ્તા જેવી કઠિન ભાષા પણ ૬૦ વર્ષની ઉમર પછી શીખવાનું માથે લઈને તેમણે જરથુસ્ત્ર ધર્મની ગાથાઓ ઉપર તુલનાત્મક સંશોધન કરીને ઇરાની અને હિંદી આર્યોના ઇતિહાસ ઉપર ઉજ્જવળ પ્રકાશ નાંખ્યો છે. કેવળ શુદ્ધ અને સંસ્કારી કવિ તરીકે નહિ પણ ઉચ્ચ કોટિના ચિંતક, વિચારક અને દેશભક્ત લેખક તરીકે, અને વિશાળ હૃદયી, પ્રગતિ પરાયણ, અર્વાચીન કર્તવ્યશીલતાના પૂજક સાહિત્યકાર તરીકે તેમનું નામ ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં અમરસ્થાને રહેશે.

## ૨૦. ડૉકટર રવીન્દ્રનાથ ટાગોરનાં સંસ્મરણો

ગુરુદેવ રવિબાબુની શતાબ્દી આખું વર્ષ ઊજવવાની છે. તેથી ગુજરાત સંશોધન મંડળ તરફથી અંજલિ વર્ષના અંતમાં પ્રસિદ્ધ થાય તો તે ક્ષમ્ય છે.

કવિવરને અપાયેલી વિવિધ અંજલિઓમાં એક સાધારણ અપૂર્ણતા જોવામા આવે છે. દરેક લેખક પોતપોતાના દૃષ્ટિબિન્દુથી જ તેમના જીવન અને કવનનું વર્ણન કરે છે. તેમાં તો ઘણાખરા લેખકો તો તેમની કવિતા નાટકો અને સાહિત્ય ઉપરની અસર વિશે વિવેચન કરીને સંતોષ માને છે. પરંતુ તેમની અસામાન્ય સર્જકશક્તિ અનેક ક્ષેત્રોમા સુફલિત થયેલી છે. તેમની સાહિત્યશક્તિ, રસિકતા, નાટ્યપ્રતિભા, અપ્રતિમ અભિનેતૃત્વ, સર્વોત્કૃષ્ટ સંગીતશક્તિ વિશે ઘણું લખાયુ છે. એમના સ્વભાવ અને જીવનની ધર્મમયતા, સત્ય માટેની અડગ ભાવના, સ્વદેશ માટે અનન્ય પ્રેમ અને તેની પર કરવામા આવેલા અન્યાયો પ્રત્યે પ્રગાઢ પુણ્યપ્રકોપ સમયસર પ્રગટ કરવાની અપ્રતિમ શક્તિ, અને તેમની ચિત્ર શિલ્પીની સર્જક પ્રેરણા શક્તિ સંબંધી ઘણુ લખાયુ છે.

મને રવિબાબુનો પ્રથમ પ્રસંગ અમદાવાદમાં ૧૯૨૧માં ભરાયેલી સાહિત્ય પરિષદ્ વખતે પડચો હતો. તે ભવ્ય પ્રસંગે અમદાવાદે કવિવરનો માનપત્રથી ભાવભીનો સત્કાર કર્યો હતો. તે સમયે તેમણે આપેલા સુંદર ભાષણથી શ્રોતાજનો

મુગ્ધ થયા હતા. સભામાંથી ભાષણનો ચારે તરફથી ગુજરાતી અનુવાદ કરવાને માટે ઇચ્છા પ્રગટ થઈ હતી. તે વખતે શ્રી. નરસિંહરાવ દીવેટીઆને તે અનુવાદ કરવાની વિનંતી કરવામાં આવી હતી. તેના ઉત્તરમાં તેમણે લાક્ષણિક રીતે કહી સંભળાવ્યું કે 'અશક્ય'— આવા સુંદર ભાષણનો અનુવાદ કરવાનું કામ અશક્ય છે. શ્રી નરસિંહરાવે તે સમયે ના પાડવાનો મુખ્ય મુદ્દો એ હતો કે તેમના ભાષણની સુંદરતા, માધુર્ય અને સૌમ્યતા નષ્ટ કરવાનુ કામ તેમનાથી લઈ શકાય એમ નહોતું.

હજુ પણ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના છપાયેલા અહેવાલમાં ડૉ. ટાગોરનો ઉત્તર અંગ્રેજીમાં જ છપાયેલો છે, અને તેનો ગુજરાતી અનુવાદ થયો હોય એમ જણાતું નથી. તે સંભાષણના છેલ્લા શબ્દો હજુ પણ અંગ્રેજીમાં ફરીથી છાપવા યોગ્ય લાગે છે:

He, who is one and without caste and colour, who with his manifold power provides people of all colours with what are their instrinsic needs, who is in the beginning and in the end of all the shining one,

Let him unite us with the wisdom which is good.

એમના વિશાળ સંસ્કારી જીવનના અનેક પાસાંઓમાંથી બે વિશે મારાં સંસ્મરણો અત્રે આપવાની જરૂર લાગે છે. કારણ કે તે વિશે ગુજરાતીમાં પૂરતી માહિતી પ્રસિદ્ધ થઈ નથી. તેમના શાન્તિનિકેતન વિશે જેટલુ લખાયું છે અને પ્રજાને જેટલી માહિતી છે તેટલી તેમના 'શ્રી નિકેતન' વિશે નથી. શાન્તિનિકેતન યુનિવર્સિટીમાં તેમનો વિશ્વપ્રેમ પ્રગટ થયો છે અને આંતરપ્રદેશીય વિદ્વાનો અને સંસ્કૃતિને સારું સ્થાન

મળ્યું છે. દેશની ગરીબાઈ અને દેશના ખેડૂતોની સ્થિતિ અને તેમનાં કષ્ટો વિશે તેમને સારો ખ્યાલ હતો; અને તેથી તેના વિશે પ્રયોગાત્મક સંશોધન અને વિચાર માટે 'શ્રી નિકેતન' સંસ્થા તેમણે સ્થાપી હતી.

આ સંસ્થા જોવાનો લાભ મને ૧૯૨૫માં હું કલકત્તામાં નોકરી કરતો તે વખતે મળ્યો હતો. એક કવિની ગગનવિહારી કલ્પનાઓ વિશ્વકલ્યાણના આદર્શો અને ભવ્ય આત્મજ્ઞાન આત્મીયતામય જીવન ઉપરાંત દેશના આર્થિક પ્રશ્નો વિશે જમીનમાં જ પાક વધારવાને માટે અને કૃષિજીવનને ઉન્નત કરવાના તેમના પ્રયાસો મેં શ્રી નિકેતનમાં જોયા, ત્યાર પછી કેટલાંએક વર્ષો પછી તે વિષયનું શ્રી લાલનું અંગ્રેજી પુસ્તક જોયુ ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે કવિ કેવળ સરસ્વતીપૂજક નહિ પણ સાથે 'શ્રી'ના — દેશની આર્થિક અને સમગ્ર ઉન્નતિમાં ઊંડો રસ લેતા અને વૈજ્ઞાનિક રીતે ખેતીના વિકાસને માટે પણ અનેક પ્રયત્નો કર્યાં હતા. તેમની શ્રી નિકેતન સંસ્થાનો સમાજને જોઈએ તેટલો સારો ખ્યાલ નથી. હવે તો વિશ્વભારતી યુનિવર્સિટી અને હવે પછી રવિભારતી યુનિવર્સિટી સ્થપાયા પછી કવિની વિશ્વકલ્યાણની યોજનાઓને સારો ટેકો મળશે.

કવિશ્રીની બીજી પ્રવૃત્તિઓમાં તેમનો વિજ્ઞાનનો શોખ અને પ્રેમ એ મને ઘણાં વિલક્ષણ લાગ્યાં છે. પ્રસંગવશાત્ તેમના વિશ્વપરિચય પુસ્તકનો હિંદી અનુવાદ મારા જોવામાં આવ્યો અને તે પુસ્તકને ગુજરાતીમાં ઉતારાવવાનો પ્રસંગ મને મળ્યો ત્યારે તેમનો વિજ્ઞાનપ્રેમ અને વિજ્ઞાનની આવશ્યકતા વિશે તેમના વિચારોનો મને ખરો ખ્યાલ આવ્યો. કવિને વિજ્ઞાનના પાઠ તેમના પિતાશ્રી દેવેન્દ્રનાથ ટાગોર તરફથી મળેલા; તેની સાથે પોતાની શૈલી અને વિચાર પ્રણાલિકાનો લાભ આપવાની તીવ્ર ઇચ્છાથી તેમણે આ નાનુ પાઠ્યપુસ્તક શાન્તિનિકેતનના બાળવિદ્યાર્થીઓ માટે સપ્રેમ તૈયાર કર્યું હતું અને તેમાં ટાગોર

ડગલે આપણને તેમના વિજ્ઞાન પ્રેમની ઝાંખીનો અનુભવ થાય છે. તેમનાં વાક્યોનુ અહીં અવતરણ આપવું યોગ્ય લાગે છે.

'I am not foolish to condemn Science as materialistic. No truth can be that, Science means intellectual probity in our knowledge and dealings with the physical world, and such consciousness has a spiritual quality that encourages sacrifice and martyrdom. But in science the oft used half truth that honesty is the best policy is completely made true .....Science is Europe's great gift to humanity for all time to come. We in India must claim it from her hands, and gratefully accept it in order to be saved from the curse and futility by lagging behind.'

કવિનો છેલ્લો મેળાપ મને ૧૯૪૧માં થયો હતો. હું મુંબઈમાં એકાઉન્ટન્ટ જનરલનો હોદ્દો સાચવતો હતો, તે વખતે કવિવર પોતાની સંસ્થાઓ માટે ભંડોળ એકઠું કરવા માટે મુંબઈ આવેલા. તે પ્રસંગે મારી પાસે વૈજ્ઞાનિક કોશની બીજી આવૃત્તિ તૈયાર કરવાનું કામ ચાલુ હતું. કવિવરનો વિજ્ઞાનનો શોખ જાણીને અને વિશ્વપરિચય પુસ્તકમાં તેમણે વાપરેલી ભાષાનો અનુભવ કર્યા પછી વિજ્ઞાનની પરિભાષા તૈયાર કરવાને માટે નિયમાવલિ તૈયાર કરવાના કામમાં તેમની સલાહ લેવા માટે હું તેમની પાસે મુંબઈમાં આવેલા ટાટા મેન્શનમાં ગયો. લગભગ કલાક સુધી શાન્તિથી અને ધૈર્યથી એક રસિક જિજ્ઞાસુની જ્ઞાનપિપાસાને તેમણે પોષી. અંગ્રેજી શબ્દોનો કેટલા અંશે સ્વીકાર કરવો તે વિશે અને સંસ્કૃત પરિભાષાનો કેટલા અંશે કેવી રીતે ઉપયોગ કરવો તે વિશે તેમણે ઘણી વિદ્વત્તા અને અનુભવપૂર્ણ ચર્ચા કરી. તે પ્રસંગને આજે લગભગ વીસ વર્ષ થયાં તોપણ તે મારા મગજમાં

તાજો જ રહેલો છે અને તે મારા જીવનની અમર પળોની યાદ આપે છે.

કવિની મારા જીવન ઉપર તેમના એક કાવ્યે બહુ જ અસર કરી છે. કવિને પત્ની, પુત્ર અને પુત્રનો વિયોગ ઘણી વહેલી ઉંમરે થયો હતો. તેમના નિત્ય કૌટુમ્બિક જીવનમાં ઉપનિષદ્ વાંચન અને મનન એક સાધારણ વસ્તુ હતી. તેમનાં બધાં પુસ્તકોમાં આ અધ્યાત્મિક પ્રાસાદ ઠેર ઠેર જોવામાં આવે છે. आत्मना एव आत्मानम् उद्धरेत् એ મહાવાક્યનો અનુભવ કરાવતું અને પોતાની જ ઉપર આધાર રાખવાની ટેવ પાડવાનું પડકાર પાડતું 'એકલો જાને રે' એ કાવ્ય મને મારા જીવનમાં ઘણું ઉપયોગી અને પ્રેરક થઈ પડયુ છે તે કાવ્યથી જ આ સંસ્મરણાત્મક અંજલિની પૂર્ણાહૂતિ કરીશ.

## એકલો જાને રે......

તારી જો હાંક સુણી કોઈ ના આવે તો તું એકલો જાને રે—
એકલો જાને, એકલો જાને, એકલો જાને, એકલો જાને—તારી૦

જો સૌનાં મોં સિવાય,

ઓરે ઓરે ઓ અભાગી! સૌનાં મોં સિવાય,
જ્યારે સૌએ બેસે મોં ફેરવી સૌએ ડરી જાય.

ત્યારે હૈયું ખોલી!

ઓ તું મોં મૂકી તારા મનનુ ગાણું એકલો ગાને રે.—તારી૦

જો સૌએ પાછા જાય,

ઓરે ઓરે ઓ અભાગી! સૌએ પાછા જાય,
જ્યારે રણવગડે નીસરવા ટાણે સૌ ખૂણે સંતાય;

૫

ત્યારે કાટા રાને,
ઓ તું લોહી નીગળતે ચરણે ભાઈ, એકલો જાને રે — તારી૦

જો દીવો ના ધરે કોઈ,
ઓરે ઓરે ઓ અભાગી દીવો ના ધરે કોઈ,
જ્યારે ઘનઘોરી તોફાની રાતે બાર વાસે તને જોઈ,
ત્યારે આભની વીજે,
ઓ તું સળગી જઈ સૌનો દીવો એકલો થાજે રે — તારી૦



## ૨૧. એક આદર્શ કુટુંબવત્સલ વૈષ્ણવ

સ્વ. મોતીલાલ ગોવિંદલાલની કીર્તિ વૈષ્ણવોમાં સારી રીતે પ્રસરવાનું કારણ તેમની ધાર્મિક વૃત્તિ અને શુદ્ધ ચારિત્ર્ય. એનો ઉપયોગ એમણે એક શક્તિશાળી ટ્રસ્ટના વહીવટમાં એવો સફળ રીતે કર્યો કે જેથી વૈષ્ણવ સંપ્રદાયની સંસ્થાઓને, વૈષ્ણવ વિદ્વાનો અને બાળકોને, વિદ્યાર્થીઓને અને સાધનહીન વૈષ્ણવોને મદદ કરવાના કાર્યમાં તેમને સારી કીર્તિ અને નામના પ્રાપ્ત થયાં અને તેથી આ લેખસંગ્રહમાં અપાયેલા અન્ય લેખોનો મુખ્ય સ્વર તેમની આ પ્રવૃત્તિ ઉપર ભાર મૂકે છે. લગભગ ૧૯૨૨ની સાલથી આ ટ્રસ્ટનો વહીવટ પિતાશ્રીના મૃત્યુ પછી તેમના હાથમાં આવ્યો: અને તે પહેલાં પણ શ્રી. હરિલાલ દેસાઈભાઈ દેસાઈ જેવા બાહોશ વકીલ મિનિસ્ટરની સલાહથી ૧૯૧૭થી ટ્રસ્ટના ફંડના ઉપયોગમાં વિવિધતા અને કુશળતા પ્રાપ્ત થયેલી. અમારા પૂજ્ય પિતાશ્રી શ્રી ગોવિંદલાલભાઈ શ્રી હરજીવનદાસ પુરુષોત્તમદાસના મિત્ર તરીકે ટ્રસ્ટી થયા ત્યારથી તેમણે ટ્રસ્ટના વહીવટમાં કરેલા સુધારા અને ફેરફારો સિવાય ટ્રસ્ટની સ્થિતિ સુધરત નહિ. ૧૮૯૭માં મરનારના ટ્રસ્ટની મિલકત ફક્ત આશરે રૂ. સિત્તેર હજાર જેટલી હતી. તે વધારીને ૧૯૫૬ની આખરે, ઘણાયે નાણાં ખર્ચ્યા પછી પણ, લગભગ રૂપિયા છ લાખ જેટલી વધી તેમાં તેમની કાર્યદક્ષતા અને પ્રામાણિકતા સ્પષ્ટ છે. આ વસ્તુસ્થિતિ પ્રાપ્ત થઈ

તે પહેલાં શ્રી મોતીલાલભાઈના જીવન અને વર્તન સબંધી કાંઈ માહિતીનો નિર્દેશ કરવાની જરૂર લાગે છે, કારણ કે તેમની ટ્રસ્ટી તરીકેની ખ્યાતિ એક ગર્ભશ્રીમંત સહેલાણી જીવનના અનુભવનું પરિણામ નહોતું, પરંતુ એક શ્રમજીવી, ચારિત્ર્યશાલી, મધ્યમ વર્ગના કસાયેલા કુટુંબનાં કેળવણી અને સંસ્કારનું પરિણામ હતું.

અમારા પૂજ્ય પિતાશ્રી ગોવિંદલાલભાઈ મેટ્રિક પાસ થઈને રા. બા. રણછોડલાલ છોટાલાલની મિલમાં અનુભવ લઈને વડોદરાની મિલમાં સારા પગારે ગયા હતા, પણ ત્યાં ગુજરાતી અને મરાઠા વચ્ચેની ખટપટને લીધે તેમને ઘણું કષ્ટ સહન કરવું પડેલુ, તેમ છતાં પોતાના છોકરાઓના અભ્યાસને માટે સારી વ્યવસ્થા વડોદરામાં મળેલી હોવાથી તેમણે ત્યાં ઘણાં વર્ષ કાઢચાં. તેમાં શુદ્ધ ચારિત્ર્યશાળી જીવનચર્યા વિતાવતાં તેમનાં કુટુંબીજનો સાથે ૭ પુત્રો અને ત્રણ પુત્રીઓ — પાછા અમદાવાદ આવ્યા ત્યારે તે બધાંને શુદ્ધ ચારિત્ર્ય અને વર્તનનો લાભ મળેલો હતો. તે ઉપરાંત તેમણે પોતાના મિત્રોનાં મૈત્રી અને વિશ્વાસ પ્રાપ્ત કરેલાં હતાં. તે મિત્રોમાં શ્રી હરજીવન પુરુષોત્તમદાસ નામના એક પ્રસિદ્ધ અને પ્રામાણિક અમલદાર ડેપ્યુટી કલેકટર હતા. તેમના જીવન પર્યંતની કમાણીમાથી પોતાની બધી મિલકતનું ટ્રસ્ટ કર્યું હતું અને તેનાં નાણાં સાર્વજનિક કામમાં વાપરવાનાં હતાં. તેમાં ટ્રસ્ટીઓ તરીકે શ્રી ગોવિંદલાલ કશનદાસ અને શ્રી બાપુજી જગન્નાથ એ બે જણા હતા. તેમાંથી બીજી વ્યક્તિનો અનુભવ વિચિત્ર હોવાથી ટ્રસ્ટના મૂળ હેતુઓ પાર પાડવામાં વિઘ્ન નડતાં હોવાથી રોજ તકરાર થતી અને બહુ નાણાંનો ઉપયોગ થઈ શક્યો નહિ. આખરે શ્રી બાપુજી જગન્નાથના અવસાન પછી શ્રી ગોવિંદલાલના મિત્ર શ્રી હરિલાલ દેસાઈભાઈની નિમણૂક થઈ, ત્યાર પછી જ આ ટ્રસ્ટનું કામ સરળ રીતે ચાલવા માંડ્યું.

આ ટ્રસ્ટનો વહીવટ શ્રી મોતીલાલભાઈને પિતાજીના મૃત્યુ પછી મળ્યો.

તે દરમિયાનમાં શ્રી મોતીભાઈનાં કેળવણી અને ચારિત્ર્યનું માળખું પિતાશ્રીના હાથે બંધાઈને તૈયાર થયેલું. તેમનામાં કુટુંબવાત્સલ્ય અને કુટુંબની એકતાની ભાવનાનાં બીજનાં મૂળ ઊંડાણથી રોપાયાં હતાં. શ્રી ગોવિંદલાલના પિતાશ્રી કશનદાસ મોહોલાલ પણ એક પ્રતિભાશાળી વ્યક્તિ હતા. તેમનો ખાવાપીવાનો શોખ તેમ જ વેપાર કરવાની અને વેપારમાંથી સટ્ટાથી નાણાં પેદા કરવાની ઘણી તીવ્ર વૃત્તિ હતી. તેમનો રૂનો વેપાર મુંબાઈ સુધી હતો અને તેમની હૂંડીઓ અને દિવાળીની ચિઠ્ઠીઓ અમે નાના હતા ત્યારે વહેંચવા જઈએ ત્યારે એક પાઈ મળતી તે લઈને અમે ઘણા ખુશી થતા. તેમને સટ્ટાનો — શેરનો અને રૂનો બંનેનો સારો અનુભવ અને નાદ હતો. તેમના મરણ વખતે તેમણે લગભગ પચાસ હજાર રૂપિયા જેટલું દેવું મૂકેલું. આ દેવું શી રીતે આપવું તે પ્રશ્ન જ્યારે સમગ્ર કુટુંબમાં ચર્ચાયો ત્યારે શ્રી. ગોવિંદલાલે પોતાના ભાઈઓ ચુનીલાલ નરોત્તમદાસ અને કેવળદાસને ખાતરી આપી કે આ દેવું પાછું આપવાનો નિશ્ચય ખરોખર છે અને કુટુંબે નાદારીના કાયદાનો લાભ લેવો નહિ તે વખતે પૈસા કમાઈને દેવું આપવાનું સાધન કાળુપુર દરવાજા બહાર ગામડાના ગ્રાહકોને કોરુ કાપડ વેચવાની દુકાન એ જ હતી. તે દુકાનની કમાણીમાંથી આ દેવું આપવું તેમ નક્કી કરવામાં આવ્યું. આ કામને માટે દુકાનમાં કામ કરવાને શ્રી મોતીભાઈને પસંદ કરવામાં આવ્યા. મોટાભાઈ અચરતલાલને મિલના સેક્રેટરીની નોકરી મળી હતી; અને મોતીભાઈ મેટ્રિકમાં પાસ થયેલા હોવા છતાં અને તેમને વડોદરામાં સેન્સસ ખાતામાં નોકરી નક્કી થયેલી હોવા છતાં તેમને આ અરસિક અને ઝંઝટવાળા ધંધામાં ફક્ત કુટુંબનું દેવું પાછુ આપવાના આદેશથી

રોકવા પડ્યા. ગ્રાહકો અને વેપારીઓનું તેમ જ બીજું બધું વાતાવરણ તેમને પસંદ નહોતું; રોજ ટાઇમ્સ ઑફ ઇંડિયા વાંચવાનો શોખ હતો તેમ છતાં પણ તેમણે આ કામ કુટુંબકલ્યાણની ભાવનાથી માથે લીધું અને આ વાતાવરણમાં પોતાના જીવનનાં લગભગ પચાસ વર્ષ સુધી એટલે નિવૃત્તિની પળ સુધી સંતોષ માનીને કુટુંબનું દેવું પતાવ્યું. તેમનો સંસ્કારી વાંચનનો શોખ સારા પ્રમાણમાં તેમણે કેળવ્યો હતો અને પોતાની પાસે નાનું સરખું પુસ્તકાલય પણ ભેગું કર્યું હતું. કુટુંબનું દેવું પતાવવાનો શુદ્ધ આશય આટલા આત્મભોગથી અપનાવનાર (ઘણા ઓછા) જવલ્ય વ્યક્તિ જોવામાં આવે. આ વર્ષોમાં તેમના જીવનના આદર્શો બંધાઈ ગયા હતા અને સંસારનો સારો અનુભવ પ્રાપ્ત કર્યો હતો; માત્ર જ્યારે ૧૯૨૩માં પિતાશ્રીના અવસાન પછી શ્રી હરજીવનદાસ ટ્રસ્ટનો વહીવટ માથે ઉપાડવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમનાં કુટુંબવાત્સલ્ય, સાહિત્યશાળી જીવન, અને પ્રામાણિકતા તેમ જ ખંત, ધીરજ અને શાન્તિના ગુણો પ્રાપ્ત થયેલા હતા. વૈષ્ણવ ધર્મની પ્રણાલિકાનો અને સાહિત્યનો અનુભવ પણ મેળવ્યો હતો અને ટ્રસ્ટી તરીકેના ૨૫ વર્ષના અનુભવમાં એમણે જે સદ્‌ગુણો દાખવ્યા અને જે જે શુભ કામો આદરીને ઉદારતા અને કાર્યદક્ષતાથી સફળતા પ્રાપ્ત કરી તેમાં તેમની કુટુંબની પરંપરાથી થયેલી વારસારૂપ શક્તિ હતી.

પરચૂરણ ગામડી કાપડ વેચનારના ધંધામાંથી આ પ્રમાણે ઉચ્ચ સ્થાન સમાજમાં મેળવવાનું મુખ્ય સાધન તેમની પોતાની કાર્યશક્તિ અને ચારિત્ર્ય હતાં, તેથી શ્રી હરજીવન પુરુષોત્તમ ટ્રસ્ટ ઉપરાંત ગોવિંદકૃષ્ણ ટ્રસ્ટ, ભગત મગનલાલ બળદેવજી ટ્રસ્ટ, ગોવિંદ ભગત ટ્રસ્ટ અને બીજાં ટ્રસ્ટોમાં પણ તેમણે નિવૃત્તિના સમયમાં ઘણું કામ માથે લીધેલું.

સાર્વજનિક ટ્રસ્ટનો આદર્શ અંગ્રેજી સત્તાને લીધે જ પ્રાપ્ત થયો હતો એમ ન કહી શકાય, કારણ કે પ્રાચીન ભારતમાં પણ આવા ધર્માદાના નિધિઓ સાચવવાની પ્રથા હતી, જેને પ્રામાણિકતાથી ચલાવવાનું કામ મુશ્કેલ ગણાતું. પરંતુ અમદાવાદ, આખુ, ધંધુકા અને કાંકરોલી સુધી શ્રી મોતીલાલભાઈની કાર્યદક્ષતા અને પ્રામાણિકતા પ્રસિદ્ધ હતાં.

ઈ. સ. ૧૯૩૬માં ગુજરાત સંશોધન મંડળની સ્થાપના વખતે તેમણે ટ્રસ્ટ તરફથી રૂ. ૨૫ હજારની રકમ દાનમાં આપી; અને એક વ્યવહારૂ શરત એવી નાંખી કે કાર્ય પૂરું થયા પછી જ તે રકમ આપવી. તેમની વ્યવહારૂ પણ શાન્ત વૃત્તિ, સંતોષી જીવન, ઊંડી સમજશક્તિ અને નિખાલસ હૃદય તેમના ખાસ ગુણો હતા. નિયમિત દિનચર્યા, હમેશાં ચહા પણ સંસ્થાના મિત્રો સાથે— શ્રી. કે. કા. શાસ્ત્રી જેવા વિદ્વાનની સાથે— મળવાનું અને નિયમિત કામ કરવાનું.

અમારાં માતાપિતા તરફથી મળેલા વાત્સલ્ય અને ચારિત્ર્યના વારસા સંબંધી જરા વધારે વિગતથી લખવાની જરૂર લાગે છે. અમારા કુટુંબમાં નોકર રસોઈઓ નહોતો; ફક્ત વડોદરા રાજ્યની પ્રથા પ્રમાણે એક તહેનાતી નોકર સવારના થોડા કલાક આવી જાય અને ઘરમાંથી સાફસૂફ કરીને ધોતિયાં કપડાં ધોઈ જાય. તેમ છતાં અમારા બધા ભાઈઓને કેળવણી માટે ખાસ ગોઠવણ થતી હતી. સાડા નવ વાગ્યામાં અમારા બધા ભાઈઓને અમારાં માતુશ્રી ગરમ ગરમ રસોઈ ખવરાવતાં અને ચાર પાંચ ભાંડુ સાથે બેસીએ તોપણ દરેકને ગરમ ઊતરતી રોટલી આપવાનો તેમનો આગ્રહ તેમણે છેવટ સુધી ચાલુ રાખેલો અને તેથી ગરમ રોટલીનો રિવાજ હજી પણ અમારા ઘરનાં કુટુંબોમાં પ્રચલિત રહ્યો છે. તે જમાનામાં દૂધ આઠ પાઈએ શેર મળતું હોવાથી અમને દૂધ બે વખત

મળતું, પણ એકેક કડછીથી વધારે મળવાની મુશ્કેલી હતી. તેમ છતા નિયમિનતા અને સંયમ અમે બધા સારી રીતે શીખ્યા હતા; અને તેની કિંમત હજી પણ થાય છે. અમારા બધા ભાઈઓ માટે એવી કહેતી હતી કે તેઓ બધા બીજાનું પણ કામ સારી રીતે કરી આપે છે. તેનો પ્રત્યક્ષ અનુભવ મને ૧૯૪૨માં મહાબલેશ્વર ખાતે થયો હતો. હુ તે વખતે મુંબાઇ સરકારના એકાઉન્ટન્ટજનરલનો ઓધ્ધો ભોગવતો હતો. ત્યાં એક વખતે ફરીને પાછો આવતાં શેઠ મફતલાલ ગગલભાઈનો ભેટો થઈ ગયો તે વખતે તેમની સાથે બીજા એક શ્રીમંત ગૃહસ્થ હતા. તેમણે મારુ નામ અને ઓળખાણ પૂછ્યા. મફતલાલ શેઠે પોતાની લાક્ષણિક શૈલીમાં કહ્યું કે 'આ ભાઈ હાલ તો મુંબાઇ ઇલાકાના એકાઉન્ટન્ટજનરલનો ઓધ્ધો ભોગવે છે, પણ તેમની ખરી ઓળખાણ તો તેમના કુટુંબની હું આપું એમના ચાર ભાઈઓને હું ઓળખું છું. તે ચાર ભાઈઓ પોતપોતાના ધંધામાં હોશિયાર છે અને તે ઉપરાત બીજાનુ પણ કામ જાતે ઘસાઈને પ્રામાણિકતાથી સારી રીતે કરી આપવાની ટેવ રાખે છે' આવો અભિપ્રાય વગર માગ્યે મળે તે અમારા કુટુંબના કરતા કુટુંબના વડીલને માટે વધારે માનપ્રદ ગણાય.

એક સમર્થ ટ્રસ્ટના વહીવટના અંગે શ્રી મોતીભાઈની પાસે જે સત્તા, શક્તિ અને માનમરતબો હતા તે નમ્રતા અને વિવેક તેમને પોતાના અનુભવથી મળેલાં: એનો એક દાખલો તેમણે પોતાના જીવનમાં 'એક' કુટુંબ-સમારંભના ભાષણમા આપેલો તેમનુ કુટુંબજીવન પત્ની પુત્રો પુત્રીઓ પ્રપૌત્રો પ્રપૌત્રીએ સુખી હતું સંપ ત્યાં જંપ એ એમનો મુદ્રાલેખ જીવનમા વર્તનમા અને વાતચીતમા હમેશ આગળ રાખતા. નાનપણમા તેમના થયેલા કેટલાએક દુઃખદ અનુભવોનો

તેમણે પ્રેમ અને સમાધાન વૃત્તિથી ઉલ્લેખ કરેલો છે તે તેમના આત્મચરિત્રમાં નોંધાયેલ છે.

તેમનાં અનુભવ અને વિચારશક્તિ મને મારા જીવનમાં ઘણાં ઉપયોગી થઈ પડયાં છે. અમારા પિતાશ્રીના અવસાન પછી કુટુંબની મિલકતની વહેંચણી કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે મેં મારો ભાગ લેવાની ના પાડી અને તેમાંથી ગરીબ અને કષ્ટગ્રસ્ત કુટુંબીજનોને મદદ કરવાના હેતુથી નવું ફંડ કરવાની ઇચ્છા દર્શાવી. તે સંબંધી વર્ષો સુધી વિચાર કરતાં તેમની ગોવિંદ કૃષ્ણ ફંડની યોજના તૈયાર થઈ અને તેને અમારા વકીલભાઈ શ્રી નટવરલાલની મદદથી સ્થાયી અને કાયદાસર-રૂપ મળ્યું. આ ગોવિંદ કૃષ્ણ ટ્રસ્ટ હું શ્રી મોતીભાઈની યાદ-ગીરી જાળવવા માટે યોગ્ય અને અનુકૂળ સ્મારક ગણું છું. તેનાથી આર્ત અને દુઃખી કુટુંબીજનોને લાભ મળ્યો છે અને ઉપયોગી પ્રવૃત્તિઓને ઉત્તેજન મળે છે. આ ફંડ કેવળ કુટુંબીજનો ઉપરાંત બીજી વ્યક્તિઓ તેમ જ સમાજને ઉપયોગી થઈ પડે એમ છે. આ ગોવિંદનિધિ જથૂકનું સ્વરૂપ પકડે અને દેશકલ્યાણની પ્રવૃત્તિમાં સારી રીતે ભાગ લેવાને સદ્બુદ્ધિ અને સાધનો પ્રાપ્ત કરે એવી મારી ઇચ્છા છે.

શ્રી મોતીભાઈના જીવનનો અંત કેન્સરના રોગથી થયો હતો: તેવી દુઃખ દશામાં પણ તેઓશ્રી પોતાના કર્તવ્યથી ચલિત થયા નહોતા. ટ્રસ્ટી તરીકેના તેમના છેવટના કાર્યમાં પ્રમાદ થવા દીધો નહોતો, અને અંતિમ કાલની તેની મહેચ્છા તેમણે વ્યક્ત કરી હતી કે પોતાના ગુરૂના દર્શન કરવાં. વૈષ્ણવ ધર્મની પોતાની પ્રિય પ્રણાલિકાના પાલનમાં તત્પર રહીને છેવટ સુધી જે સદ્બુદ્ધિ અને સદાચારની વૃત્તિનુ પાલન કર્યું હતું તેની વૃદ્ધિ અને પ્રચાર સમગ્ર દેશ અને પ્રજામાં પ્રસરે અને એક મૂકસેવકની સેવાવૃત્તિનો વિકાસ થાય એવી મારી પ્રાર્થના છે.

છેવટમાં આ એક મહાપુરુષને મારી અંગત અંજલિ આપતાં આનંદ થાય છે.

"વૈષ્ણવજન તો તેને રે કહીએ, જે પીડ પરાયી જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધનધન જનની તેની રે."